श्री सद्गुरवे नमः

વર્ષ ૨ જું. | **સસ્તી વાર્તામાળા.** | પુસ્તક ૯-૧૦



# महाराष्ट्रीय कथाकुंज


લેખક

છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.
સુરત.

તથા

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
અમદાવાદ.



પ્રથમાવૃત્તિ-પ્રત ૨૫૦૦
સં. ૧૯૭૧-સને ૧૯૧૫

ફાગણ-ચૈત્ર.

કાચું પૂઠું ૦-૬-૦
પાકું પૂઠું ૦-૮-૦

પ્રકાશક
ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
વ્યવસ્થાપક-સસ્તી વાર્તામાળા.
મુંબઈ નં. ૨

| | |
|---|---|
| રજીષ્ટર નંબર | આ પુસ્તકના માલિક |
| | |

# અગત્યની સૂચના:—

૧. હવે પછીનું **પાંચમું** પુસ્તક આસરે પંદર વિશ દિવસે પ્રકટ થશે.

૨. **અમદાવાદના કેટલાક એજન્ટો દ્વારા ગ્રાહક થનાર સજ્જનોને અસંતોષ મળ્યો છે એવું અમારા જાણવામાં આવ્યું છે, માટે એજન્ટો દ્વારા જેઓને ગ્રાહકમાં ન રહેવું હોય તેમણે પોતાના એજન્ટના નામ સાથે અમારે ત્યાં પરભાર્યા ગ્રાહક થવું, જેથી તેઓને પુસ્તકો અમારા માણસદ્વારા કે પોષ્ટદ્વારા મોકલાશે.**

૩. લવાજમ માટે મનીઑર્ડર મોકલનારે લવાજમ ઉપરાંત ૦—૧—૦ વધુ મોકલવો, **જેથી** તેમને પુસ્તકો અનરજીષ્ટર્ડ ખુકપાષ્ટથી મોકલાશે.

૪. હિંદુસ્તાનનાં ગ્રાહકો માટે **કાચા પૂંઠાના** રૂ. ૨—૦—૦ અને પાંચ સોનેરી અથવા રૂપેરી નામો સાથેના **પાકા પૂંઠાના** રૂ. ૩—૦—૦ વી. પી. ખર્ચ એક આનો વધુ છે. **આફ્રિકાના** ગ્રાહકો માટે **કાચા પૂંઠાના** રૂ. ૨—૧૦—૦ તથા **પાકા પૂંઠાના** રૂ. ૪—૦—૦ છે. કેટલાક ગ્રાહકોએ ઓછું લવાજમ મોકલ્યું છે તેમણે બીજા પૈસા વધારે મોકલવા. અને **ત્રીજા વર્ષનું લવાજમ** પણ તુરત મોકલવું.

૫. ઠેકાણું બદલાતાં તુરતજ ખબર આપવી. અમારે ત્યાંથી દરેક પુસ્તકો ચોકસાઇથી પોષ્ટ થાય છે. ગ્રાહકોએ પૂરૂં નામ, ગામ, પોષ્ટ, જીલ્લો સ્પષ્ટ અક્ષરે વખવું. **પત્રવ્યવહારમા રજીષ્ટર નંબર અવશ્ય** લખવો, નહિ તો જવાબ મળશે નહિ.

૬. જવાબ માટે રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ મોકલવી.

**મેનેજર—સસ્તી વાર્તામાળા.**

---

**અનુક્રમણિકા:**—

श्री सद्गुरवे नमः

વર્ષ ૨ જું. | સસ્તી વાર્તામાળા. | પુસ્તક ૯-૧૦



# महाराष्ट्रीय कथाकुंज

લેખક

છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.
સુરત.

તથા

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
અમદાવાદ.

પ્રથમાવૃત્તિ-પ્રત ૨૫૦૦
સં. ૧૯૭૧-સને ૧૯૧૫

ફાગણ-ચૈત્ર.

કાચું પૂઠું ૦-૬-૦
પાકું પૂઠું ૦-૮-૦

પ્રકાશક
ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
વ્યવસ્થાપક-સસ્તી વાર્તામાળા.
મુંબઈ નં. ૧૩

પ્રકાશક (સર્વ હક સ્વાધિન.) ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા. [illegible] નં. ૧૩.

અમદાવાદ સલાપોસ રોડ, ધી ડાયમંડ જ્યુબિલિ પ્રીન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

## कार्यशक्ति महिम्न.

**कव्वाली**—जगावी देश भक्तिने, वळो उद्यानमां बंधु !
जणावी कार्य शक्तिने, पडो मेदानमां बंधु !

हठावो पाप कर्मोने, उठावो धर्म मर्मोने;
सजी विज्ञान पर्मोने, वधो अवधानमां बंधु !

सुतेला सिंहना म्होमां, कदि शिकार नहि आवे;
बिछाने शुं रह्या सूता, तमे अज्ञानमां बंधु !

छुटे ज्यां कर्मनां तीरो, पडे त्यां प्हाडमां चीरो;
सुभट छो आर्यना वीरो, बह्युं शुं भानमां बंधु !

उगे नक्षत्र–गृह–तारा, सितारा शोभता सारा;
विना विनी प्रभा धारा, डुब्युं नभ म्लानमां बंधु !

शशी–रवि कार्य शक्ति छे, भरी ज्यां पूर्ण दीप्ति छे;
जगाडे सर्व सृष्टिने, सदा सन्मानमां बंधु !

विसारी कर्मना धारा, रह्या सन्मार्गथी न्यारा;
भुली पुरुषार्थने प्यारा, तणाया तानमां बंधु !

उठो उद्योग अजमावो, महो कंइ कार्यनो ल्हावो;
चुकावो बख्तनो दावो, वधी विज्ञानमां बंधु !

उतारो दोषनो भारो, चलावो कार्यनो मारो;
दुःखी संसारने तारो, सु विद्यादानमां बंधु !—**वसन्त.**

# પ્રકાશકની પ્રસ્તાવના.

"અમારે ભારતવર્ષનો ઇતિહાસ અને ભારતવર્ષનાં ચમત્કારિક સાહિત્યનો અભ્યાસ કરવો જોઇએ અને તમારે ઇંગ્લંડનો તથા બ્રીટિશ રાજ્યના ઇતિહાસનો અભ્યાસ કરવો જોઇએ." **લૉર્ડ કારમાઈકલ.** (બંગલાના ગવર્નર).

**આ**જે ગ્રાહક બંધુઓ સમક્ષ **મહારાષ્ટ્રીય કથાકુંજ** નામક ચાલુ (બીજા) વર્ષનું ચોથું પુસ્તક સાદર કરવામાં આવે છે. એમાં મરાઠા અને પેશ્વા સરકારના રાજ્ય સમયે બનેલા કેટલાક સત્ય બનાવો લઇને કલ્પનાના સામ્રાજ્ય વડે તેને ન્હાની ન્હાની નવલકથાનું રૂપ આપવામાં આવ્યું છે. તદ્દન કાલ્પનિક નવલકથાઓ કરતાં ઐતિહાસિક વ્યક્તિઓના જીવન પ્રસંગો લઇને લખાયલી નવલકથાઓમાં દર્શન દેતાં પાત્રોના જીવનચરિત્ર ઉપરથી વાંચકને વિશેષ જાણવાનું અને શિખવાનું મળે છે, એ સત્ય કોઇથી ના પાડી શકાશે નહિ. શુષ્ક જીવન ચરિત્રો કરતાં નવલકથાના રૂપમાં લખાયલાં રસિક જીવન પ્રસંગો મનુષ્યના હૃદય ઉપર સચોટ અસર કરે છે. ભૂતકાળમાં બનેલા બનાવો વાંચક સમક્ષ તાદૃશ્ય થાય છે અને મનુષ્ય પ્રકૃતિ અનુસાર તેમાંથી અમુક ગુણ ધારણ કરવા લલચાય છે–અરે! ઘણી ખરી વખત એવું જોવામાં આવ્યું છે કે ભૂતકાળમાં થઇ ગયેલા મનુષ્યોનાં જ જીવન વ્રત વાંચીને ઘણાં મનુષ્યો અર્વાચીન કાળમાં મ્હોટા થયા છે. ભૂતકાળનો ઇતિહાસ અને અર્વાચીન કાળના મ્હોટા મનુષ્યો એજ તેના જીવંત સાક્ષી સ્વરૂપ જોવામાં આવશે.

મહારાષ્ટ્રીય કથાકુંજમાંની ઘણી વાર્તાઓ મહારાષ્ટ્રીય કુલભૂષણ, ગોબ્રાહ્મણ પ્રતિપાળ શ્રી શિવાજી છત્રપતિ મહારાજના સમયની છે. તેમાંથી સ્વર્ગીયપ્રેમનાં અમૃત ઝરણો, દેશભક્તિ અને રાજભક્તિના અમૂલ્ય ઉપદેશો, બંધુપ્રેમ અને સ્વામિનિષ્ઠાનાં જ્વલંત દ્રષ્ટાંતો, ધર્મનિષ્ઠા અને કર્મશ્રદ્ધાના દિવ્ય સ્તોત્રો વાંચક બંધુઓના હૃદયપટ ઉપર ચિતરાશે. ગુણગ્રાહક મનુષ્ય હૃદય તેમાંથી યોગ્યતાનુસાર ગ્રહણ કરશે એવું અમારૂં માનવું છે. એનાં વાંચનથી વાંચકોને આનંદ અને જ્ઞાન પ્રાપ્ત થશે તો લેખક પ્રકાશક પુનઃ તેમની સમક્ષ સેવક રૂપે હાજર થવામાં માન સમજશે. આ પુસ્તકમાંની નંબર ૧-૧૩-૧૪ને ૧૫ વાર્તાઓ વાર્તામાળાના વ્યવસ્થાપકની લખેલી છે અને નંબર બે થી બાર સુધીની વાર્તાઓ સુરતનિવાસી રા. છોટુભાઈ દાજીભાઇ દેશાઇએ લખી આપી તદ્દન નિઃસ્વાર્થ ભાવે સસ્તીવાર્તામાળાના ગ્રાહકોની સેવા બજાવી છે તે માટે તેમનો પ્રકાશક અંતઃકરણપૂર્વક આભાર માને છે. શ્રીમાન છોટુભાઈ ઉછરતા લેખક છે, અને ભવિષ્યમાં તેઓ સારી સેવા બજાવશે એમ જણાય છે. આ પુસ્તકમાં લખાયલી સર્વે વાર્તાઓ મરાઠી ભાષામાં

પ્રકટ થતાં માસિક **મનોરંજન**, કરમણુક, એક આણા માળા, વગેરે માસિક, અઠવાડિક પત્રોમાંથી ભાષાંતર-રૂપાંતર કરી લેવામાં આવી છે જેથી મૂળ લેખકો અને પ્રકાશકોનો પણ આભાર માનવામાં આવે છે.

હવે પછીનું **પાંચમું પુસ્તક**-ચાલુ વર્ષનું છેલ્લું પુસ્તક-પંદરેક દિવસમાં પ્રકટ થશે. આશા છે કે વિલંબ માટે ગ્રાહક બંધુઓ ક્ષમા કરશે.

આષાડ શુક્લા નવમી. }
૧૯૭૧. **અમદાવાદ.** } ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

---

# લેખક હૃદય-નિવેદન.

પુસ્તકનો પ્રસ્તાવ તેના ઈતિહાસ-પ્રેમી પ્રકાશક કરી લેશે. મારો હેતુ અત્રે કેવળ મારાં હૃદયનો ઉલ્લાસ નિવેદન કરવાનો છે.

આ પુસ્તક લખવાનું કામ મને તેના પ્રકાશક શ્રીયુત ડાહ્યાભાઈ તરફથી સોંપાયું, અને મેં પણ તે સહર્ષ સ્વીકાર્યું. પરંતુ મારૂં હૃદય કંઈ અકથ્ય કારણ યોગે પ્રારંભથીજ શિથિલ હતું. માનવજીવનના વૈવિધ્યનું અવલોકન કરતાં જણાય છે કે દરેક વ્યક્તિ હમેશા કંઈ પણ સારૂં કરવાની ઇચ્છા રાખે છે. મારા હૃદયની શિથિલતાનું કારણ પણ કંઇક એવાજ પ્રકારનું હતું. મારી પાસે કાલ્પનિક સૃષ્ટિ તેમ કંઇ અનુકરણથી ઉભી કરેલી "**જ્યોત્સ્નાકુમારી** નાટક," "**રૂકિમણી પરિણય** નાટક" "**જ્ઞાનભાનૂદય નાટિકા**", "**વિભાવરી-વિભ્રમ** (પ્રહસન)", "**સ્ત્રી-ગીતા**", "**વસંત-વિલાસ** (કાવ્ય)", "**નૈસર્ગિક-શિક્ષા**" આદિ કૃતિઓ પૂર્ણ-કંઈ અપૂર્ણ છતાં **મહારાષ્ટ્રીય કથાકુંજ** જેવી અનુવાદિત કૃતિને પ્રકાશ પામવા પ્રથમ સ્થાન મળે છે, પરંતુ "ભવિતવ્યતા બલીયસી" પ્રમાણે એ પુસ્તકની લેખન પ્રવૃત્તિ દરમિઆન "**સુકવિ-સમિતિ**" નામક એક સાહિત્ય વિષયક પ્રહસન તુરતાતુરત લખી તુરતજ પ્રકાશમાં મૂકવાનો સુયોગ પ્રાપ્ત થયો. મારી એ પ્રથમ કૃતિને અગ્રગણ્ય ગુર્જર વિદ્વાનોએ સ્તુત્ય અભિવંદન કર્યાં, તે જોઈ હૃદય અતિશય આનંદાવેગે પ્રફુલ્લિત થાય એ સ્વાભાવિકજ છે.

લેખક હૃદયના આત્મમંથનકાળનો પ્રારંભ, સારા લેખક થવાની અવર્ણનીય જીજ્ઞાસા તથા ગ્રંથકાર થવાની પિપાસાથી થાય છે, અને તે મંથન-

કાળની સમાપ્તિ સાથે સેવાના સ્વરૂપમાં ગોઠવાય છે. આજ સૂત્ર આપણા સદ્‌ગત વિદ્વાનોના અને દેશી–વિદેશીય મહાપુરૂષોના જીવનમાં બહુવંશે જોવામાં આવે છે. મહાન્‌ ભારતસેવક અને ભારતસેવકસમાજ (સર્વન્ટસ્ ઑફ ઇન્ડિઆ સોસાયટી)ના સંસ્થાપક સ્વર્ગસ્થ શ્રી **ગોપાળકૃષ્ણ ગોખલે,** એમની સ્વદેશ-ભક્તિ તથા સ્વદેશ સેવાધર્મમાં પરાયણવૃત્તિ માટે આજે સમસ્ત ભારતને એક સરખું માન છે. તેનો સ્વદેશસેવાની ભવ્ય ઇમારતનો પાયો જોઇશું, તો દ્રવ્ય મેળવવાની પ્રબળ લાલસા છતાં મોટામાં ગણાવાની તીવ્ર આકાંક્ષાને લીધે લોકમાન્ય **તિલક** આગરકરના મંડળમાં ભળવું એજ હતો. પરંતુ પરિણામે તે આકાંક્ષિત વૃત્તિ નિઃસીમ સત્ય સેવાના સ્વરૂપમાં પરિવર્તન પામી હતી. આવા પ્રબળ આત્મામાં પણ આવી આકાંક્ષા પરિણત પામેલી હોય છે, તો પછી આ ક્ષુદ્ર હૃદય તેવી આકાંક્ષાથી દૂર રહેવા પામે એ કેવળ અસંભવનીય છે. આવીજ કંઈ ઉર–અભિલાષાને અનુસરી મારી લેખન પ્રવૃત્તિનો ઉદ્‌ભવ થયો હતો અને તે કંઈ અંશે સાફલ્ય પામતાં હૃદય ઉલ્લ-સિત થવું સ્વાભાવિક છે.

મારા પૂર્વના કથનથી કંઈ વિચાર ભેદ થવા ન પામે, તત્કારણ દર્શાવવું આવશ્યક જણાય છે, કે હું અનુવાદિત કૃતિઓનો વિરોધી નથી છતાં મારી ખાસ માન્યતા છે કે "જેમ બને તેમ આપણે આપણી ભગિનીભાષા, પરભાષા આદિના ઉત્કૃષ્ટ પુસ્તકોના અનુવાદો આપણા સાહિત્ય મંદિરમાં ઉતારી વિચારોની આપ–લે કરવી જરૂરની છે. દરેક સાહિત્યની ઉન્નતિ સાથે પ્રથમ આખા વિશ્વના સાહિત્યને ઉદ્ધૃત કરવાની આવશ્યકતા છે, અને તે પ્રમાણે હાલના આપણા સાહિત્યના ઉન્નતિકાળમાં પણ થવું જોઇએ, પણ તે સાથે ભગિનીભાષાના અનુવાદ માટે આ વાર્તામાળાના પ્રકાશક અને સુપ્રસિદ્ધ ભારતજીવનના સંપાદક શ્રીમાન્‌ ડાહ્યાભાઈ જેવા અનુવાદકો કે જે અનુવાદને પણ મૂળ (Original) સ્વરૂપમાં મૂકે છે, તેવાની ખાસ આવશ્યકતા તો હરકોઇને પણ સ્વીકારવી પડશે. સારા અનુવાદક વિના સાહિત્ય વિપુલ બનવું સદા સર્વથા અસંભવિતજ છે. અસ્તુ !

"શારદા–વિહાર."
અંબાજીરોડ-સુરત.

**છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.**

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. મુંબાઇ—મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંા. બુકસેલર્સ કાલબા-
દેવીરોડ પ્રિન્સેસ સ્ટ્રીટ. (છુટક પુસ્તકો મળી શકશે.)
૨. ,, ઠા. વસનજી પરમાણંદ ચાહેવાળા બુકસેલર કાલબાદેવીરોડ.
૩. ,, રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેશાઈ લોવર પરેલ.
૪. સુરત—શા. રંગીલદાસ કાશીદાસ જનરલ મરચન્ટ—બરાનપુરી ભાગોળ.
૫. ,, ચંદ્રપ્રકાશ ઑફીસ—ભાગાતલાવ.
૬. ભરૂચ—રા.રા. ગણપતરામ દુર્ગારામ દેસાઈ. વિમા કંપનીના એજન્ટ.
૭. વડોદરા—મોહનલાલ મનસુખરામ બુકસેલર. (છુટક પણ મળશે.)
૮. નડીઆદ—રા. રા. મણીલાલ લલ્લુભાઇ દેસાઇ.
૯. ,, રા. રા. મગનલાલ દામોદર પંડયા. લખાવાડને નાકે.
૧૦. ભાવનગર-રા. અબ્દુલહુસેન આદમજી બુકસેલર. (છુટક પણ મળશે)
૧૧. કરાંચી—રા. રા. છગનલાલ ત્રિભુવન દવે. ઠે. બંદરરોડ. લેટ—
પિપલ્સ બેંક બિલ્ડિંગ.
૧૨. અમદાવાદ—ડી. રૉય અને કંપની. ગુજરાતના એજન્ટ ઠે. ખાડીયા
પોલીસ ચૉકી પાસે.
૧૩. ,, રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર ત્રણ દરવાજા.
૧૪. ,, રા. રા. જેકીશન પરમાનંદ તારકસ. ત્રણ દરવાજા.
૧૫. ,, રા. રા. હરિપ્રસાદ મોહનલાલ ખાડીઆ. ગોટીની શેરી.
૧૬. ,, રા. રા. પુંજાલાલ લલ્લુભાઈ. ભદ્રસાહેબ. માણેક ચૉક.
૧૭. ,, મેસર્સ જે. એન. વકીલ અને કંા. રીચીરોડ. નં. ૪૩૩
૧૮. ,, વકીલ એન્ડ કંપની. રીચીરોડ.
૧૯. ,, રા. રા. નંદલાલ ચુનિલાલ બોડીવાળા. સારંગપુર.
૨૦. ,, રા. રા. રણછોડલાલ મોતીલાલ બુકસેલર. રીચીરોડ.
૨૧. ,, રા. રા. રામનારાયણ કેશવલાલ દેસાઇ. રંગના વેપારી.
૨૨. ,, અંબાલાલ શંકરલાલ દવે. ખાડીયા શ્રીરામજીની શેરી.
૨૩. બારડોલી—રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેસાઈ. બ્યાસ ફળીઉં.
૨૪. ડબાઇ તથા ઠઠ્ઠા—રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.

# महाराष्ट्र-कथाकुंज.

## १ स्वदेश प्रेमी-तारा.

(૧)

"પિતાજી, પિતાજી, મ્હને તમારા જેવો પોષાક લાવી આપો. એટલે પછી હું તમને મદદ કરીશ."

"વાહવા રે વાહવા! સ્ત્રીઓ શું યુદ્ધમાં જઇ શકે ખરી? પિતાજી! તમે એનું કંઈ પણ સાંભળશો નહિ હોં! મ્હને માત્ર એક બખ્તર અને એક તરવાર આપો એટલે હુંજ તમારી સાથે આવીશ."

"અરે! ત્હને કોણે કહ્યું કે સ્ત્રીઓ યુદ્ધમાં નથી જતી? તું એક બખ્તર અને તરવાર માગે છે પણ બેસશે શેના ઉપર?"

"હા, ખરી વાત છે બાઇ! યાદ આવ્યું હવે. મ્હને ઘોડો યાદજ આવ્યો નહિ. વારૂં, મ્હારી વાત રહેવા દે પણ તું શેના ઉપર બેસીને યુદ્ધ કરવા જશે?"

"શું મ્હારી વાત? મ્હને તો કાલેજ રાવસાહેબ કહેતા હતા કે ત્હારા પિતાજી બધો પોષાક આપશે તો હું ત્હને એક ઘોડો આપીશ. પણ અરે! પિતાજી ક્યાં ગયા?"

"ઘરમાં પાણી પીવા ચાલો, આપણે પણ ત્યાંજ જઇએ."

એમ બોલતાં બોલતાં તે બન્ને બ્હેન ભાઇ ઘરમાં ગયાં. તેમના પિતા તેમને દ્વારમાંજ મળ્યા. તેમણે પૂછ્યું: "તારા! તે વખત તું શું પૂછતી હતી?"

"પિતાજી! તમે એનું કશું સાંભળશો નહિ. હમણાં હમણાં તે બહુજ બ્હેકી ગઈ છે!"

"પિતાજી! એ મ્હને જ્યારે ત્યારે એવુંજ કહે છે! મ્હેં એવું તે શું કર્યું વારૂ?"

"બીજું શું કરવાનું હોય? મ્હોટી ગાનારી તો થઇ પડી છે! રાવસાહેબની હવેલીમાં રોજ સતાર વગાડી ભગવાનનાં ભજનો ગાય છે અને—"

"મોતી! મ્હોઢું સંભાળીને બોલ! એ ન્હાની છે ત્યાં સુધી બધુંજ છે. મ્હોટી થયા પછી એનાથી ક્યાંય જવાશે ખરૂં કે? તારા! કાલે તેં રાવસાહેબની હવેલીમાં ઉત્તમ ભજનો ગાયાં હતાં એમ સાંભળ્યું છે. ખરૂં કે?"

"ઉત્તમ તો કંઇ નહિ એટલું બધું. નિત્ય પ્રમાણેજ, પણ તેમણે મ્હને ઇનામ આપવાનું કબૂલ્યું છે."

"ઇનામમાં શું માગ્યું?"

"તમારી સાથે આવવા માટે બેસવાનો એક ઘોડો."

"એમ કે? યુદ્ધમાં આવવાની ત્હારી ઇચ્છા હોય એમ જણાય છે. ઠીક ત્યારે."

એટલું બોલતાં ન બોલતાં એક સિપાહી ત્યાં આવી પહોંચ્યો, અને "આપને સત્વર બોલાવે છે." એટલું કહી તે ત્યાંથી ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

"રસોઇ તૈયાર થઈ છે. જમીને જાઓ." એમ કહી તારાની માતાએ ભોજન પિરસ્યું. તારાનો પિતા ઉતાવળે કોળીએ જમી, વસ્ત્રો પહેરી, "રાત્રે મ્હારાથી આવી શકાશે નહિ." એવા શબ્દો બોલતો બોલતો ઘરમાંથી બહાર ગયો.

---

## (૨)

છત્રપતિ રાજારામ મહારાજના સમયની આ વાર્તા છે. તારાનો પિતા વિશ્વાસરાવ એ રાવસાહેબના હાથ નીચે એક શૂરવીર સિપાહી હતો. આજે તેના ગામને, મુસલમાન બાદશાહના સૈન્યે ઘેરો ઘાલ્યો હતો. ગામ કાંઈ મ્હોટું નહોતું. હજાર દોઢ હજારેક મનુષ્યની વસ્તી હતી. તેમાં અન્ય જાતિ કરતાં બ્રાહ્મણોની વસ્તી વિશેષ હતી. ગામની આસપાસ પત્થરનો મજબૂત

કોટ ચણેલો હતો. ગામમાં આવવા માટે ચાર દિશામાં ચાર મ્હોટા દરવાજા હતા.

રાવસાહેબ તે ગામના જાગીરદાર હતા. મુસલમાની સૈન્યનો ઘેરો પડ્યાને પંદર દિવસ થઇ ગયા હતા છતાં કોઇનો જય પરાજય થયો નહતો. બહારના લશ્કરે ત્રણ દિવસ થયાં, ગામની અંદરના લોકો ઉપર તોપના ગોળાનો વર્ષાદ વર્ષાવ્યો હતો. એ સખ્ત મારાથી અંદરના લોકો ગભરાઈ અકળાઈ ઉઠયા હતા. કોઇને કોળીઓ અન્ન જમવાની કે ઘડી નિદ્રા લેવાની ફુરસદ ન હતી. એવું તે કેટલા દિવસ ચાલે ! અતિ શ્રમ કરવાથી મનુષ્યના શરીરમાં કેટલી શક્તિ રહે વારૂ ? એમ વિચાર કરી રાવસાહેબે તેમના બે વિભાગ કરી દીધા. એક વિભાગ દિવસે નિદ્રા લેતો અને બીજો યુદ્ધ કરતો. ત્યારે બીજો રાત્રિએ નિદ્રા લેતો અને દિવસે યુદ્ધ કરતો. એમ ચાલ્યાં કરતું પરંતુ જ્યારે એક વિભાગ યુદ્ધ કરતાં થાકી જતો ત્યારે નિદ્રા લેતો બીજો વિભાગ પણ તેમની મદદે જઇ પહોંચતો ! આજે વિશ્વાસરાવની રાતપાળી હતી. તે સાધારણ ગરીબ સ્થિતિનો સિપાહી હતો. તેને ઉપર કહ્યા પ્રમાણે તારા અને મોતીરામ નામનાં બે સન્તાન હતાં.

તારા મોતીરામ કરતાં ન્હાની હતી. હમણાં તે બાલિકાનું વય બાર વર્ષનું હતું. તે સશક્ત, ગૌર અને સુંદર હતી. તેનું મુખ તેજસ્વી અને પુરૂષના જેવું ભવ્ય દેખાતું હતું. તે સારી પેઠે વાંચી લખી જાણતી. રાવસાહેબની તેના પર વિશેષ પ્રીતિ હોવાથી તેમણે તેને પોતાના પુત્રો સાથે ઘોડા પર બેસવાનું, તીર મારવાનું, પટા ખેલવાનું, બંદુક ફોડવાનું, તલવાર, ભાલા, બરછી જેવાં શસ્ત્રો ચલાવવાં વગેરે યુદ્ધમાં ઉપયોગી થઇ પડે એવી કળાઓ શીખવી હતી. એ સિવાય બાલિકામાં એક ઇશ્વિરી બક્ષિસ હતી. તે એકે તેનો કણ્ઠ બહુજ સુમધુર હતો. તે સંગીત કળામાં મ્હોટા મ્હોટા ગવૈયાઓને લજાવતી હતી. રાવસાહેબે તેની સંગીત કળા જોઇ ત્યારે તેને તેમણે સતાર વગાડતાં શિખવ્યો. તે કળા તેણે ઘણીજ ઉત્તમ રીતે શીખી લીધી. ત્યાર પછી રાવસાહેબે તેને એક વાંસળી બક્ષિસ આપી. બાલિકા તે વાંસળી નિત્ય પોતાની સાથેજ રાખતી અને વગાડતી. તારા, પોતાના પિતા સાથે નિત્ય બહાર જતી. તેથી તે સમયના ઘણાં યુદ્ધનાં

વર્ણનો તારા જાણતી હતી. વળી યુદ્ધમાં કેટલાં વાજીંત્રો હોય છે અને કઈ વખતે તે કેવી રીતે વગાડવામાં આવે છે, તે પણ તેના જાણવામાં હતું. આગળ જતાં તે વાજીંત્રો તારા વગાડી શકતી હતી. તારા એ વાજીંત્રો એટલી ઉત્તમતાથી વગાડતી હતી કેઃ તે સાંભળી પ્રત્યેક સિપાહીઓ મ્હોંમાં આંગળી દાબતા અને આશ્ચર્ય પામી તેના સ્હામું જોતા અને તેને હોંસે હોંસે નવું નવું વગાડવાનું શિખવતા !

હમણાં સૈન્યના બે વિભાગ કરેલા હોવાથી રાવસાહેબની હવેલીમાં વિશ્રાંતિ લેવાનું સ્થળ બનાવ્યું હતું. મધ્યાહ્ને અને સંધ્યા સમયે વિશ્રાંતિ લેનાર સિપાહીઓ ભોજન કરતી વખત તારાને વાંસળી તથા સતાર સાથે ખાસ બોલાવી મંગાવતા અને તેના મુખેથી બે ચાર ભગવદ્ ભજનો સાંભળતા તથા સતાર અને વાંસળીના મધુર નાદથી મનને આનંદ આપતા.

તારાની સંગીત કળા સંબંધી આસપાસના ગામોમાં ખ્યાતિ થઈ હતી. તેનો ભાઇ મોતીરામ પણ તેના જેવોજ બુદ્ધિમાન અને ચાલાક હતો પરંતુ તેનું લક્ષ્ય શસ્ત્ર વિદ્યા તરફજ વિશેષ હતું. વિશ્વાસરાવ ઘર બહાર ગયા પછી મ્હાલસાબાઇ જમવા બેઠી. મોતીરામ તેને વાર્તાઓ વાંચી સંભળાવવા લાગ્યો. વાર્તા સાંભળતાં સાંભળતાં મ્હાલસાબાઇનું ભોજન કાર્ય સમાપ્ત થયું. વાસણો પણ અજવાળ્યાં. ત્યાર પછી તે પથારીઓ કરવા બીજા ઓરડામાં જતી હતી એટલામાં પાટલુન, કોટ અને ટોપી ધારણ કરેલા એક છોકરાએ ત્યાં આવી બન્નેને પ્રણામ કર્યા, અને ખડખડ હસતો ત્યાંથી વિદાય થયો. મહાલસાબાઇએ કહ્યુંઃ "કોણ તારા? કેવી વિચિત્ર છોકરી?"

"બા, પણ એણે તો મ્હારો કોટ અને પાટલુન પહેર્યાં છે! પણ કેવો છોકરો બન્યો છે તે તો જો! કોઈ એને કહેશે કે એ છોકરી છે? તારા, મ્હારાં વસ્ત્રો કહાડી નાંખ!" એમ કહી બારણા બહાર જતી તારાનો મોતીરામે હાથ પકડી ખેંચી.

"ભાઇ, જરા થોભ તો ખરો. મ્હેં તો કેવું દેખાય છે તે જોવા માટેજ ત્હારાં વસ્ત્રો પહેર્યાં છે."

એમ કહી તારાએ વાંસળી હાથમાં લઇ વગાડવા માંડી. એટલામાં

કોઇએ બારણાં ઠોકયાં હોય એવું તેને સંભળાયું. તેને પોતાના વસ્ત્રોનું ભાન ન રહ્યું. તેણે તો ઝટ બારણું ઉઘાડયું. બહાર દ્રષ્ટિ કરતાંજ વિશ્વાસરાવને દીઠો. તેને એક ગોળી લાગેલી હોવાથી તે બેશુદ્ધ થયેલો હતો, અને એક મ્યાનામાં બેસાડી ઘેર લાવવામાં આવ્યો હતો. એ હકીગત જાણતાંજ ઘરનાં સર્વે મનુષ્યો ગભરાઇ ઉઠયાં. મ્હાલસાબાઈએ જેમ તેમ પથારી કરી તેના પર વિશ્વાસરાવને સુવાડી દીધો. પિતાની ભયંકર સ્થિતિ જોઇ, કોઇને પણ કહ્યા વગર મોતીરામ વૈદ્યને તેડવા દોડયો. બિચારી મ્હાલસાબાઇ ગાંડા જેવી બની ગઇ! તેણે મોતીરામને ઘણીએ બૂમો પાડી પણ તે બોલ્યો નહિ. ત્યારે તેણે પાસે બેઠેલી તારાને વૈદ્યને બોલાવવા મોકલી. તારા પોતાનો પુરૂષ-વેશ ઉતારી જવાની તૈયારીમાં હતી. પણ મ્હાલસાબાઇએ કહ્યું કેઃ "એજ પોષાક પહેરી એકદમ જા. પછી બદલજે." તેથી તે એમને એમજ ઉતાવળે પગલે વૈદ્યને તેડવા ગઈ. આ સમયે ભૂલથી તેના હાથમાં તેની વાંસળી પણ રહી ગઇ હતી. તારાના ગયા પછી દશેક મિનિટે મોતીરામ વૈદ્યને તેડી આવ્યો. વૈદ્યે વિશ્વાસરાવના શરીર પરના ઘામાં ઔષધ પૂર્યું અને પાટો બાંધી ચાલ્યો ગયો. થોડી વાર પછી વિશ્વાસરાવને થોડું ચૈતન્ય આવ્યું. તેણે તારા પાસે થોડું પાણી માગ્યું, અને પુનઃ બેશુદ્ધ થઇ પડયો. તેણે તારાના નામનો શબ્દોચ્ચાર કર્યો એટલે બિચારી મ્હાલસાબાઇ જરા ગભરાઇ. તેણે વિશ્વાસરાવને પાણી આપ્યું અને મોતીરામને કહ્યુંઃ "મોતી! તારા ત્હને માર્ગમાં મળી નહિ કે?"

"એટલે? ના, બા. તેં તેને કોઇ સ્થળે મોકલી છે કે શું?" મોતીરામે ગભરાતાં ગભરાતાં ઉત્તર દીધો.

"હા, તું વૈદ્યને તેડવા ગયો છે એવી મ્હને ખબર નહોતી. તેથી મ્હેં તેને વૈદ્યને ઘેર મોકલી છે. જા, ઝટ અને જો કે આટલી બધી વારથી તે કયાં ગઇ છે વારૂ."

"તેને ગયે કેટલી વાર થઇ છે?"

"હમણાં સેંકડો પ્રશ્ન પૂછવાનો સમય નથી, પ્રથમ ઉઠ અને તપાસ કર. કેવા દિવસો છે તે તો તું જાણે છે. તેને મોકલવાની મ્હને કુબુદ્ધિ

ક્યાંથી સુઝી કોણ જાણે ? ”

એટલું કહેતાં કહેતાં મ્હાલસાબાઇનું હૃદય ભરાઇ ગયું. નેત્રમાંથી આંસુની ધારાઓ પડવા લાગી. મોતીરામ કંઇ પણ નહિ બોલતાં હાથમાં તરવાર લઇને બહાર પડયો.

વિશ્વાસરાવને ઔષધનો ગુણ લાગ્યો. થોડી વાર પછી તેણે નેત્રો ઉઘાડી “છોકરાંઓ ક્યાં છે ?” એમ પૂછ્યું. મ્હાલસાબાઇએ શોકાતુર મુખે બનેલી હકીકત કહી સંભળાવી. તે સાંભળતાં વીર પુરૂષના શરીરમાં વીરત્વ આવ્યું. તે ઉઠીને ચાલવા લાગ્યો. ચાર પગલાં જતાંજ ધડાક્ દઇને પૃથ્વી પર પડયો. એટલામાં તે શક્તિ ક્યાંથી આવે વારૂ ? મ્હાલસાબાઇએ તેને સાવધ કરી પથારીમાં સુવાડયો. તેની છાતીએ અને કપાળે હાથ ફેરવ્યો. વિશ્વાસરાવે કહ્યું: “મૂર્ખ ! ત્હને આગળ પાછળનો કશો વિચારજ નથી ! શત્રુ ઘેરો ઘાલી ત્રાહ ત્રાહ પોકરાવે છે ! અરે ! પ્રલય કરવા બેઠો છે ! તેમનાં છુપાં માણસો ગામમાં ફરે છે ! એવે સમયે તેં તેને રાત્રે ઘર બહાર મોકલી એ સારૂં ન કર્યું ! ત્હારામાં ક્યારે અક્કલ આવશે ? તું અજ્ઞાન ને અજ્ઞાનજ રહી. મોતી અને તારા જેટલીએ ત્હારામાં બુદ્ધિ ચંચળતા નથી ! હરિ ! હરિ ! ”

પતિના ઠપકાથી મ્હાલસાબાઇ રડવા જેવી થઇ ગઇ. આંસુને તેણે પરાણે ખાળી રાખ્યાં. કલાક, દોઢ કલાકે મોતીરામ એકલો ઘેર પાછો ફર્યો !

થયું ! તે કાળ રાત્રિ વીતી ગઇ અને દિવસ ઉગ્યો, પરંતુ તારાનો પત્તો લાગ્યો નહિ. સમસ્ત ગામમાં શોધ કરી, કિલ્લાના સર્વ સિપાહીઓમાં શોધ કરી પણ તારા મળી નહિ !

---

## ( ૩ )

વાંચક ! તારાનાં માતાપિતાને અશ્રુપાત કરતાં જોવા કરતાં આપણે તારાની પાછળ પાછળ જઇએ. ચાલો, જૂવો પેલી તારા ! તે ગામથી દોઢેક મૈલ વેગળે આવી છે. તેની આસપાસ કેટલા બધા મુસલમાન સિપાહીઓનું ટોળું છે ! સર્વ તેની આસપાસ અને તે વચમાં ચાલે છે !

અજવાળું થતાં પહેલાંજ સિપાહીઓએ તારાને પોતાની છાવણીમાં લાવી એક ઓરડીમાં પૂરી દીધી છે! વાંચકો! તમે જાણતા હશો કેઃ તારાએ તે દિવસ એક અંધારી ઓરડીમાં રડી રડીને વિતાડયો હશે પરંતુ નહિ, તેમ નથી. કેદખાનામાં જતાં પહેલાં તેને જરાક દુઃખ થયું હતું પરંતુ તુરતજ તેણે પોતાના દુઃખને વિસારી દીધું. "હવે બચવું કઠિન છે." એમ તેને જણાયું હતું. તેથી મરતાં પહેલાં બનેલી સર્વ હકીગત લખવાની તેને ઇચ્છા થઇ. બને તો તે પત્ર કોઇની સાથે પોતાને ઘેર મોકલવાની અને ના બને તો ફાડી નાંખવાનો વિચાર કર્યો. ગજવામાં હાથ ઘાલતાં તેમાંથી એક કાગળ જડયો, પરંતુ લેખણ નહોતી. લેખણ કદાચ મળી હોત તો શાહી કયાં? થોડી વાર વિચાર કરતાં તેને એક યુક્તિ સુઝી. તેણે તુરતજ પોતાના માથામાંથી સોનાનો ચાક કાઢયો, અને તેના દાંડાની અણી વડે જાંગમાં ઘા પાડી લોહી કાઢયું. ચાકના દાંડાની કલમ અને લોહીની શાહી વડે પત્ર લખ્યો. તેને બીડી દઇ ઉપર શિરનામું લખ્યું. પછી તે ગજવામાં મૂકી રાખ્યો.

એટલામાં સન્ધ્યા સમય થયો. ઘોર અંધકાર થયા પછી કોઇએ એકાએક તારાની ઓરડી ઉઘાડી. પાંચ છ સિપાહી સહિત સેનાપતિએ ઓરડીમાં પ્રવેશ કર્યો. તેમને જોતાંજ તારા ઉઠીને ઉભી થઇ. સેનાપતિએ તેના સ્હામું બરાબર જોયા પછી સિપાહીને કહ્યુંઃ "તમે તો મ્હને છોકરી કહેતા હતા અને આ તો છોકરો છે!"

"ના, ના, મહારાજ! એ તો છોકરીજ છે. એણે વેશ બદલ્યો છે તેથી એમ જણાય છે." એક સિપાહીએ ઉત્તર દીધો.

સેનાપતિએ તારાને કહ્યુંઃ "ચાલ છોકરી, અમારી સાથે ચાલ. અમે ઘેરા આગળ જઇએ તે વખતે તું વાંસળી વગાડજે. કેમ, વગાડશે કે નહિ?"

અત્યાર સુધી તારાનું માથું નીચું વળેલું હતું, પરંતુ સેનાપતિના છેવટના શબ્દો સાંભળી ક્રોધ ભરેલી દ્રષ્ટિએ તેણે તેના સ્હામું જોયું અને માથું ધુણાવી હા કહી, પુનઃ માથું નીચું નમાવ્યું. આ સમયે તેનું મુખ ફિક્કું પડેલું જણાતું હતું. માતૃ પ્રેમ, પિતૃ પ્રેમ અને બંધુ પ્રેમે તેનાં આંત-

રડાં ખેંચી લીધાં હતાં! "હવે તેમની સાથે પુનઃ મેળાપ થશે કે નહિ!" એ નિરાશાએ તેના મુખ ઉપર ફિક્કાશ પ્રસારી હતી. થોડી વાર પછી તેની ઓરડીમાંથી સિપાહીઓ બહાર નીકળી ગયા. તારા પણ તેમની સાથે ગઇ.

આ સમયે ગાઢ અંધકાર ફેલાયો હતો. પવન જોસબંધ વહન થઇ સર્વને જાગૃત કરતો હતો. આકાશમાં અતિશય જોરથી મેઘ ગર્જના થતી હતી. તેના ગડગડાટથી મનુષ્યના પેટમાં ધ્રાસકો પડતો હતો. વચમાં વચમાં વિજળીના ચમકારા થતા હોવાથી ગાઢ અંધકારમાં થોડો થોડો પ્રકાશ પડતો હતો. આકાશમાં એક પણ તારો જણાતો નહોતો. એવી કાળ રાત્રિએ આપણી વીર કન્યા તારા, માથું નીચું રાખી માર્ગમાં ચાલતી હતી. ગઇ રાત્રે નિદ્રાવશ થઇ નહોતી. દિવસે પેટ ભરીને અન્ન ગ્રહણ કર્યું ન હતું, તેથી તે ઘણી થાકી ગઇ હતી. ચાલવાની તેનામાં જરા પણ શક્તિ ન હતી, તેથી તે વારંવાર પાછળ પડી જતી. પાંચ છ વખત પાછળ પડી ગઇ તેથી એક સિપાહીએ તેના બરડામાં થાપ મારી કહ્યું: "ન્હાસી જવાનો લાગ શોધે છે કેમ? તેમ કર્યું તો હમણાંજ પ્રાણ જશે એમ સમજજે." એટલું કહી તેને સૌની વચમાં ચાલવાની આજ્ઞા કરી.

એ સમયે તારાના હૃદયમાં કેટલું દુઃખ થયું હશે વારૂ? અત્યાર સુધી દબાવી ખાળી રાખેલાં અશ્રુ હવે ખળખળ વહેવા લાગ્યાં! ભૂખ, થાક, અપમાન અને પરતંત્રતા, એ કંઇ થોડાં દુઃખજનક છે? માતા, પિતા, અને બંધુનાં અશ્રુમય મુખ તેની દ્રષ્ટિ સમ્મુખ તરવા લાગ્યાં. જાણે તે બધાં તેના વિયોગમાં છાતી ફાટ રડે છે એમ તેને જણાવા લાગ્યું. એ જોઇ તેના હૃદયમાં અતિશય દુઃખ થયું. અંતે સર્વ સિપાહીઓ છાવણી પાસે આવી પહોંચ્યા. સેનાપતિએ ચારે દિશામાં દ્રષ્ટિ ફેરવી. હલ્લાની સર્વ તૈયારી થઇ રહી છે જોઇ તેમણે તારાને કહ્યું: "બાલિકે! નિત્ય નિયમ પ્રમાણે ત્હારી વાંસળી વગાડ, જોઉં વારૂં."

દુષ્ટ કાળની આજ્ઞા સાંભળતાંજ તારાના પગ ગળી ગયા હોય તેમ થયું. ઠંડી ગાર થઇ ગઇ! શરીર કમ્પવા લાગ્યું, અને શરીરમાં પરસેવાના જોશે જોબ છૂટયા! મુખ એકદમ ફિક્કુ-નિસ્તેજ થઇ ગયું. થરથરતે હાથે,

કમ્પતે હોઠે વાંસળી વગાડવા લાગી. એ સાંભળી સેનાપતિ ઘોડા પરથી નીચે ઉતર્યો અને મૃદુ સ્વરે તારાને કહ્યું: "બાળા! એ સ્વર વગાડશો નહિ. તમારે ઘેર નિત્ય જે સ્વર વગાડતાં હતાં તે વગાડો. જે સ્વર સાંભળી સિપાહીઓને શૂરાતન વ્યાપે તે સ્વર વગાડો."

તારાએ તેનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને પુનઃ પ્રથમ પ્રમાણેજ વગાડવા લાગી. સેનાપતિને જરા ક્રોધ ઉપજ્યો. તેણે તારાનો હાથ પકડી કહ્યું: "કેમ છોકરી! સાંભળતી નથી? મ્હારા કહેવા પ્રમાણે શૂરત્વસૂચક સ્વરો વગાડશે તો મ્હારા ગળાનો આ હાર અને હાથની વીંટી ત્હને બક્ષીસ આપીશ, અને ત્હારે ઘેર પહોંચાડી દઇશ. હં, ચાલ, વગાડવાનું શરૂ કર. લે, આ બક્ષીસ. પેલાં ગાયનો વગાડ જોઉં."

"મ્હારે તમારી કોઇ પણ વસ્તુ જોઇતી નથી. મ્હારો હાથ મૂકી દો, એટલે હું તે વગાડીશ." તારાએ હાથ છોડાવ્યો અને પોતાના શરીરનું સર્વ બળ એકઠું કરી ભૅંસાસૂર જેવા ભયસૂચક સ્વરે વાંસળી વગાડી! શૂરા સિપાહીઓને શૂરત્વસૂચક ગાયનો સાંભળતાં શૂર છૂટે છે, અને ભયસૂચક સ્વરો સાંભળતાં બ્હીકણ બની ભય પામે છે એવું કહેવામાં આવે છે. તારા તેના પિતાને ઘેર જે સમયે શૂરત્વસૂચક ગાયનો વગાડતી તે વખતે ગમે તેવા નિર્બળ સિપાહીને પણ શૂર છૂટતું. તેની એ પ્રશંસા સર્વત્ર પ્રસરી હતી એટલુંજ નહિ પણ મુસલમાન બાદશાહને કાને પણ ગઇ હતી. તેથી ગુપ્ત રીતે તેનાં શૂરત્વ ભરેલાં ગાયનો સાંભળવાની સિપાહીઓને આજ્ઞા ફરમાવી હતી. સેનાપતિએ પણ તેની વાંસળી પૂર્વે સાંભળી હતી, તેથીજ તેણે આજે તેવીજ વાંસળી વગાડવાની હઠ લીધી હતી. તેણે તો હઠ લીધી પરંતુ આ કંઇ તારાના પિતાનું ઘર નહોતું! આ કંઇ પોતાના મરાઠા સિપાહીઓ નહોતા! આ કંઇ તેના સ્વદેશ બંધુ નહોતા! આ કંઈ તેના માતા, પિતા કે બંધુ નહોતા! આ કંઇ તેની માતૃ ભૂમિનું રક્ષણ કરનાર સૈન્ય નહોતું! આ કંઇ તેના સ્વદેશ પ્રેમને વિસ્તારવાનું સાધન નહોતું! આ કંઇ તેનો પ્રજા વત્સલ રાજા નહોતો! આ કંઇ તેના પિતાની કદર કરનાર બાદશાહનો સેનાપતિ નહોતો! તેથીજ

તેણે મુસલમાન સિપાહીઓને શૂરત્વ ચઢે એવું સંગીત વગાડયું નહિ—તેથીજ તેને તેઓ ઉપર પ્રેમ ઉપજ્યો નહિ! તેથીજ તેણે ભયસૂચક ગાયનો વગાડયાં! અને સેનાપતિની આજ્ઞા કાને ધરી નહિ!

સેનાપતિએ ભયસૂચક ગાયનો પુનઃ સાંભળ્યાં એટલે તેને વિશેષ ક્રોધ ચઢયો. તેણે મ્યાનમાંથી કટાર કાઢી તારાએ જે હાથમાં વાંસળી ઝાલી હતી તે કોમળ હાથ ઉપર ઘા કર્યો! ઘા પડતાંજ બિચારી તારા એકદમ મૂર્છિત થઇ પૃથ્વી પર પડી!

(૪)

તે દિવસે સંધ્યા સમયથી, કિલ્લાની અંદરના સિપાહીઓ નિત્ય નિયમ પ્રમાણે કિલ્લાપર પોતાનું કામ કરતા નહોતા. એક ચતુર્થાંશ મનુષ્યો પહેરા પર રહેવા દઇ બાકીના સિપાહીઓ વિશ્રાંતિ લેવાની તૈયારીમાં હતા. કારણ કે તે દિવસે નિત્ય પ્રમાણે શત્રુના સૈન્યની વિશેષ ગડબડ જણાતી નહોતી, તેથી તેઓ થાકી ગયા હોય એવું તેઓએ અનુમાન કર્યું હતું. રાતના બાર વાગે, વિશ્રાંતિ લેનારા સિપાહીઓ ઘસઘસાટ ઉંઘતા હતા, એટલુંજ નહિ પણ એક ચતુર્થાંશ સિપાહીઓ પહેરા પર આવ્યા હતા તેઓ પણ ઘણા ખરા નિદ્રાવશ થયા હતા. એક બે સિપાહીઓ માત્ર બરોબર સાવધ હતા. તેમને કાને પેલો ભયસૂચક સ્વર જતાંજ કોણ વગાડે છે, તેનું તેમણે અનુમાન કરી લીધું! તેમણે એમ પણ જાણી લીધું કેઃ શત્રુઓ આટલા બધા પાસે આવી પહોંચ્યા છે અને તારા તેમના હાથમાં કેદ પકડાઇ છે! તેમણે નિદ્રાવશ થયેલા સિપાહીઓને જાગૃત કરવા માટે રણશિંગાં અને તુરાઇઓ જોસબંધ વગાડવા માંડી. એ સ્વરો સાંભળી સર્વ સિપાહીઓ જાગૃત થયા, અને કિલ્લા આગળ એકઠા થઇ ગયા. સર્વેને ખબર પડી ગઇ કેઃ "તારા શત્રુઓને હાથે કેદ પકડાઇ છે. તેણેજ શત્રુઓ નજીક આવી પહોંચ્યાની ખબર આપી છે." સર્વ સિપાહીઓ તેનું સંરક્ષણ કરવા દોડયા. તેને બંધન મુક્ત કરવાની તેમણે અથાગ મહેનત કરી પરંતુ પરિણામ શું? તેમનો સર્વ પ્રયત્ન ધૂળ પર લીંપણ જેવો વ્યર્થ ગયો! સર્વેએ સ્વદેશ પ્રેમને ખાતર, વિશેષ બળપૂર્વક શત્રુઓ પર હુમલો કર્યો, તેમને

મારી પાછા હઠાવ્યા, નસાડયા, કિલ્લો પ્રથમની પેઠે સુરક્ષિત રાખ્યો પરંતુ તે નિરપરાધી, અભાગિણી બાલિકાનું શું થયું? વાંચક બંધુઓ! સર્પની પેઠે ક્રોધાયમાન થયેલા ક્રૂર, વિકાળ સેનાપતિએ, સ્વદેશ પ્રેમી, કોમળાંગી તારાના તેજ સમયે કટકે કટકા કરી નાંખ્યા! તેણે જાણી લીધું કે તારાએ વાંસળીમાં જે સ્વરો વગાડયા તેનાથીજ તેના દેશબંધુ સિપાહીઓ સાવચેત થઇ ગયા અને મુસલમાન લશ્કરની સર્વ હિલચાલ જાણી ગયા. તેથીજ તેમણે બળપૂર્વક હુમલો કરી મુસલમાન લશ્કરને પાછું હઠાવ્યું!

બીજે દિવસે પ્રાતઃ સમયે, મુસલમાની લશ્કર મરાઠી હદ પાર ગયું કે નહિ તે જોવા માટે કેટલાક મરાઠા અમલદારો કિલ્લા પર ચઢયા. કિલ્લા પર ચઢતાંજ તેમણે જોયું કેઃ બહાર પુષ્કળ મડદાં પડયાં છે! ત્યાં અન્ય કોઇ જણાયું નહિ. કિલ્લા બહાર જઇ સર્વ મુડદાં તપાસવા લાગ્યા. તેમાં એક મુડદું છિન્નભિન્ન સ્થિતિમાં જોતાંજ મોતીરામ ચમકયો! તેણે તે મુડદું ઓળખ્યું. તેનું શરીર કમ્પાયમાન થયું. તેણે કહ્યું: "કોણ? તારા?" બસ, એટલું કહી ધડાક્ દઇને તે પૃથ્વી પર પડયો. બીજા સિપાહીઓ "તારા"નું નામ સાંભળી ત્યાં દોડી આવ્યા અને માથુ કૂટવા લાગ્યા. તારાના પ્રેત આગળ ઘણું આક્રંદ થવા લાગ્યું. તેના પિતા વગેરેનું આક્રંદ જોઇ કોઇ પણ મનુષ્યનું હૃદય પિગળ્યા વગર રહે તેમ નહોતું. અંતે સર્વ મનુષ્યોએ તારાના મૃત દેહને દહન કરવાની તૈયારી કરી. ચિતા પર સુવાડયા પછી તેનાં વસ્ત્રો તપાસતાં ગજવામાંથી એક પત્ર જડયો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતુંઃ—

"તીર્થ સ્વરૂપ પિતાજી!"

હું ઘરમાંથી નીકળી વૈદ્યને ઘેર જતી હતી. માર્ગમાંજ એક મ્યાનો લઇ બે ચાર મનુષ્યો ઘરની પાસે ઉભેલાં હતાં. તેમણે મ્હને પકડી મ્હારા મ્હોમાં વસ્ત્રનો ડૂચો ઘાલી મ્હને મ્યાનામાં બેસાડી ઉતાવળે પગલે ચાલતા થયા. તેમના હાથમાંથી મુક્ત થવાને મ્હેં ઘણો યત્ન કર્યો પરંતુ મ્હારા પ્રયત્નો વ્યર્થ ગયા. થોડી વાર પછી મ્હને પકડવાનો તેમનો હેતુ હું જાણી ગઇ. મુસલમાનોએ મ્હોટું ઇનામ આપવાની લાલચ બતાવી આપણા મરા-

હાઓનેજ મ્હને પકડવા મોકલ્યા હતા ! ધિક્ક છે એવા દેશ દ્રોહીઓને ! તે નરાધમો બે દિવસથી મ્હારી પૂઠે પડ્યા હતા અને મ્હને પકડી જવાનો લાગ શોધતા હતા. એવી મ્હારી ખાત્રી થઇ છે. કિલ્લા બહારથી હું વાંસળી વગાડું અને તમારે માટે મદદ આવી છે એવું અનુમાન કરી તમે કિલ્લાના દરવાજા ઉઘાડો એવી મુસલમાનોની ઇચ્છા છે. પરંતુ પિતાજી ! હું જે હિંદુ કૂળભૂષણ માતપિતાને ત્યાં જન્મી છું તે માતા પિતાના નામને કદી પણ કલંક નહિ લાગવા દઉં ! હું શત્રુઓની ઇચ્છા પ્રમાણે કદી પણ વર્તીશ નહિ. હું આપણા દેશને અને મહારાષ્ટ્રીય કુલભૂષણ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ મહારાજા શિવાજી છત્રપતિના તનુજ મહારાજ રાજારામ છત્રપતિને ચ્હાઉં છું. હું આર્ય મહિલા છું. દેશને ખાતર પ્રાણ સમર્પણ કરનાર સ્વદેશ પ્રેમી આર્ય મહિલાઓનાં જીવન વૃતાંતો મ્હેં સાંભળ્યાં છે.

હિંદુ લલના કુલભૂષણ માતા જીજાબાઇનો સ્વદેશ પ્રેમ મ્હેં સાંભળ્યો છે. તેથી હું પણ મ્હારા સ્વદેશને અને સ્વદેશી બંધુઓને માટે ગમે તેવાં સંકટો સહન કરીશ, પરંતુ શત્રુઓની ઇચ્છા પ્રમાણે મ્હારા દેશ બંધુઓને ફસાવીશ નહિ ! તેમના પ્રત્યે કદી પણ વિશ્વાસઘાત નહિ કરૂં ! શત્રુઓના પક્ષમાં જઇ મ્હારા દેશ બંધુઓને મુસલમાન સૈન્યના પગ તળે કચડાવા દઇશ નહિ ? પિતાજી ! મ્હારા દેશ આગળ હું મ્હારા પ્રાણની કિમ્મત તુચ્છ સમજું છું ! આ પત્ર લખવાનો કાગળ જડ્યો પરંતુ શાહી મળી નહિ ! માતાજી ! તમે આટલા દિવસ પર્યંત ખાવા પીવાનું આપી વધારેલા શરીરનું લોહી એજ આ પત્રની શાહી છે. બસ, હવે સમય નથી. શત્રુઓએ મ્હને જે ઓરડીમાં કેદ કરી છે ત્યાં સૂર્યનાં કિરણો પ્રવેશ કરી શકતાં નથી. ત્યાં સિપાહીઓનો સખ્ત પહેરો છે. કદાચ કોઇ જોઇ લે એ ભયથી પત્ર બંધ કરૂં છું. કદાચ તમને આ પત્ર મળશે કે કેમ ? તે પણ શંકાજ છે. પ્રભુની ઇચ્છા પરિપૂર્ણ થાઓ એજ પ્રાર્થના. માતાજી, પિતાજી, બંધુ, આપની દ્વારા તમારાં સર્વનાં આ છેલ્લાં દર્શન કરી કૃતાર્થ થાઉં છું ક્ષમા.

તમારી ચરણ સેવિકા
તારા.

* * * *

વાંચક! આ પત્ર વંચાતો હતો તે સમયે સર્વેનાં નેત્રમાંથી અશ્રુની ધારાઓ ચાલી જતી હતી. થોડી વાર પછી તે સ્વદેશ પ્રેમી, આર્ય કુલ-ભૂષણ કુમારિકાનું પવિત્ર શબ ભસ્મીભૂત થઇ ગયું! છત્રપતિ મહારાજા રાજારામે તે સ્થળે એક ન્હાનું દેવળ બંધાવી સ્વદેશ પ્રેમી વીર બાલિકાનું નામ અમર કર્યું છે. હજી પણ મહારાષ્ટ્રમાં પ્રવાસ કરનારાઓની દ્રષ્ટિએ તે દેવળ જણાય છે અને ત્યાંના રહેવાસીઓ તે વીરબાળાનાં સ્વદેશ પ્રેમની પ્રશંસા કરે છે! ધન્ય વીરબાળા ધન્ય તમારો સ્વદેશ પ્રેમ!

**डाह्याभाई रामचंद्र म्हेता.**

---

## ૨ શુદ્ધ પ્રેમ.

### (૧)

### શિવરાત્રિ.



આજે શિવરાત્રિનો દિવસ છે. એ પુણ્યપ્રદ દિવસે સર્વ સ્ત્રી પુરૂષો પ્રાતઃકાળમાં મંગળ સ્નાન કરી દેવ દર્શનની તૈયારી કરતાં હતાં. સ્ત્રીઓમાં એકંદરે ધર્મ પ્રતિ શ્રદ્ધા વિશેષ હોવાને લીધે વહાણું વાતાંજ નાહી ધોઇ શિવ દર્શન કરવાને માટે દેવાલયમાં જવાની તેમણે કેટલીક ધામધુમ મચાવી છે. જુઓ! મંગલ સ્નાન કરી શરીર પર સુંદર વસ્ત્રાલંકારો ધારણ કર્યા છે. કોમળ કરમાં પૂજા સાહિત્ય લઇ ધસડાતા ઝોકદાર સાળુના છેડાથી જાણે માર્ગના કોઇ અમંગલ પદાર્થને દૂર કરતી ચાલતી શ્રીમંતની સ્ત્રીઓ પોતાના પગના નુપૂરરવના કર્ણ મધુર તાલમાં કોમળ સ્વરથી શિવ ગીત ગાતી જતી હતી. તેની સાથે અથડાઇ પડાય નહિ તથા તેમનું માન રહે એ હેતુથી મધ્યમ. સ્થિતિના વર્ગની સ્ત્રીઓ રસ્તાની જરા બાજુએ ચાલતી હતી.

આ પ્રકારે સ્ત્રીઓના સમૂહથી ઉભરાતા તે કલ્યાણ શહેરના રસ્તાનું વર્ણન શું કરીએ! તે દ્રશ્ય જોઇ સહૃદય કવિને ભ્રમરના મંજુલ ગુંજાર વયુક્ત

એવાં પ્રફુલ્લિત કમળોથી ભરપૂર થયેલા સરોવરનું સ્મરણ થયા સિવાય રહેશે નહિ, અથવા દિવ્ય પ્રકાશથી વિલસનારા સુવર્ણ તારાઓથી ભરપૂર થયેલી પૃથ્વી એક આકાશપટ જેવીજ છે એવો ભાસ થતો. કોઇ કવિ ક્ષણભર તે કૌતુક જોવા થોભે તો તેમાં શી નવાઇ! નાના પ્રકારના રંગબેરંગી ફુલોથી યુક્ત ચિત્ર વિચિત્ર વેલી ઉપર ચઢવાથી ડોલતુ તે એકાદું વૃક્ષ હોય એવો ભાસ થશે.

## અંધ સરદાર.

પરંતુ અરેરે! આજના આ મંગલમય દિવસે યુવતિઓની ઠઠથી ઉભરાઇ ગએલો રસ્તો અને તેને લીધે દૃષ્ટિગોચર થનારી તે અપૂર્વ શોભા જોવાનું સઘળાના નસીબમાં તે ક્યાંથી [illegible] જુવો પેલો [illegible] દૈવી તરૂણ! અંધત્વને લીધે તે બિચારો અભાગી આ અપૂર્વ શોભાથી વિ[illegible] થયો છે. વાચક ગણ! એ દુર્દૈવી તરૂણ બીજો કોઇ નથી પણ તે સુવર્ણ[illegible]નો કિલ્લેદાર હતો. તેને એકાએક અંધત્વ પ્રાપ્ત થવાથી બાદશાહે તેની કિલ્લેદારી છીનવી લીધી હતી. વડીલો પછી બાદશાહની વિશ્વાસુપણે નોકરી કરી હતી. છેવટે તેને અંધત્વ પ્રાપ્ત થયું. તેથી કિલ્લેદારીના હોદ્દા પરથી તેને દૂર કર્યો. એ અપમાન તે તરૂણ વીરથી સહન ન થવાથી તે સુવર્ણદુર્ગ છોડી બહાર નીકળ્યો. જે ઠેકાણે પોતે હુકમ કરતો હતો તે ઠેકાણે અપમાનકારક સ્થિતિમાં રહેવાનું ન ગમવાથી તેણે પોતાની સરદારી-ઐશ્વર્ય પર લાત મારી અને સુવર્ણદુર્ગની હદ છોડી! છેવટે ભટકતાં ભટકતાં તે કલ્યાણ શહેરમાં આવ્યો. આજે શિવરાત્રિનો દિવસ છે [illegible] તેના લક્ષમાં ન હતું, તેને લીધે કંઇ ગર્દી છે એ જાણવાથી તે રસ્તા પાસેથી ચાલતો હતો. ફાંફાં મારી ચાલતાં બિચારાને કેટલીક ઠોકરો વાગવાથી તેના પગનાં આંગળાં લોહીથી ભરાઇ આવ્યાં હતાં, એવી સ્થિતિમાં પોતાના જમણા હાથમાં લાકડી ટેકવી ટેકવી તે હતભાગી તરૂણ રસ્તાની બાજુએ થઇ જતો હોવાથી તેના તરફ આટલી ભીડમાં કોની નજર પડે! રસ્તામાંની ભીડનો ભાગ પસાર કરી આગળ ગયા પછી તે રસ્તાને છેડે આવેલી એક શાન્ત જગ્યાએ આવી ઉભો રહ્યો.

હું આ શહેરમાં છું કે શહેરની બહાર છું એ તેને બીલકુલ સમજાતું ન હતું. છેવટે તેને સ્વસ્થપણે ઉભા રહેવાની ફરજ પડી. રસ્તામાંથી જનાર આવનાર પૈકી કોઇનો પણ અવાજ કાને પડે તો તેને કંઇક પૂછવાના હેતુથી પૃથ્વી તરફ આંખો રાખી તે વિચાર કરતો ગરીબડે ચહેરે ઉભો રહ્યો હતો, એટલામાં તેની ઇચ્છા પ્રમાણે કોઇનાં પગલાંનો મંદ અવાજ સંભળાવા લાગ્યો. તે અવાજથી આપણા તરૂણને ધીરજ આવી. અવાજ આવનાર દિશા તરફ મોઢું ફેરવી તે બોલ્યો: "ભાઇ! તસ્દી માટે માફ કરજો. આપને જરૂરનું કામ ન હોય તો મને એકાદ ધર્મશાળા સુધી પહોંચાડશો કે?"

"સ્હામુ ને સ્હામુ પચીશ ત્રીશ ડગલાં આગળ ચાલ્યા પછી જમણા હાથ તરફ વળજો એટલે—" તેને ઉત્તર મળ્યો.

"હાય! હાય! મને જો જોવાની શક્તિ હોત તો આપના કહેવાનો ઉપયોગ કરી શકત. ભાઇ! હું બન્ને આંખે આંધળો છું."

અત્યંત ઉદાસીનતાથી ઉચ્ચારેલા તે તરૂણના શબ્દ સાંભળી કોઇને પણ તેની દયા આવી હોત તો પછી પાસે આવેલી વ્યક્તિ કેવળ પંદર સોળ વર્ષની બાળા! તેને દયા શા માટે આવે નહિ! તેના પહેરવેષ ઉપરથી તે મધ્યમ સ્થિતિની હતી એવું સ્પષ્ટ દેખાતું હતું.

"એમ છે કે? આપને દેખાતું નથી કે? ત્યારે તો મ્હારો હાથ ઝાલો, એટલે હું આપને ત્યાં પહોંચાડું."

તે બાલિકા એટલી શરમાળ હતી કે, પ્રત્યક્ષ તેની માતા પણ તેના ઘણા શરમાળપણાને લીધે તેને વારંવાર ઠપકો આપતી હતી, પણ આવા પ્રસંગે પોતે એકલા અજાણ્યા તેમજ કેવળ ચોવીશ પચીશ વર્ષના સુંદર તરૂણની સાથે રસ્તામાં એકલી જતી હતી તેને માટે તેને જરા પણ શરમ આવી નહિ. ચાલતાં ચાલતાં ક્ષણેક પછી પ્રતાપરાવ બોલ્યો: "આહા હા! તારો અવાજ કેવો મધુર છે! અંધ હોવા છતાં કોઇ મનુષ્ય તરૂણ અને સુંદર છે તે જાણવાને માટે મારે અવાજ સિવાય બીજો આધારજ નથી."

આ શબ્દ સાંભળતાં સુશીલાના મુખ પર દુઃખ મિશ્રિત લજ્જાની છાયા ઝબકવા લાગી; કારણ કે સુંદર હોવા જેવું પોતાનું ભાગ્ય નથી,

તે તે સારી પેઠે સમજતી હતી. પ્રતાપરાવે પૂછ્યું: "તું આજ શહેરમાં રહે છે કે? તારૂં નામ શું?"

"મને સુશીલા કહે છે." સુશીલાએ કહ્યું. "અમે અહિયાંજ રહીએ છીએ. અહિ મ્હારા પિતાને ટુંકા પગારની નોકરી છે. મ્હારી માતા તથા હું આડોસી પાડોસીનું કામ કરી ઘર ખર્ચમાં મદદ કરીએ છીએ. અમે ઘણાંજ ગરીબ.—"

"પણ ઘણા ભાગ્યશાળી છો—" પ્રતાપરાવ વચમાંજ બોલ્યો. "પૈસા કરતાં સંતોષની-શ્રીમંતાઇની-કિંમતજ વધારે છે."

વિષય બદલવાની ઇચ્છાથી સુશીલાએ પૂછ્યું: "તમે પહેલાં અહિ કદી પણ આવ્યા હતા? આપ આમ એકલાજ કેમ બહાર નીકળ્યા? આપને કોઇ માયા વાળું.—"

"કોઇ નથી. મારા અંધત્વથી હું મારા સ્વજનથી વિમુખ થયો છું."

પ્રતાપરાવના શબ્દો સાંભળી સુશીલાના હૃદયમાં પ્રતાપરાવની સ્થિતિ માટે બ્હીક પેઠી. અચાનકજ તેના પ્રત્યે તેની ઘણી સહાનુભૂતિ ઉત્પન્ન થઇ. તે ક્ષણ પર્યંત પ્રતાપરાવના મુખ તરફ એક ચિત્તે જોઇ રહી. તે વખતે તેના મનમાં કેવા વિચારો આવ્યા હશે તે જાણવું કઠિન હતું. પરંતુ એટલું તો ખરૂં કે અંધત્વના દોષ સિવાય સર્વ રીતે સુંદર પ્રતાપરાવના મુખ તરફ સલજ્જ દૃષ્ટિ ફેંકતાં, સુશીલાના શૈથઢના ચાઠાંથી ખરબચડા થએલા ગાલ ઉપર પ્રતાપરાવ સંબંધી ઉદ્‌ભવેલી સહાનુભૂતિમાં પોતાના સંબંધમાં ઉદ્‌ભવેલો વિષાદ ચમકયા સિવાય રહ્યો નહિ.

પ્રતાપરાવનો વર્ણ ગૌર, ચહેરો સતેજ, પાણીદાર અને મોહક હતો. તેનો ભવ્ય બાંધો પણ તે ચહેરાને શોભારૂપજ હતો, એટલે સુધી કે પરિસ્થિતિને લીધે પહેરેલાં તેણે મેલાં વસ્ત્રો શુદ્ધાં તેને શોભા આપતાં હતાં, જ્યારે કાળા-શામળા રંગના મુખ ઉપર આવેલા કદરૂપાપણાથી સુદ્રઢ બાંધાદાર છતાં સુશીલાએ સૌંદર્યને હમેશને માટે તજ્યું હતું.

ચાલતાં ચાલતાં એકાએક કંઇક યાદ આવવાથી પ્રતાપરાવ બોલ્યો: "તને ઘેર જવાને મોડું થશે તો તારાં માતાપિતા તારા પર ક્રોધે નહિ ભરાય ને?"

"ના, ના. હું ઘરનું સર્વ કામ આટોપી શિવ દર્શન માટે જતી હતી. દેવ દર્શનથી થતું પુણ્ય, તમારા જેવાને જરૂરની વખતે મદદ કરીનેજ હું મેળવીશ એ જાણી માતા પિતા મને ઉલટી શાબાશીજ આપશે."

વાતચિત કરતાં કરતાં બંને રસ્તો ઓળંગી પેલી બાજુએ જવાને માટે રસ્તાના મધ્ય ભાગે આવ્યાં.

---

## (૨)

## અકલ્પિત પ્રસંગ.

એટલામાં સુબેદારનો મદોન્મત્ત હાથી વિકરાળ સ્વરૂપે પેલી તરફની વાકાંશમાંથી બહાર નીકળી જોરબંધ દોડતો તેમના તરફ આવવા લાગ્યો. પ્રતાપરાવ આંધળો, તે એકદમ બાજુએ થાય એ બની શકે એમ ન હતું. વળી તેને આવી સ્થિતિમાં મૂકી દેવો તે પણ કોમલ હૃદયની બાલિકાને માટે અશક્યજ હતું તેથી તેણે કહ્યું: "પગ ઉપાડો, હાથી આવે છે." એટલામાં તો તે મદોન્મત્ત પ્રાણી એકદમ પાસે આવી પહોંચ્યું. પ્રતાપરાવ તેના પગ તળે કચડાઇ જવાની તૈયારીમાંજ હતો એટલામાં તેને જોરથી જરા બાજુએ ધકેલી સુશીલા પોતાનો જમણો હાથ ઉંચો કરી વચ્ચે આવી ઉભી. ગજરાજે તો સુશીલાનો કોમળ કર પોતાની સુંઢ વડે સહજ માત્ર બાજુએ ખસેડયો, પણ તેટલાથી તેના હાથ પર એવા તો જોરથી સપાટો પડયો કે જેથી તે લૂલો થઇ ગયો અને સુશીલા પ્રતાપરાવના શરીર પર ગબડી પડી. બાજુએ ગભરાઈ ગયેલો પ્રતાપરાવ "તું ક્યાં છે?" એમ પૂછતો આસ-પાસ જોવાને માટે હાથ આગળ કરી ઉભો હતો. સુશીલા હાથીના ધક્કાથી જે તેના શરીર પર પડી તે તેના બંને હાથની બાથમાંજ આવી પડી! પ્રતાપરાવે ગભરાઇને પૂછ્યું: "કાંઈ વાગ્યું તો નથીને તને?"

હાથની વેદનાથી તથા ભયથી ગભરાઈ ગએલી સુશીલાએ તેને દુ:ખ થાય નહિ માટે કહ્યું: "કંઈ નહિ, મને બીલકુલ વાગ્યું નથી." તેમ છતાં પ્રતાપરાવના પ્રત્યેક પ્રકારના અવાજોથી ટેવાયલા તીક્ષ્ણ કાનો વડે તેણે સુશીલાનું દુ:ખ તેજ વખતે જાણી લીધું.

"સુશીલે ! મારે માટે તને દુઃખ થયું તે તું મારી પાસે છૂપાવે છે, પરંતુ તને બહુજ વાગ્યું છે, ઘણું દુઃખ થયું છે એ મને તારા અવાજ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. હું કહું છું તે ખરૂં છે ને ? તને ઘણુંજ વાગ્યું છે ને ?"

અસહ્ય વેદના થવાને લીધે ચાલવાની પણ શક્તિ રહી નહોતી તેથી સુશીલાને હા કહેવાની ફરજ પડી.

"મ્હારો હાથ પકડ અને મ્હને રસ્તો બતાવ. હું તને ધીમે ધીમે તારે ઘેર લઇ જાઉં." એમ બોલી પ્રતાપરાવે હાથ આગળ ધર્યો. સુશીલાએ તેનો હાથ ઝાલ્યો. બંને ત્યાંથી બસેંક ડગલાં પર આવેલી ગલીમાં સુશીલાને ઘેર જેમ તેમ પહોંચ્યાં. ઘરના ઉમરામાં પગ મુકતાંજ સુશીલાને મૂર્છા આવી. પુત્રીની એકાએક આવી સ્થિતિ થએલી જોઇ જયવંતરાવ અને રાધાબાઇ ગભરાઈ ગયાં. તેમના મનમાં નાના પ્રકારની શંકાઓ આવવા લાગી. કારણ કે હમણાંને સમયે છોકરીઓએ રસ્તામાંથી એકલી જવું આવવું તે ઘણુંજ નુકસાનકારક હતું. કદાચિત પુત્રી પર એકાદ પ્રસંગ આવ્યો હશે એવું તેમને લાગ્યું. એ તેમની ચમત્કારિક સ્થિતિ, મૂર્છિત પડેલી સુશીલાને તેનાં માતા પિતાએ એક પછી એક પૂછેલા પ્રશ્ન ઉપરથી પ્રતાપરાવના લક્ષમાં આવી. સુશીલા બેશુદ્ધ હોવાને લીધે તેના પ્રશ્નનો ઉત્તર પ્રતાપરાવ સિવાય બીજું કોણ આપી શકે વારૂં ? થોડી વારમાં પ્રતાપરાવે સર્વ હકીગત તેમને કહી, ત્યારે તેમના મનમાં પ્રતાપરાવ સંબંધી અવર્ણનીય કૃતજ્ઞ બુદ્ધિ જાગૃત થઇ. પછી તેઓ પ્રતાપરાવને ધર્મશાળામાં ન જવા દેતાં પોતાને ઘેર ઉતારો આપે તેમાં શી નવાઇ ?

વાચક ગણ ! પ્રથમ દૃષ્ટિના આકસ્મિક પ્રેમનું જોડાણ કોઈ સમયે એવું વિલક્ષણ હોય છે કે કેટલાંક વર્ષોના સહવાસનો પ્રેમ પણ યુવક યુવતિના અંતઃકરણમાં એટલો ખળભળાટ મચાવી મૂકતો નથી ! કેવળ એક ઘડીના સહવાસમાં પ્રતાપરાવ તથા સુશીલા એ બંનેને એકજ પાશમાં બદ્ધ કરવા જેવો બનાવ બન્યો. પ્રતાપથી આટલા પ્રયોજક શબ્દો બોલાઇ ગયા પછી, તથા આટલો પ્રેમોત્તેજક સ્પર્શ અનુભવાઇ ગયા પછી સુશીલાના અદષ્ટ અંતઃકરણમાં પ્રતાપરાવની મૂર્તિ હમેશનું સ્થાન લઇ બેઠી, અને અંધ પ્રતા-

પરાવના અંતઃકરણમાં કેવળ કર્ણરંધ્રમાંથી પ્રવેશ પામેલો સુશીલાનો મંજુલ, કોમળ, મધુર અને સંકટ સમયે તેને ધીરજ આપે તેવો શબ્દધ્વનિ ઘુમી રહ્યો હતો. બિચારાને શબ્દધ્વનિ સિવાય તેના સૌંદર્યની બીજી શી કલ્પના થઈ શકે એમ હતું! "મ્હારો જીવ બચાવવાને માટે પોતાના જીવને ધોકો પહોંચાડનાર સુશીલ સુશીલાના સહવાસનું સુખ મળશે." એ વિચારથી તેણે ત્યાં રહેવા કબૂલ કર્યું.

"હું કદ્રુપ છું માટે મારા પર પ્રેમ કરવાનો તો રહ્યો, પરંતુ મ્હારે પ્રેમનો શબ્દ બોલવો કે નહિ?" એવી કલ્પનાથી ઘોળાતાં સુશીલાના અંતઃકરણને પ્રતાપરાવના પ્રેમ ભરેલા શબ્દોથી કેટલો આનંદ થયો હશે તેની કલ્પના તે સ્થિતિમાં હોવા વિના કોઇને પણ આવે એમ નથી. દીન, અનાથ તથા અંધ સ્થિતિમાં હોવાથી આ વખતે સુશીલાના સંતોષ સુખ આપનારા મધુર શબ્દ પ્રતાપરાવની કલ્પના શક્તિ આગળ નાના નાના પ્રકારનાં આનંદનાં ચિત્રો નચાવતાં હતાં અને કદરૂપપણાને લીધે આજ સુધી જેની સામે કોઇ પણ પ્રેમાળ દૃષ્ટિથી જોતું નહિ, તે સુશીલાનું શરીર પ્રતાપરાવના બાહુ પાશમાં આકસ્મિક રીતે પડયું, તે સમયથીજ સુશીલા પ્રેમથી એક સરખી કંપતી હતી. આજ સુધી ઉભયને અપરિચિત અને એક વિલક્ષણ મનોવિકાર પરસ્પર મનમાં રમવા લાગ્યો. સહાનુભૂતિ, દયા, આદર અને પ્રેમ એ એક પછી એક પગથીઆંજ છે. દુઃખમાં સહન કરવું એ સ્ત્રીઓનો અત્યંત મહાન્ ગુણ છે. તેમાં સુશીલા જેવી છોકરી, અપવાદરૂપ ક્યાંથી હોય? હૃદય પ્રેમ કરવાને કેટલુંએ તૈયાર થાય, પણ કદરૂપપણાને લીધે પોતાના પર કોઇ પણ પ્રેમ કરનાર નથી એ કલ્પનાથી ઉપર તળે થતી સ્ત્રીને "તું સુંદર છે," એવું કહેવામાં આવે તો તે શબ્દો તેના મનમાં વિદ્યુત્ પ્રમાણે જાગૃતિ લાવે છે, અને તે શબ્દ ઉચ્ચારનારા મુખ તરફ તે સ્ત્રી ખેંચાઇ જાય છે. ત્યારે અંધારા હૃદયમાં એવા શબ્દોથી પ્રકાશ કેમ ઉત્પન્ન થાય નહિ વારૂ?

## સુશીલાની બેનપણી.

બાલપણમાં કાકાબળિયાના ભયંકર દુઃખમાંથી સુશીલા સદ્ભાગ્યે

બચવા પામી હતી, પરંતુ પોતાનું કાયમનું સ્મરણ રાખવા દેવતાએ તેના મોઢા પર ચાઠાં પાડી પોતાની નિશાની રાખી હતી. કાકાબળીયાના ચાઠાંને લીધે સુશીલાનો ચહેરો ઘણોજ કદરૂપો દેખાતો હતો, પરંતુ તેનું અંતઃકરણ અત્યંત નિર્મળ અને પ્રેમાળ હતું. તેને ઘરનું ઉત્તમ શિક્ષણ મળેલું હોવાને લીધે તે ઘણીજ વિચારશીલ બની હતી. હમણાંજ તેણે તારૂણ્યાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. પોતાના ઘરનું કામકાજ આટોપ્યા પછી તે સાયંકાળે ઘરના આંગણામાં કિંવા બાગમાં ફરતી દરરોજ નજરે પડતી તે વખતે તેની એક બેનપણી કમળા પણ તેની સાથે ઘણું કરીને રહેતીજ. વાસ્તવિક રીતે જોતાં કમળાની અને તેની મૈત્રી એ ખરેખર એક આશ્ચર્યકારકજ હતું, કારણ કમળાને ચાળા ચસકા કરવાની હોંશ હતી. તે સ્વભાવે નખરાંબાજ હતી. તેમાં વળી સ્વરૂપે સુંદર અને ઘરની શ્રીમંત અને સુશીલા તેનાથી તદ્દન ઉલટીજ ! ઘરની ગરીબ, સ્વભાવે સાદી અને સ્વરૂપે કદરૂપી. એમ જો કે પરસ્પર વિરોધી વાત હતી તો પણ તે બંને નાનપણથી એક બીજાના સહવાસમાં ઉછર્યાં હતાં તેથી તેમના હૃદયમાં બહુ પ્રેમ જામ્યો હતો. કમળાનો પિતા તે પ્રાન્તનો સુબેદાર હતો. તેનું ઘર સુશીલાના પિતાના ઘર પાસેજ હતું. પાછળ જે હાથીનું વર્ણન કર્યું અને જે સુશીલાના શરીર પર ધસી આવ્યો હતો તે કમળાના પિતાનો હાથી હતો ! અસ્તુ !

---

## ( ૩ )
## પ્રેમનો ઉદય.

સુશીલાને આઠ દશ દિવસે આરામ થયો. તેના પ્રેમનું પાત્ર પ્રતાપરાવ ત્યાંજ રહેલો હોવાથી તેની અંધ સ્થિતિમાં પોતાને તેની દરરોજ સેવા કરવાનો અવસર મળ્યો હતો. દરરોજ તેના ઉપયોગમાં આવવાની ઇચ્છાથી તેને કેટલું બધું સુખ લાગ્યું હશે ! પ્રતાપરાવ જાતેજ ગાયન પ્રિય હતો. તેનામાં સૌંદર્યની કલ્પના આવવા જેવી એક ઇન્દ્રિય એટલે કાનજ રહેલા હતા. તેને લીધે તેની ગાયન ઉપર અને મધુર કણ્ઠ સ્વર ઉપર ભક્તિ વધી હતી. પોતાની મનઃ કલ્પનાથી તે જે વખત સુશીલાનું ચિત્ર દોરવાને

પ્રયત્ન કરતો, તે વખત તેની સન્મુખ જાણે તેરૂં પ્રત્યક્ષ રંભા રૂપેજ ઉભી રહેલી હતી. સુશીલાની સ્થિતિ પણ તેજ પ્રમાણે હતી. પ્રતાપરાવના પ્રેમને તેના પ્રેમાળ હૃદયે યોગ્ય ઉત્તર આપ્યો હતો. તેથી તેને સુખ કેમ ન થાય ! પ્રતાપરાવ મધુર સ્વરમાં પ્રેમગીતો ગાતો તે સાંભળી, તેના સુંદર તેજસ્વી મુખ તરફ દ્રષ્ટિ કરી સુશીલા વારંવાર ચિત્ર પેઠે સ્તબ્ધ થઈ જતી. પ્રતાપરાવના ઉદાસીન મુખ પર પોતાના સાન્નિધ્યથી હાસ્ય વિલસી રહેલું જોઈ તેને કેટલો આનંદ થતો ! પ્રેમ ગીત આલાપી રહ્યા પછી પ્રતાપરાવ "સુશીલા" કહી બૂમ પાડતો તે વખતે સુશીલાના હૃદય પર કર્ણ માર્ગે થઈ અમૃતસ્ત્રાવ થતો. પ્રતાપરાવના મુખમાંથી નીકળેલું પોતાનું નામ તેના ગાયન કરતાં પણ તેને અતિશય મધુર લાગતું. પ્રતાપરાવનો હાથ ઝાલી તેની સાથે પોતાના નાના સરખા બાગમાં રોજ સાયંકાળે ફરતાં સુશીલાને સ્વર્ગ સુખનો અનુભવ મળતો ! આવતાં તથા જતાં પ્રસંગોપાત પ્રતાપરાવના હાથનો સ્પર્શ થતાં સુશીલાને બ્રહ્માનંદ અનુભવાતો અને એ આનંદમાં તેને સમાધિ લાગતી ! ખરેખર, તે સરદાર વર્ગ પૈકી ઉંચ કુળમાંની હતી. કેવળ પરિસ્થિતિને લીધેજ તેને આ દુર્દશા પ્રાપ્ત થઈ છે, પણ પોતાના જેવી એક ગરીબ તથા કદરૂપી સ્ત્રી પર સાચો પ્રેમ કર્યાથી ? તેને પ્રતાપ ઉપર કૃતજ્ઞતાપૂર્વક અભિમાન ઉપજ્યું હતું. એક દિવસ બાગમાં એકલીજ હોવાથી પ્રતાપરાવે પોતાનું પૂર્વ વૃત્તાંત તેને કહ્યું તથા છેવટે તે બોલ્યો: "સુશીલે ! આંખો ગયા પછી મને આનંદે ખરેખરો વિસારી દીધો છે. મારા પ્રિય તથા પૂજ્ય માતાપિતા સ્વર્ગવાસી થએલાં અને તેમાં વળી આ અંધત્વ આવવાથી મારી કિલ્લેદારી ગએલી ! પછી મને આનંદ ક્યાંથી હોય સુશીલે ! મ્હારા જેવાને સાચા પ્રેમસ્થાનની સ્વાભાવિક રીતે ઘણીજ અપેક્ષા હોય છે, તે સ્થાન રૂપે તું મ્હને મળી. સુશીલે ! તારા જે સુંદર મુખ કમળનું ચિત્ર મ્હારી કલ્પના શક્તિ રોજ ચિતરવાને યત્ન કરે છે, તે શું મ્હને મ્હારી આંખોએ કદીએ દેખાશે ખરૂં ?"

"પ્રતાપરાવ ! તે જો તમારી નજરે પડે તો તેજ ક્ષણે તમે મ્હારા પર પ્રેમ કરવાને થંભી જશો." સુશીલા ઉદ્વેગથી બોલી.

"અશક્ય ! તદ્દન અશક્ય !" પ્રતાપરાવ સુશીલાનો હાથ પકડી અતિશય પ્રેમથી બોલ્યો: "જગતની નજરે તું જેવી હશે તેવી પણ હું તને સૌંદર્યની દેવી જાણીશ. તારી બીજા સાથે તુલના ન કરતાં બીજાની તુલના તારી સાથે કરીશ."

---

## (૪)
## સુશીલાનો ઉદ્યોગ.

આપણી વાત જે વખતની છે, તે વખતે થાણામાં શ્રી શંકરનું નાનુંજ પણ પ્રસિદ્ધ થએલું એવું એક દૈવત માટે જાગૃત દેવાલય હતું. કોઇ પણ સ્થાનને અગર વિષયને મહત્ત્વ આવે છે ત્યારે તે સ્થાન કિંવા વિષય સાથે જેનો સંબંધ થાય છે તે કર્તવ્યનિષ્ઠાને અવલંબે છે. કુટુંબ સત્પુત્રોથી વખણાય છે. તેજ પ્રમાણે દેવસ્થાનની પ્રસિદ્ધિ સદ્ભક્તોને અવલંબે છે. એકાદ દૈવત જાગૃત થાય અથવા ન થાય એ બધું તે દૈવતના સાન્નિધ્યમાં રહેલાં ભક્તની ઉત્કટ ભક્તિ પર તથા કર્તવ્યનિષ્ઠા પર છે. જે માનથી અને ભક્તિથી તેનું હૃદય આર્દ્ર થએલું હોય છે તે માન અને કરૂણ વાણીથી દેવતાનું હૃદય પણ પીગળે છે. થાણાના પ્રસિદ્ધ દેવાલયમાં એ વખતે એક વિરક્ત, સચ્ચરિત્ર અને સદ્ભક્ત યોગી રહેતો હતો. પોતાનો ઘણો ખરો વખત ઇશ્વિર ચિંતવનમાં વ્યતીત કરી બાકીના વખતમાં પરોપકાર કરવો એ તેનું મુખ્ય વ્રત હતું. તે વખતે આવ જા કરવાનાં સાધનો ઘણાં થોડાં હોવાથી તેની કીર્તિ જો કે ઘણે દૂર સુધી પ્રસરી નહતી, તોપણ તે ભાગમાં તો તે પ્રત્યક્ષ દેવ તરીકે મનાતો હતો. એ યોગીરાજના નિવાસને લીધે શ્રી શંકરના દેવાલયને વિશેષ મહત્વ પ્રાપ્ત થયું હતું. પરંતુ આસપાસ આજુબાજુમાં શિવરાત્રિથી પંદર દિવસ સુધી ભરાનારી જાત્રાનું મહત્ત્વ ઘણુંજ હતું. આ વખતે કેટલા બધા અનાથ તથા દુઃખી ત્યાં આવીને મહારાજના કલ્યાણ કરનારા હાથથી તથા વાણીથી પોતાનું શુભ કરી લેતા હતા. કલ્યાણ પ્રાંતમાં યોગી મહારાજની થએલી કીર્તિ અને તેણે કરેલા ચમત્કાર સુશીલાના કાન ઉપર આવ્યા

હતા. તે સારી થઇ કે તુરતજ તેના મનમાં એ સાધુ માટેજ પહેલો વિચાર આવ્યો હતો ! પ્રેમથી ઘેલા થએલા કોમળ મનની કીંમત કોણ કરી શકશે ? પ્રતાપરાવના સુખ સિવાય સુશીલાને હવે બીજું કાંઇ સૂઝતું નહતું. "પરમેશ્વર ! શું મારી પ્રાર્થના નહિ સાંભળશે ? શ્રી શંકરની મેં આજ સુધી એક નિષ્ઠાથી સેવા કરી છે તે જોઈ મહારાજને શું મારી દયા નહિ આવે ? દયાર્દ્ર અંતઃકરણથી તેઓ મ્હને આટલી ભિક્ષા શું નહિ આપે ?" ઘડીએ ઘડીએ આવા પ્રકારના પ્રેમાળ વિચારોથી સુશીલાના મનમાં કંઇક આશા ઉત્પન્ન થઈ. "પાપીઓને પણ મુક્તિ આપનાર પરમેશ્વર મારા જેવી બાલિકા ઉપર દયા કરશેજ કરશે. હું ગરીબ ! મારા તરફથી જો કે મોટાં મોટાં દાન ધર્મો થયાં નથી તો પણ ભક્તિથી સંપૂર્ણ ભરેલું હૃદય તે દયાઘનના ચરણમાં અર્પણ કર્યા પછી તે પ્રસન્ન શું નહિ થાય કે ? પણ સુશીલે ! તારી પ્રાર્થના સાંભળીને પરમેશ્વરે પ્રતાપરાવને કદાચ આંખો આપી તો અત્યાર સુધી તેના મનમાં રહેલો, તારા ઉપરના પ્રેમનો નાશ થવાનો છે. કારણ, આંખો આવ્યા પછી તારૂં ગંદુ સ્વરૂપ તેની આંખોએ પડશે ! હાય ! ધિઃકાર છે મારા સ્વાર્થી મનને ! આવું થશે તો કાંઇ હરકત નહિ, પણ તેથી પ્રતાપરાવને તો સુખ થશે ને ?" અહાહા ! આ કેવા મધુર વિચારો ! આ કેવું સરળ હૃદય ! આ કેટલો સ્વાર્થ ત્યાગ ! પ્રેમ ! તું જો જગતમાં ન હોત તો ખરેખરજ તને સ્મશાનનું રૂપ આપ્યું હોત !

સુશીલાનો નિશ્ચય હવે કાયમ થયો. થાણામાં તેની ફોઇ રહેતી હતી. વર્ષમાં દશ-પંદર દિવસ રહેવા માટે તે તેને ત્યાં જતી હતી. ફોઇ પાસે જવાને બહાને પોતાનું ઇચ્છિત કર્ત્તવ્ય કરવાનો તેણે નિશ્ચય કર્યો. પણ પોતાની ઇચ્છા પોતાના માતા પિતાને અથવા પ્રતાપરાવને પણ તેણે જાણવા દીધી નહિ. પ્રતાપરાવ અને સુશીલાનું લગ્ન ઘણે ભાગે નક્કી જેવુંજ હતું. પ્રતાપરાવના કલ્યાણને માટેજ તે થાણે જતી હતી, તો પણ તેને છોડીને જવું તેને ઘણું અઘરૂં લાગ્યું. મારા ગયા પછી પ્રતાપરાવની સંભાળ કોણ લેશે ? વખતો વખત તેની સેવા કોણ કરશે ? તેને સાંજના બાગમાં ફરવા કોણ લઇ જશે ? એવા વિચારોથી તેનું મન અસ્વસ્થ થયું. તો પણ

ભવિષ્યના સુખ તરફ લક્ષ આપી મનને અસ્વસ્થ કરનારા વિચાર જન્મતાં વેંતજ તેણે દાબી દીધા, કારણ પ્રતાપરાવને આંખો આવશે તો બન્નેને સદાનું સુખ થશે! સુખકારક કલ્પના તેના મન આગળ ઉભી થઈ હતી. તેના જવા વિરૂદ્ધ પ્રતાપરાવે ઘણી આનાકાની કરી પણ લગ્નનો વિચાર જણાવી ફોઇને સાથે લઈ આવવા માટેજ જવાનું થાય છે. એવો સુશીલાના માતા પિતાનો અભિપ્રાય જાણીને તેને ના ઈલાજે ઘણે દુઃખે રજા આપવી પડી. તેણે ગદ્‌ગદ્‌ કણ્ઠે કહ્યું:

"સુશીલા! તું મને છોડીને જાય છે, પણ તેથી આ અંધને બમણું અંધત્વ આવશે?"

"એમ ન બોલો." સુશીલા બોલી. "ફક્ત આઠ દશ દિવસજ હું ત્યાં રહીશ. ગભરાશો નહિ."

"આંધળાની પ્રત્યેક ક્ષણ મ્હોટા યુગ જેવી જાય છે, એની તને કલ્પના નથી. સુશીલા! મને અત્રે તદ્દન એકલા જેવુંજ લાગશે."

"મારી માતા આપની પાસેથી એક ક્ષણ પણ ખસવાની નથી." સુશીલાએ રડતાં રડતાં ઉત્તર આપ્યો.

"પણ તારી માતા એટલે કંઇ તું તો નહિજ ને?"

"અને કમળા પણ......" સુશીલા અચકાતી અચકાતી બોલી.

"કમળાનું મારે શું કામ છે?"

સુશીલાએ રડતાં રડતાં ઉત્તર આપ્યો. "મારાં માતા પિતા સિવાય કમળા પાસે હોય તો તમે મને વિસરી જશો."

"એમ કેમ બોલે છે, સુશીલા?"

"કારણ કે હું બહુજ કદરૂપી છું. કમળા ઘણીજ સુંદર છે."

"છટ્‌! છટ્‌!" પ્રતાપરાવે તિરસ્કારથી કહ્યું: "મને આંખો હોત તો તું કેટલી સુંદર છે, તે મેં બધી દુનીઆને બતાવ્યું હોત! તેના અવાજમાં મધુરતા ક્યાં છે? તે તો બીલકુલજ નથી."

આ પ્રમાણે તેઓ વચ્ચે ઘણી વાતચીત થઇ. તેમણે નાના પ્રકારના ઠરાવો નક્કી કર્યા, અને રજા લઈ સુશીલા થાણે ચાલી ગઈ. આખે રસ્તે

"પ્રભુ! પ્રતાપરાવને સુખી રાખ, અને મારા આશાના વૃક્ષને ફળ આપ." એ પ્રમાણે તેણે શંકરની પ્રાર્થના કર્યા કરી હતી.

---

## ( ૫ )

થાણા પાસે આવી પહોંચતાંજ તેના મનમાં અધિકાધિક ગડમથલ ચાલવા લાગી. " જે એક વાત પર પ્રતાપરાવનું સુખ અવલંબેલું હતું, તે જો દુર્દૈવે નિષ્ફળ જાય, તે યોગીરાજ જો મ્હારા જેવી ગરીબની દાદ સ્વીકારે નહિ, જો તેણે મ્હારી સાથે કલ્યાણ આવવાનું કબુલ કર્યું નહિ તો ? તો પ્રભુ ! પ્રતાપરાવને જીવન પર્યંત તું શું આવોજ દુઃખી રાખશે ? "

એવા એવા દુઃખદ વિચારોની પરંપરા ચાલી રહી છે. એટલામાં તેની ગાડી શ્રી શંકરના દેવાલય પાસે આવી પહોંચી. ત્યાં અત્યારે મોટી જાત્રા ભરાયલી હતી. પણ ફોઇને ઘેર જવાથી સાધુ મહારાજને એકલાં મળી સર્વ હકીકત કહી શકાશે નહિ. માટે પ્રથમજ તેની મુલાકાત લીધા પછી ઘેર જઇશ. એવું વિચારી તે દેવળમાં પેઠી, અને મહારાજ બેઠા હતા ત્યાં ગઇ. એ વખતે ત્યાં સ્ત્રી પુરૂષોની ઘણી ભીડ હતી, તો પણ નિર્મળ પ્રેમ અને નિષ્પાપ હૃદયને ભય કયાંથી હોય ? યોગીરાજ પણ ઘણા ચાણાક્ષ હતા. સુશીલાનાં અશ્રુપૂર્ણ નેત્રોએ, ભૂમિગત દષ્ટિએ અને દીન ચહેરાએ મહારાજની દષ્ટિ તુરતજ પોતાના તરફ ખેંચી લીધી. પ્રેમનો અને એકનિષ્ઠ ભક્તિનો પ્રભાવજ એવો છે ! સુશીલા ઇતર માણસોના દેખતાં પોતાના દુઃખની કહાણી કહેવાને ખંચાય છે એ જોઇ તેમણે પોતાના ભક્ત પરિવારને દૂર જવાની ઇશારત કરી. સુશીલાને પાસે બોલાવી તેની સર્વ હકીકત સાંભળી લીધી. દઢ ભક્તિ, અચલ નિષ્ઠા, કોમલ અંતઃકરણ, પ્રેમાળ મન, અને સરળ સ્વભાવ, એ સર્વ જોઇ સુશીલાની કોને દયા ન આવે ! તેમાં વળી જેણે સર્વ જગતને કુટુંબ માની તેમાં પરોપકાર, દયા તથા પ્રેમનું સામ્રાજ્ય પ્રસારવાનો ઝુંડો રોપેલો છે એવા યોગીરાજને તેની કરૂણા આવે એમાં કાંઇ પણ નવાઇ નથી. દર વર્ષની યાત્રા આટોપી લીધા પછી પરોપકારાર્થે ચાર મહિના ગામે ગામ રખડવું એવો તેમનો હમેશનો

નિયમ હતો, આ સાલ પ્રથમ કલ્યાણુજ જવું એવું નક્કી કરી પાંચ છ દિવસમાં સુશીલા સાથે નીકળવાનું મહારાજે તેને આશ્વાસન આપ્યું અને ઘણુાજ આનંદથી તેને આશીર્વાદ આપી વિદાય કરી.

## ( ૬ )

## સુશીલા ઉપર ઈર્ષા.

કલ્યાણમાં પ્રતાપરાવના દિવસો ઘણા કંટાળા ભર્યા વીત્યા. વારંવાર "કેટલા વાગ્યા ?" એ સિવાય તે સુશીલાની માને બીજો કોઇ પણ પ્રશ્ન કરતો ન હતો. સુશીલાના ગયા પછી જાણે આકાશમાં સૂર્ય નથી, સવારની સ્વચ્છ હવામાં મૃદુતા રહી નથી, બાગમાં નાના પ્રકારનાં ફૂલોમાં સુવાસ નથી અને જગતમાં મધુર ગાયનનું નામ રહ્યું નથી એવું પ્રતાપરાવને જણાવા લાગ્યું ! તેના ચંદ્ર, સૂર્ય, મધુરવાસ, હવામાં સ્વચ્છતા, મધુર અવાજ વગેરે સર્વ કાંઇ સુશીલામાંજ એકત્ર થયું હતું. તેનો અત્યંત પ્રિય વિષય ગાવું બજાવું તે પણ તેણે હમણાં છોડી દીધું હતું.

સુશીલાનાં અને પ્રતાપરાવનાં લગ્ન થવાનું સાંભળ્યા પછી આડોસી પાડોસીઓને થોડી પણ અદેખાઇ થવી સ્વાભાવિક હતું. પ્રતાપરાવની હાલની સ્થિતિ ગમે તેવી હોય, તો પણ પહેલાં તે ઘણો શ્રીમંત સરદાર ઘરનો અને દેખાવમાં અતિશય સુંદર હતો. તેની એ પૂર્વ સ્થિતિ જાણ્યા પછી આસપાસ રહેતા પાડોસીઓમાં જમાઇ માટે ભૂખ્યા થઇ રહેલાં માતા પિતાને તો તે કેવળ મદન જેવો જણાવા લાગ્યો ! સુશીલા જેવી ગરીબ ઘરની તરૂણ બાલિકાને માટેજ સર્વને અદેખાઈ થતી હતી. કમળાને હાલમાં મત્સર પિશાચે તદ્દન બેભાન બનાવી દીધી હતી. "હું અતિશય સુંદર તથા સર્વને મોહ પમાડી શકું છું. તેમજ શ્રીમંત છું. મારા તરફ કોઇ આંખ પણ કરશે નહિ ! મને છોડી સુશીલા જેવી ભિખારી, કદરૂપી છોકરીને પ્રતાપરાવ જેવાએ પસંદ કરી ?" આ વાત તેના હૃદયમાં રાત્રિ દિવસ ખુંચ્યા કરતી હતી. સર્વ કરતાં સુશીલા સાથે તે જો કે સારી રીતે

વર્તતી હતી તો પણ તે એકદમ આટલી બધી મોટાઇએ ચઢે છે એ તેનાથી સહન થયું નહિ.

સ્ત્રીનું અંતઃકરણજ ઘણું ચમત્કારિક હોય છે! તેમાં અદેખાઇ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને તે કેવા પ્રકારના રંગ કરે છે તેનો કાંઇજ નિયમ હોતો નથી. પ્રતાપરાવે સુશીલા પર પ્રેમ કર્યો ન હોત તો તે આંધળો તેના ઢોંગી નખરાં આગળ નિર્જીવ પદાર્થ પ્રમાણેજ હતો. પરંતુ તેણે સુશીલા પર પ્રેમ કર્યો અને મારા પર કર્યો નહિ એનું તેને આશ્ચર્ય થયું. અહિંથીજ અદેખાઇની શરૂઆત થઇ.

"આંધળા સિવાય સુશીલા પર કોઇજ પ્રેમ કરનાર નથી." એવા તિરસ્કારથી કમળાએ કેટલીએ વાર કહ્યું હશે!

આ ઇર્ષાને લીધે અને સુશીલાએ પણ જતી વખતે કહી મૂક્યા પ્રમાણે કમળા હાલમાં ઘણું ખરૂં પ્રતાપરાવની પાસેજ રહેતી. જેને બીજાનું મન દુઃખવવાની કદીએ ટેવ ન હતી તે કમળાથી હાલમાં અજાણતાં સુશીલા પ્રમાણે વર્તીને તેની જગા લઇ લેવાનો પ્રયત્ન કર્યા સિવાય રહેવાયું નહિ તે માટે તેને ઘણીજ નવાઇ લાગી. પણ એનું પરિણામ એ થયું કે પ્રથમ તેને સુખ આપવાની ઇચ્છા પાછળથી પ્રેમના રૂપમાં બદલાઈ ગઇ અને પ્રતાપરાવ સુશીલાને ન મળતાં પોતાનેજ મળે એવો હદ પારનો વિકાર તેના હૃદયમાં ઉત્પન્ન થયો!

હવે કમળાને સુશીલા ઉપર તિરસ્કાર ઉત્પન્ન થવા લાગ્યો. કેવળ દૈવયોગથી પ્રતાપરાવની અને સુશીલાની પહેલી મુલાકાત થઇ માટે તેને આવો પતિ મળે એ બદલ તેને ઘણું આશ્ચર્ય લાગવા માંડયું. સુશીલા પર પ્રેમ ન કરતાં કમળાનીજ તેણે પ્રથમ માગણી કરી હોત તો તેણે તે આંધળાને તિરસ્કારથી ધિક્કારી કાઢયો હોત! પણ તે કેવળ તેના પર પ્રેમ કરે એ સહન ન થવાથી તેને પાછળ હઠાવી તેની જગા લેવાની ઇચ્છા તેને થઇ! એજ સ્ત્રીના અંતઃકરણનો ચમત્કાર! પરંતુ દૈવયોગે કહો અથવા સુશીલાના સુદૈવે કહો, તે આંધળો હોવાથી તેના પર મોહિની જાળ ફેલાવવા જવાનું શક્ય નહતું. એટલુંજ નહિ પણ કોઇ કામ તે અધિક ખેંચતાણ કરી કદી

આગળ આગળ કરવા જતી તો પ્રતાપરાવને ક્રોધ ઉત્પન્ન થતો ! પ્રતાપરાવ તેનો જેટલા પ્રમાણમાં તિરસ્કાર કરતો તેટલાજ પ્રમાણમાં તેનો સુશીલા ઉપર દ્વેષ વધવા લાગ્યો.

---

## ( ૭ )
## પ્રેમની મૂર્તિ.

એ પ્રમાણે આઠ દશ દિવસ વીતી ગયા પછી સુશીલા પાછી આવી. તે કઠણ અંતઃકરણના પરોપકારી સાધુએ આશ્વાસન દીધા પ્રમાણે તે પણ તેની સાથેજ આવ્યો હતો. પરંતુ સુશીલા અને તેની ફોઇ પણ સાથે આવેલી જોઇ સર્વ મનુષ્યોને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ તેના આવવાનો ઉદ્દેશ જ્યારે સર્વેએ જાણ્યો ત્યારે સુશીલાના માતા પિતાને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. પ્રતાપરાવના મનની સ્થિતિ પૂછવીજ નહિ ! યોગી મહારાજે મધુર શબ્દો વડે આશ્વાસન આપી તેના મનમાં આશા ઉત્પન્ન કરી, અને સુશીલાનું મન ધાર્યું ઔષધ લેવાનું તેણે કબૂલ કર્યું. દશ દિવસ આંખોએ પાટા બાંધી અંધારામાં રહેવાનું પ્રતાપરાવને સંપ્ત લાગતું નહતું, કારણ તેને સર્વ અંધારૂંજ હતું. ફક્ત તેને લીધે સુશીલા સાથે પોતાનું મન રીઝવવાને માટે જે ઉપાય કર્યા હતા તે તેને છોડી દેવા પડ્યા, તે માટેજ તેને દુઃખ થવા લાગ્યું.

ઔષધનું પરિણામ જણાતાં પહેલાં "હું સારો થઇશ કે નહિ ?" એ વિચારમાં પ્રતાપરાવની દરેક ક્ષણ જતી હતી, પણ સુશીલાના અંતઃકરણની અવસ્થા તેના કરતાં પણ વિલક્ષણ થઇ હતી. આશા અને નિરાશાનું તેના પર એક સરખું યુદ્ધ ચાલતું હતું. આવી સ્થિતિમાં એકદમ દશ દિવસ નીકળી ગયા અને અગીઆરમે દિવસે આંખોના પાટા છોડી દીધા. ત્યાર પછી અંધારી કોટડીમાં રહેવાની મુદત પણ વીતી. છેલ્લે દિવસે પ્રતાપરાવ ગાઢ અંધારામાં હતો, તોપણ પોતાનાથી કેટલુંક દેખાય છે, તથા છેવટે જોવાની શક્તિ આંખોમાં આવી છે એવું તેને ભાસવા લાગ્યું. બારમે દિવસે સવારે એકદમ સુશીલાને ક્યારે જોઉં એવું તેને થઇ ગયું હતું ! તેના નેત્રમાં તેજ આવ્યાની વાત સુશીલાએ જાણી એટલે તેના આનંદનો પાર રહ્યો નહિ ! "અહા હા ! સુંદર સુશીલા હવે મારી દૃષ્ટિએ પડશે.

પણ હું તેને એકદમ ભેટીશ નહિ, કારણ "દૃષ્ટિ આવ્યા પછી હું તમને પસંદ પડવાની નથી" એવું તે મ્હને દરરોજ કહેતી હતી, પણ આજે તેને મ્હારા હૃદયની પરીક્ષા બતાવી તેની અને સર્વની ખાતરી કરીશ. મારો પ્રેમ તેને હજારોમાંથી પણ ઓળખી કાઢશે." પ્રતાપરાવનો એ વિચાર સુશીલાને જણાયા પછી કેવળ તેને ખુશી કરવાને માટે પણ ખરેખર શંકિત તથા ભયભીત મનથી તેણે સંદેશો કહાવ્યો કે, "આવતી કાલે તમે સર્વ મનુષ્યની વચમાં બેસજો. પ્રતાપરાવ નિઃસીમ પ્રેમના બળવડે તમને ઓળખી કાઢશે." નક્કી કર્યા પ્રમાણે બીજે દિવસે સુશીલા, તેની બે નાની બેનો, કમળા અને સુશીલાના માતા પિતા મળી સર્વે અતિ ઉત્સુકપણાથી, પ્રતાપરાવની અંધારી ઓરડીમાંથી બહાર આવવાની વાટ જોતાં બેઠા. ક્ષણ વારમાં દીવાનખાનાનો દરવાજો ઉઘડયો અને પ્રતાપરાવ બારણામાં આવી ઉભો રહ્યો. એક પળ વારજ તેના મનની સ્થિતિ ચલિત રહી. તેણે એક વાર આખી ઓરડીમાં દ્રષ્ટિ ફેરવી. એટલુંજ બસ હતું. તેના મુખ પર તેજ ચમકવા લાગ્યું, અને આનંદના ઉભરામાં "સુશીલે! સુશીલે!" બોલતાં દોડી જઇ "તુંજ સુશીલા, હું તને શી રીતે ભૂલીશ?" એવા શબ્દ ઉચ્ચારતાં ઉચ્ચારતાં જ પ્રતાપરાવે કમળાના પગમાં આળોટવા માંડયું!

હાય! આંખનું પોપચું ઉઘાડવાને વાર લાગે નહિ એટલા થોડા વખતમાં આ સર્વ બની ગયું! એટલામાં પણ તેણે સુશીલાના પ્રેમ સામ્રાજ્યમાં કેટલી ક્રાંતિ કરી નાખી એની કલ્પના કરવી હું વાચક વર્ગનેજ સોંપું છું. વિજયી થએલી તથા અદેખાઇથી પોતાના ગુલાબી ગાલ પર ધ્વજા રોપી બેઠેલી તે કમળાનું મુખ અને કોમળ સુશીલાના અંતઃકરણ પર વજ્રઘાત કરનાર તેની તિરસ્કાર દર્શાવનારી તીવ્ર દૃષ્ટિ, ક્ષણ વારમાં શું થયું તે જાણી ન શકવાને લીધે, ભ્રમિષ્ટ સરખી દેખાતી તે બિચારી સુશીલા અને સર્વના મુખ પર સ્પષ્ટ દેખાતા તે ગોંટાળાનું ચિત્ર કાઢવાને કોઈ કુશળ ચિત્રકારજ જોઇએ.

"પ્રતાપરાવ, તમે ભૂલ્યા." સુશીલાની માતા બોલીઃ "એ તો સુશીલાની બેનપણી કમળા છે. આ જુઓ તમારી સુશીલા!"

આ સાંભળતાંજ પ્રતાપરાવ ઉઠયો તથા તેણે સુશીલા સ્હામે જોયું. બિચારી સુશીલા! આ સમયે પૃથ્વી માતાના બે વિભાગ થઈ પોતાને અંદર લઇ લે તો સારૂ એવું તેને મરણપ્રાય દુઃખ થયું. આશ્ચર્ય, માન ખંડન અને નિરાશા, આ ત્રણે તેના ચહેરા પર મૂર્તિમંત ઉભાં હતાં! પોતાના પ્રાણ બચાવી, પોતાને દૃષ્ટિ આપનાર-અરે! મહદ્ ઉપકાર કરનાર સ્ત્રીની એવી અવસ્થા જોઇ પ્રતાપરાવે શરમના માર્યા માથું નીચું નમાવ્યું અને પોતાની ભૂલ સુધારવા માટે "હાય! હવે તે શી રીતે સુધરે!" એવું તેણે મનમાંજ કહ્યું. તે સુશીલા પાસે જાય તે પહેલાં તો તેને મૂર્છા આવી ગઈ. સુશીલા બેભાન થઇ પોતાની માતાના અંગ પર ઢળી પડી!

અહા! સ્ત્રીનું કોમળ અંતઃકરણ! માન ભંગ થવા કરતાં તેઓ મરણને અધિક સુખથી આલિંગન આપશે! તે ક્ષણથીજ સુશીલાનું સુખ નષ્ટ થયું! આજ સુધી તેને ખરેખરો આનંદ લાગવા સરખું કંઇ હોય તો ફક્ત એક પ્રતાપરાવનું અંતઃકરણ હતું. તે આજે વિશ્વાસઘાતી થયા પછી બિચારીને સર્વ જગત્ સ્મશાન પ્રમાણે જણાવા લાગ્યું! બે દિવસ તો તે ઓરડીની બહાર પણ નીકળી નહિ! તેનો દુઃખાવેગ જરા ઉતર્યા પછી પણ પ્રતાપરાવ જો તેને ભેટયો હોત, જો તેણે નાના પ્રકારે તેની સમજુત કરી હોત, જો જુદી જુદી તરેહથી તેના ઉપકારનું સ્મરણ કર્યું હોત તો પણ તે પ્રથમનું અંતઃકરણ હવે કયાં! તે કમળાના રૂપમાં અંધ બની ગયો હોવાને લીધે, સુશીલાના સ્વર્ગીય પ્રેમને કચડી નાંખી કમળાની ભૂલોકની વિષય વાસનામાં તે ગિરફતાર બન્યો! પ્રતાપરાવે તેની પાસે જઇ હવે કેટલાએ સાકરીયા શબ્દો પેર્યા તો પણ અંતઃકરણની પરીક્ષા હવે થઇ ચુકી! હવે તેના શબ્દો પહેલાંના જેવા પ્રેમાળ નહતા. તેનો પ્રેમ ગયો હતો! તેનું ગાંભીર્ય ગયું હતું! માત્ર સુશીલા તરફ જોવા છતાં તેની ઠગારી આંખો, કમળાને શોધવા લાગી! કેવળ તેના અવાજથી મુખ પર દેખાતો આનંદ ઓછો થવા લાગ્યો. અને એ સર્વેનું કારણ તેના હૃદય પર પ્રેમની જ્યોતિ પ્રકટાવનાર પૂર્વની કાલ્પનિક રંભા જઇ તેને ઠેકાણે હવે ખરેખરી રંભા આવી હતી! હવે તે બંને ભૂલે ચૂકે એકલાં મળે તો તે ગભરાઇ જતો અને સ્વં-

સ્થ બેસી રહેતો. હવે પહેલાં પ્રમાણે સુશીલાનો હાથ પકડવાને તેનો હાથ આગળ આવતો નથી! તે પાસે ન હોય તો તેને હવે તેની ખોટ જણાવા લાગી નહિ! સર્વ મંડળમાં ઉભેલી કમળાના ગુલાબી ગાલ પર પડતી તેની દૃષ્ટિ કેમે કરી ખસતી નહોતી! એ ફરક, એક કિંવા બે દિવસમાં પડયો નહોતો, પણ હળવે હળવે પડતો ચાલ્યો. પ્રતાપરાવની આંખોએ પ્રથમજ એકલી સુશીલાનું મુખ દ્રષ્ટિએ પડયું હોત તો કદાચિત્ એવો ફરક પડયો ન હોત, પરંતુ આંખો ઉઘડતાંની સાથેજ બહાર દ્રષ્ટિ ફેરવતાંજ કમળા અને સુશીલાને એકદમ તેણે સાથે સાથે જોયાં. તેના સ્વરૂપના અતિશય ફેરફારનું પરિણામ તેના મન પર એકદમ વિચિત્ર આવ્યું! હવે તેણે પોતાના મનને કેટલુંએ સમજાવ્યું અને પોતાના કૃતઘ્નપણા માટે કેટલોએ પશ્ચાતાપ કર્યો એટલુંજ નહિ પણ એકાદ સમયે જાગૃત અવસ્થામાં અશ્રુ પણ ઢાળ્યાં તેમ છતાં તેના મન પરથી કમળાની મોહિની મૂર્તિ ભૂલાવાને બદલે ઉલટી દિવસે દિવસે દ્રઢ થતી ગઇ. દિવસની ગતિ સાથે મનનું દુઃખ ઓછું થતું ચાલ્યું. "તેણે ઉપકાર કર્યો માટે શું થયું? તે બદલ મારી કિલ્લેદારી મળતાં તેના ઉપકારનું નિવારણ હું પૈસા આપીને કરીશ. મારી જીંદગીનું નુકસાન કરી ગમે તેવી કદરૂપી સ્ત્રીને મ્હારી પત્ની બનાવી મારા સ્વર્ગ સુખ પર તિલાંજલી મૂકવાને હું કંઇ બંધાયલો નથી!" તે હવે પોતાના મનમાં એવાજ શબ્દો બોલવા લાગ્યો. સુશીલા જેમ જેમ તેનાથી દૂર થતી ગઇ તેમ તેમ તેને ભેટવાને અને તેના પર મેળવેલો વિજય પૂરો કરવાને કમળાને ઘણી સારી તક મળી. એકાંતમાં બેસીને દુઃખાશ્રુ કાઢવા સિવાય સુશીલાના હાથમાં બીજું કશુંજ ન હતું! નક્કી થયા પ્રમાણે લગ્ન થવાથી કદાચિત્ પ્રતાપરાવનું અંતઃકરણ પિગળે, મન ઠેકાણે આવે અને તે પોતાના પર પહેલાંના જેવો પ્રેમ કરે એટલોજ હવે સુશીલાના મનમાં આશાનો તંતુ રહ્યો હતો, પણ દુર્દૈવે તે પણ એક દિવસ તદ્દન તૂટી ગયો!

એક દિવસ સંધ્યાકાળને સમયે પ્રતાપરાવ બાગમાં બેઠો હતો. તે ત્યાં પોતાની પ્રિય મોરલી વગાડતો હતો. તે પૂર્વ પરિચિત મધુર સ્વર સાંભળી સુશીલાને પાછલી બધી વાતનું સ્મરણ થઇ આવતાં એકદમ રડવું

ઉભરાઇ આવ્યું. પ્રેમનો ઉભરો હદ પાર હોય છે. મોરલીના પ્રત્યેક સ્વર સાથે અજાણ્યેજ તેના પગલાં તે સ્વર તરફ દોરાવા લાગ્યાં. "મારીજ ભુલ થઇ હશે. હું ધારૂં છું તેટલા પ્રતાપરાવ દોષિત નહિ હોય. આ વખતે એમને મળી મારા ગાઢ પ્રેમનું પૂર્ણ સ્પષ્ટીકરણ કર્યું હોય તો એમનું મન કદાચિત્ પીગળશે." આવા વિચાર કરતી, સુશીલા ચોર પગલે વીશ પચીશ પગલાં ગઇ નહિ હોય એટલામાં મોરલી અટકી ગઇ. તે બ્હીતી બ્હીતી જરા આગળ ગઇ. એટલામાં કમળાના રડવાના અને પ્રતાપરાવના સમજુતીના સ્વર તેને કાને અથડાયા! એ સાંભળી બિચારી સુશીલા તો એકદમ ડરી ગઇ! તેજ સ્થળે સ્થિર થઇ ગઇ!

"તમે તેની સાથે લગ્ન કરશો. ઠીક! અને મને મારા મનને સંતોષ આપવાનું કહો છો?" કમળા રડતી રડતી બોલતી હતીઃ "પ્રતાપરાવ, દુઃખથી મારૂં હૃદય ફાટી જવાનો સમય આવ્યો છે! આપની મરજી. જેમાં આપને સુખ તેમાંજ મને સુખ છે, પણ જીવતા છતાં મરેલા આ જીવનું જલદી છેવટ આવશે! અને તે પણ તમારા પ્રેમનું નામ સ્મરણ કરતાં કરતાંજ—"

"આવું ગાંડું શા માટે બોલે છે કમળા?" પ્રતાપરાવ વચ્ચેજ બોલ્યો. "આ વાતમાં મારો કંઇ પણ ઇલાજ છે કે? તેણે મને જો આટલો ઋણી કરી દીધો ન હોત, અમારા બંનેનું જો લગ્ન ઠર્યું ન હોત—"

સુશીલા એ પછીના શબ્દ સાંભળી શકી નહિ! તે એકદમ આગળ આવી નમ્રપણે બોલીઃ "તો, તો, તમે કમળા સાથે લગ્ન કરવાને છૂટા છો. લગ્ન કરવાં છે એમજને? પછી તેમાં કઠિન શું છે? પ્રતાપરાવ, હું આ વખતે રૂસણું કરવાને આવી નથી, પણ આપને વચનમાંથી છૂટા કરવાને માટેજ આવી છું. તમારૂં સુખ તેજ મારૂં સુખ. અત્યાર પછી આપ કોઇ પણ રીતે બંધાયલા નથી." એમ બોલી ચકિત મુદ્રાથી ગાંડાની પેઠે જોનાર સુશીલાએ તે બંનેના હાથ એક બીજાના હાથમાં મૂક્યા. સુશીલા ત્યાંથી ક્ષણ વારમાં જળના રેલા પેઠે ચાલી ગઇ. શાબાશ! સુશીલા શાબાશ! આવો અલૌકિક સ્વાર્થ ત્યાગ, ફક્ત તુંજ કરી જાણે છે!

આ બનાવ બન્યા પછી પ્રતાપરાવે તેને ભેટવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. તેમનાં લગ્ન રદ થયાની હકીગત હળવે હળવે સર્વેએ જાણી. કમળા અને પ્રતાપરાવનાં લગ્ન થયાં તે પણ સર્વેએ જાણ્યું. સર્વેને અતિશય આશ્ચર્ય થયું !

---

## ( ૮ )

## સુવર્ણ દુર્ગનો જાસુસ.

આટલી વાત બનતાં સુધીમાં લગભગ ચાર મહિના વીત્યા. પ્રતાપરાવ હવે કમળાને ઘેર એટલે સુબેદારને ઘેર રહે છે–તેનો ઘર જમાઇ બન્યો છે. સુશીલાના દુઃખને લીધે તેના ગરીબ બિચારાં વયોવૃદ્ધ માતા પિતાનું એજ અરસામાં મરણ થયું. સુશીલા સમસ્ત જગતમાં અનાથ થઇ. પરંતુ દુઃખનું શિખર થવામાં પણ કંઇ હદ હોય છે ! જાજવલ્ય ભઠ્ઠીમાં તેનું કોમળ મન તવાઇ નીકળ્યા પછી તે હવે કંઇક જુદુંજ બન્યું છે. શોકે ધીરજને જગા આપી, રૂદને નિશ્ચયને બોલાવ્યો, અને પ્રેમે પ્રેમનેજ બોલાવ્યો; પરંતુ હવે તેણે જુદોજ માર્ગ સ્વીકાર્યો. સુશીલા એક દિવસ ઘરમાંથી ગુમ થઇ ગઇ ! કમળાના સમાગમમાં આવ્યાથી પ્રતાપરાવ ઘણું ખરૂં હવે તેને વિસર્યોજ હતો ! આ રીતે મહિનો પંદર દિવસ ગયા પછી પ્રતાપરાવ પાસે એક તરૂણ પત્ર લઇને આવ્યો. પત્રમાં લખ્યું હતું કેઃ–

"પ્રતાપરાવ ! આપને તે દયાઘન પરમેશ્વરે આંખો આપી છે. તે શુભ વર્તમાનની બાદશાહને ખબર પડી છે. પહેલાંથીજ આપના પર તેમને ઘણો પ્રેમ હતો પણ આપ અંધ થયા ત્યારે નાઇલાજે આપની કિલ્લેદારી તેમણે લઈ લીધી હતી. હવે બાદશાહે પુનઃ કિલ્લેદારી સંભાળવાને આપને બોલાવ્યા છે. આપને સર્વ અનુકૂળ થશે. મારી સાથે આ પત્ર આપ્યો છે. આપે ફક્ત સુવર્ણ દુર્ગમાં આવવું એટલે આપની ગાદી આપને મળશે. પછી જેવી આપની ઇચ્છા, પણ આપ આપની પ્રજાને વિસરી જઈ તેને નિરાશ કરશો નહિ, એવી અમો સર્વેની હાથ જોડી પ્રાર્થના છે."

જાસુસ પાસેથી બાદશાહનો સંદેશો સાંભળી પ્રતાપરાવને અત્યંત આનંદ થયો. બાદશાહ પોતેજ તેને બોલાવે છે, એ સાંભળી તેણે કમળાને સાથે લઇ તુરતજ સુવર્ણ દુર્ગ પ્રતિ જવાનો નિશ્ચય કર્યો.

---

## ( ૯ )

## કેદ અને દુઃખ.

તે સમયે મહારાષ્ટ્રની સ્થિતિ કેવી હતી તેથી આપણા સર્વ વાચકગણ જાણીતા હશેજ ! પશ્ચિમ બાજુ તરફ કોંકણ કિનારા પર હબશીઓનાં વહાણોની ધામધૂમ દરરોજ ચાલતી હતી. મરાઠાશાહીનો હમણાંજ ઉદય થયેલો હોવાને લીધે હબશીઓને આજ સુધી ખરેખરા પ્રતિસ્પર્ધી કોઇજ મળ્યા ન હતા. ફક્ત હમણા શ્રી શિવાજી મહારાજનાં નાનાં પણ લડાયક વહાણોની તેને ભીતિ ઉત્પન્ન થઇ હતી. છતાં તેની આ હબશીઓ હજુ કાંઇ દરકાર કરતા ન હતા. હજી ખરેખરા બંનેના સ્હામા સ્હામી ચાર હાથ થયાજ ન હતા એવું કહેવાને હરકત નથી.

તે કાળની પરિસ્થિતિનું બીજું પરિણામ એટલે સ્ત્રીઓનું શૌર્ય હતું. ક્યારે કોના પર કેવો પ્રસંગ આવશે એનો કંઈ નિયમ ન હોવાથી ઘણે ભાગે બધી છોકરીઓ ઘોડા પર બેસવું, તરવાર ખેલવી વગેરે સંરક્ષણના માર્ગો જાણતી હતી. જમૈયો તો તેમના જન્મના વારસાને દિવસે પૂજાયલો હતો. તે ધામધૂમના સમયમાં આબરૂ જવાનો સમય આવે તો તેનો ભાર તે દેવીઓ ઉપરજ નંખાતો. તેની મનોભાવે પ્રાર્થના કરી તેને પોતાનો દેહ કાયમનો અર્પણ કરી લીધાની કેટલી બધી સ્ત્રીઓનાં ઉદાહરણો તે વખતે હમેશ બનતાં હતાં ! આ નિયમને તે વેળાએ પણ પુષ્કળ અપવાદ હતો. મનુષ્ય સ્વભાવ એ સર્વ સમયે સરખોજ હોય છે. તે સમયે પણ એશઆરામ અને નખરાંબાજપણાનો ભોગ થઇ પડેલી કમળા જેવી સ્ત્રીઓ થોડી ન હતી. બહાર જઈશું તો શરીરના સુંદર વર્ણની મોહકતા ઓછી થશે અને શ્રમ આપનારા ખેલ ખેલીશું તો શરીર બગડશે એવી વિચિત્ર કલ્પનાથી પ્રેરિત થઇ ફક્ત ભપકો કરવાની તથા રંગીલા તરૂણો પાસે વાહવા લેવાની

તેમને નાનપણથીજ કુટેવ પડી હતી. એવીજ તરૂણીઓ પૈકી કમળા પણ એક હતી. એવી વ્યક્તિઓના પ્રેમની વ્યાખ્યા ઘણીજ સહેલી હોય છે. તેનું મન રાખનાર, તેના સર્વ પ્રકારના લાડ કોડ પૂરા પાડનાર, તેના હુકમમાં રહેનાર, શ્રીમંત ગુલછબુક વ્યક્તિ પ્રેમને સ્થાને હોય તો ઠીક, પણ જરા કાંઇ બગડયું, એના એશઆરામમાં ફરક પડયો, દુઃખનો પવન વાવા લાગ્યો કે એવી નખરાંબાજ સ્ત્રીનો પ્રેમ ખલાસ! તે પ્રેમને લંબાઇ પહોળાઇ કે ઉંડાઇ બીલકુલ હોતીજ નથી! પ્રતાપરાવનું કમળા સાથે લગ્ન થયું તે પણ એ નખરેબાજપણાનુંજ પરિણામ! પોતાના કરતાં ઉતરતા દરજ્જાના માણસોનું અપમાન કરવાને માટે, તેને મારવા માટેજ, કેવળ તે આ વિવાહ બંધનમાં ખેંચાઇ ગઇ હતી! આવો ઉપલક સંબંધ કેટલા દિવસ ટકવાનો હતો? એ સંબંધ ખરેખર ટકાઉ ન હતો, એવું સ્પષ્ટપણે દાખવવાને માટે જ કે કોણ જાણે શા માટે પણ તેવો પ્રસંગ જલદીથીજ આવ્યો.

પ્રતાપરાવને અંધત્વ પ્રાપ્ત થવાને લીધે તેની પાસેથી કિલ્લેદારી લઇ તે બાદશાહે સૂર્યાજી નામના એક સરદારને આપી હતી. આ સરદાર સ્વભાવે દુષ્ટ તથા જુલમી હતો. પ્રતાપરાવ સુવર્ણ દુર્ગમાંથી નીકળ્યો તેજ સમયે ત્યાંની રૈયતની શાંતતા પણ તેની સાથેજ ચાલી નીકળી હતી! કારણ કે સૂર્યાજીનો અમલ શરૂ થતાંજ સઘળે અસંતોષ ફેલાયો. બાદશાહે પ્રતાપરાવને પુનઃ બોલાવ્યો છે એ બાતમીની સૂર્યાજીને ખબર પડતાંજ તેનું હૃદય ધ્રુજી ઉઠયું! પ્રતાપરાવને પુનઃ દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે તેથી તેને બાદશાહે પુનઃ કિલ્લેદારી પર બોલાવ્યો છે. એ તેના લક્ષ્યમાં આવતાંજ તેને મોટો ગુસ્સો ચઢયો. પોતાની કિલ્લેદારીમાં આડે આવનાર પ્રતાપરાવનો કાંટો કાઢી નાંખવાને માટે શું કરવું જોઇએ, તે સંબંધી વિચાર કરવાને તેને ઘણી વાર લાગી નહિ. તેણે તત્કાળ પોતાની સાથે કેટલાએક ચૂંટી કાઢેલા દુષ્ટોને લીધા અને પ્રતાપરાવને આવવાનો માર્ગ રોકી બેઠો. બાદશાહનું તેડું આવેલું જોઇ સુબેદારે પોતાની પુત્રી કમળાનું લગ્ન કાર્ય તુરતજ આટોપી લીધું, અને તે નવવિવાહિત જોડું—પ્રતાપરાવ અને કમળા—સુવર્ણ દુર્ગ તરફ જવાને માટે નીકળ્યું. બિચારા પ્રતાપરાવને પોતાનો એક ગુપ્ત શત્રુ ઉત્પન્ન થવાની

કલ્પના પણ ન હતી. અર્ધે રસ્તે આવતાંજ તેના પર સૂર્યાજીનો હલ્લો થયો. તેણે પ્રતાપરાવ, તેની નખરાંબાજ પત્ની કમળા અને બાદશાહ તરફથી ગએલો જાસુસ એ ત્રણેને કેદ કર્યાં. આવો અકલ્પિત પ્રસંગ ઓચિંતો આવેલો જોઇ પ્રતાપરાવ આશ્ચર્યચકિત થયો, પરંતુ કમળાની સ્થિતિ તદન નિરાળી બની હતી. પ્રતાપરાવ સાથે તેણે લગ્ન કર્યું હતું, તેનું મૂળ કારણ ખરો પ્રેમ ન હતો પણ ફક્ત સુશીલા ઉપર અદેખાઇ હતી તેજ હતું. અત્યારે આવો પ્રસંગ આવતાંજ કમળાના મનમાં પહેલો વિચાર એજ આવ્યો કે, આવા નિર્બળ પ્રતાપરાવ સાથે લગ્ન મ્હેં શા માટે કર્યાં? કમળાને તે માટે ઘણોજ પશ્ચાત્તાપ થવા લાગ્યો.

બીજાની ગાદી કેવળ અન્યાયથી પચાવી પડનાર સૂર્યાજીની ન્યાયપ્રીતિ કેટલી જાગૃત હોઇ શકે? ધન દોલત અને વૈભવને માટે લાલચુ બનેલા સૂર્યાજીને આંખે કમળાનાં દર્શન થતાંજ એક પત્થરે બે ફળ પાડવા માટે તેને અનહદ આનંદ થયો. ત્રણેને કેદ કરી સૂર્યાજી ઘણા આનંદથી સુવર્ણ દુર્ગ પહોંચ્યો. ત્યાં ગયા પછી તુરતજ તેણે પ્રતાપરાવને અંધારી કોટડીમાં ગોંધી કમળા પર પોતાનું કૌશલ્ય ચલાવવાની શરૂવાત કરી. બિચારી ભોળી અને ઉછાંછળા અંતઃકરણની કમળા! પ્રતાપરાવ માટે તેની પૂર્ણ નિરાશા થયા પછી સૂર્યાજીનો એશઆરામ, તેનું મધુર ભાષણ, અને વૈભવ જોઇ તે હળવે હળવે તેનો ભોગ થઇ પડી!

પોતાનો મુખ્ય શત્રુ પ્રતાપરાવ, પૂર્ણપણે સકંજામાં સપડાયા પછી સૂર્યાજીને કમળા હાથમાં આવી જવાનાં ચિહ્ન દેખાવા લાગ્યાં. પછી ગર્વમાં અંધ બનેલો સૂર્યાજી પેલા ગરીબ બિચારા હજુરીઆ માટે અતિશય કાળજી ક્યાંથી રાખે! પોતાના ઉપરનો પહેરો શિથિલ થએલો જોઈ તેણે યુક્તિથી દ્રવ્યાસ્ત્રનો ઉપયોગ કરી દ્વારપાલ પાસેથી પોતાનો છૂટકો કરી લીધો, અને પગે ચાલતાં ઠેઠ દાભોલનો રસ્તો પકડયો. આ સમયેજ શ્રી શિવાજી મહારાજ દિગ્વિજય કરતા કરતા ઠેઠ દાભોલ બંદર સુધી આવી પહોંચ્યા હતા. શિવાજી મહારાજે દાભોલ શહેર લૂટયાની બાતમી આસપાસ ફેલાઇ ગઇ હતી. ગરીબોના બેલી, ન્યાયી અને ગૌબ્રાહ્મણ પ્રતિપાલક શિવાજી મહારાજ

સિવાય અત્યારે પોતાનું કોઇ પણ સાંભળનાર નથી એ જોઈ હજુરીઆએ પોતાની દીન સ્થિતિ જણાવવાને માટે તથા મદદ માગવાને માટે દાભોલ શહેરનીજ વાટ કેમ પકડી હતી એનું કારણ વાંચકોએ હવે જાણી લીધું હશે. શ્રી શિવાજી છત્રપતિ અનાથોના રક્ષણ કર્તા હતા. કોઇ પણ અનાથે મદદ માગી હોય અને તે દીન દયાળુ શિવાજી મહારાજે ન આપી હોય એવો એક પણ પ્રસંગ તેમના આયુષ્યમાં બન્યો નથી. હજુરીઓ એટલે એક નજીવો મનુષ્ય છતાં તેને પણ મદદ આપવાની હા કહી, સુવર્ણ દુર્ગના કિલ્લા પર હલ્લો કરવા શિવાજી મહારાજે કબૂલ કર્યું.

---

## ( ૧૦ )

## પુનઃ અંધત્વ.

અહિં કિલ્લામાં બિચારા પ્રતાપરાવના હવાલ હાલ થયા ! તેમાં કેવળ તેને ચીડવવાના દુષ્ટ હેતુથી સૂર્યાજીએ કમળા સંબંધી ખરી ખોટી બાતમી કહેવાથી ઉમેરો થયો, અને "હવે મરણ આવે તો સારૂં." એવી ચિંતામાં તેના દિવસ ઘણા દુઃખમાં જવા લાગ્યા.

અમે કમળાનું પાપી વર્તન, સવિસ્તાર કહેવા ઇચ્છતા નથી. દુષ્ટ સૂર્યાજીએ તેના પર પોતાની પૂર્ણ મોહિની નાંખી હતી. કોઇ કોઇ વખત તેને પોતાનાં કર્મોનો પશ્ચાત્તાપ થતો હશે ખરો તો પણ તે તેનાં વર્તન પરથી એકંદરે એશઆરામમાં સુખી હોવી જોઇએ, એવું સ્પષ્ટ દેખાતું હતું.

આટલો બનાવ બનતાં એક વર્ષ વીત્યું. આજે પુનઃ શિવરાત્રિનો મંગળમય દિવસ આવ્યો. એ શુભ દિવસે સાત્વિક અને પુણ્યવાન લોકો પુણ્ય કરે છે પરંતુ પાપી લોકોને પણ પાપ કરવાને માટે આવો મંગળ દિવસ સુમુહૂર્ત પ્રમાણે લાગતો હતો. તેઓ આવે દિવસેજ દુષ્કૃત્યો કરી લેવાની સંધિ શોધતા હતા. રાત્રિના અગિઆર વાગ્યાનો સમય હતો. સૂર્યાજી પોતાના રંગમહેલમાં મખમલના કોચ પર બેઠો છે. પાસે કમળા ઉભી છે. પરસ્પર વિનોદની વાતો ચાલે છે. તે સમયે હાથમાં હાથ કડી અને પગમાં સાંકળ પહેરાવી, ચારે બાજુએ સખ્ત પહેરામાં પ્રતાપરાવને ત્યાં લાવવામાં

આવ્યો. તેને જોતાંજ કમળાની શી સ્થિતિ થઈ હશે! તેનું હૃદય ગમે તેટલું પાપી હતું છતાં પણ તે એક સ્ત્રીજ હતી. અપ્રત્યક્ષ તેણે ગમે તે કર્યું હતું પણ પ્રત્યક્ષપણે પોતાના પતિને પોતાની સ્હામું આવી સ્થિતિમાં જોયા પછી તેનું હૃદય કેમ પીગળે નહિ! કમળા હાથ જોડી સૂર્યાજી આગળ ઘૂંટણીએ પડી, અને તેની પ્રાર્થના કરતાં કહ્યું: "મહારાજ! આપ એને ગમે તે કરો પણ મારી આંખ સામે તેના હાલ હવાલ કરશો નહિ. હું આપને પગે પડું છું. કૃપા—"

"કમળા, તું સ્વસ્થ રહે." સૂર્યાજી અહંકારમાં નીચું માથું કરી ઉભા રહેલા પ્રતાપરાવ તરફ જોઈ બોલ્યો: "હું આજે શું કરનાર છું એની તને કલ્પના પણ છે ખરી? પ્રતાપરાવ, તને કિલ્લેદારી જોઇએ છે ને? ભીખારીની પેઠે આંધળો રખડતો હતો તે સ્થિતિ શું ખરાબ હતી? પુનઃ આંખો આવી એટલે અહંકાર ચઢ્યો છે કેમ? ત્યારે ભોગવ હવે તેનું પ્રાયશ્ચિત! તારી આંખો હવે હમેશને માટેજ નષ્ટ કરૂં છું, એટલે પુનઃ કિલ્લેદારી—"

"મહારાજ! આપ આ શું બોલો છો?" કમળા રડતી રડતી બોલી, "મહારાજ—મહારાજ—" હવે તેનાથી આગળ બોલાયું નહિ. પ્રતાપરાવે એક વખત કમળા તરફ અને પછી સૂર્યાજી તરફ જોયું. તે બોલ્યો: "કમળા! મારે માટે, તારા આ હતભાગી પતિ માટે, તે દુષ્ટ નફટની કરૂણા શા માટે માગે છે? તેમાં વળી તે તને અત્યારે પ્રિય થએલો! હું તારો કોણ? હવે મ્હારે ને ત્હારે શી સગાઇ છે? મારી પાસે હવે શું છે? કિલ્લેદારી નથી! ધનસંપત્તિ નથી! એશઆરામ નથી—હાય! મ્હારૂં અંતઃકરણ—મન—પ્રેમ."

કમળાએ કાને હાથ દીધા. તે હવે આગળના શબ્દો સાંભળી શકી નહિ! તે વિજળી પેઠે કૅાચ ઉપરથી ઉઠી અને પ્રતાપરાવના ગળામાં પોતાનો કોમળ હાથ નાંખી રડતી રડતી બોલી: "નાથ! એવું ન બોલો! એ શબ્દો મ્હારાથી સંભળાતા નથી. પતિદેવ! વિષય સુખની દુર્ગંધીમાં આળોટનારી આ નીચ દાસીને ક્ષમા કરો. કહો, ક્ષમા કરી, એમ એક વાર કહો, એટલે મરણ સમયે હું સુખે પ્રાણ છોડીશ—"

હાથ પગ બાંધેલો હોવાને લીધે કેવળ શબ્દોથી ક્રોધ દર્શાવી લાલચોળ થએલો પ્રતાપરાવ પગ અફાળતો બોલ્યો: "દુષ્ટા! તેં જે કરવું ધાર્યું હોય તે કર. સર્વસાક્ષી પરમેશ્વર સર્વનો ન્યાય કરવાને તૈયારજ છે. સમય આવશે એટલે તેને યોગ્ય લાગશે તે તે કરશેજ. તું મ્હારી શત્રુજ છે! તું જે કાંઇ પણ કરશે તેમાં મને કાંઈ નવાઇ લાગવાની નથી, પણ આ વિચિત્ર જગતમાં જેને આપણા પોતાના કહીએ છીએ, તેજ માણસો—માણસો શેનાં—જનાવરો, આપણનેજ વિસરે છે! તું મારૂં ગળું કાપે તો તે મને સારૂં લાગશે, પણ—પણ જવા દે. આ જગતજ એવું છે, તે માટે રડવાથી શો ફાયદો! દુષ્ટ કમળા! દૂર થા! મારા હાથ છૂટા હોત તો તને મારે શરીરે હું સ્પર્શ પણ કરવા દેત નહિ. તારા કોમળ હાથ વડે હું નરકને આધીન થયો છું. અન્ય પુરૂષે જે અધરામૃત યથેચ્છ પ્રાશન કર્યું તેનો મને સ્પર્શજ ન થવો જોઇએ. પણ જા, હું તને ક્ષમા કરૂં છું. દેવી સુશીલા! નહિ—નહિ—તે અત્યંત પવિત્ર નામનો ઉચ્ચાર કરવાને હું પાત્ર નથી. ચાલ! દુષ્ટ બળવાખોર! હું તૈયાર છું. તારે જે કરવું હોય તે કરી લે. આંધળા મનુષ્ય જેટલા પવિત્ર રહે છે તેટલા દેખતા મનુષ્યો રહેતા નથી એવી હવે મારી પાકી ખાતરી થઇ છે. મને પુનઃ એક વાર આંધળો કરી તે પવિત્રતા અને શુદ્ધ અંતઃકરણ આપ! ઉઠ, વિલંબ ન કર."

કમળાને પ્રતાપરાવના ગળામાં લપટાએલી જોઈ, ક્રોધથી લાલ થએલા સૂર્યાજીને પોતાના દેહનું ભાન રહ્યું નહિ. તેને અતિશય ક્રોધ ચઢયો અને પોતાની ચળકતી કટાર લઇ પ્રતાપરાવના શરીર પર તેણે એકદમ હલ્લો કર્યો. તે નીચ નરાધમે ડાબા હાથે કમળાને એક બાજુએ ખસેડી અને પ્રતાપરાવની આંખો પર કટારીની અણી રાખી બોલ્યો: "તને પવિત્રતા જોઇએ છીએ? તો આ લે." એમ કહી તેણે તેની આંખો પર ઘા કર્યો ખરો પણ એટલામાં વિદ્યુત વેગે કમળા વચ્ચે આવી અને સૂર્યાજીનો કઠણ ઘા પોતાની છાતી પર ઝીલી લીધો. તેની છાતીમાં કટાર લાગતાંજ આરપાર નીકળી ગઈ અને કમળા પ્રતાપરાવનું નામ લેતી લેતી ધબાક લઇને નીચે પડી, એક ક્ષણમાંજ પંચત્વ પામી.

સૂર્યાજીને અત્યારે દેહભાન ક્યાં રહ્યું હતું? તેણે શું કર્યું અને શું કરનાર છે એ પોતે તદન વિસરી ગયો હતો. બેહોશ સ્થિતિમાં પોતાની કટાર પાછી ખેંચી તે નીચ નરાધમે પ્રતાપરાવને પુનઃ હમેશ માટે આંધળો કર્યો. હાય! હાય! પ્રતાપરાવ! તું આંધળોજ રહે, એવોજ ઇશ્વરનો ઉદ્દેશ છે કે શું? તું આંખે જોઈ શકે નહિ એવીજ તેની યોજના હોવી જોઇએ, કિંવા તને જે અબળાની ભક્તિથી પ્રસન્ન થઈ દયાઘન શ્રી શંકરે આંખ જેવી અમૂલ્ય બક્ષીસ આપી હતી, તેજ આંખને લીધે ભૂલાવામાં પડી ઉપકાર કરનાર પવિત્ર અબળાને તું વિસરી ગયો, તેથી તને ન્યાયપૂર્વક યોગ્ય શિક્ષાજ મળી છે, એવું પણ અમે શા માટે ન કહીએ? પણ પ્રતાપરાવ શાંત ચહેરે દુઃખ સહન કરતો શ્રી શંકરનું નામ સ્મરણ કરતો હોય એમ જણાય છે. તેના હોઠ હાલે છે. જુઓ. ખરેખર. તે નામ-સ્મરણ કરે છે. કારણ કે, આ ભયંકર કૃત્ય પૂરૂ થતાંની સાથેજ પ્રતાપરાવની છાતીમાં ખોસવા માટે સૂર્યાજીએ ઉંચી કરેલી કટાર, અદ્ધર પકડી લેવા સારૂજ ત્યાં શિવ સાક્ષાત્ પ્રકટ થવાના છે એવી તેની ખાત્રી હતી.

ન્યાય તો આપવોજ જોઇએ પણ તે આપતી વખતે કોઇને પણ વ્યર્થ ત્રાસ થાય નહિ અથવા રક્તપાત થાય નહિ, એ રીતેજ શ્રી શિવાજી મહારાજ વર્તતા. તેઓ દરરોજ કેટલાક ચૂંટી કાઢેલા, પ્રાણ સાથે પ્રાણ આપે એવા વીરોને સાથે લઇ, કામ સાધી લેવામાં કુશળ હતા. જુઓ! સુવર્ણ દુર્ગના પહેરેગીરોને ઠેક ઠેકાણે ઠંડાગાર કરી શિવાજ મહારાજ કિલ્લામાં દાખલ થયા છે. તે સમયેજ કમળાની છેવટની ચીચીઆરી તેમના કાન પર પડી. તેમણે તથા પેલા હજુરીઆએ ચીચીઆરીની સાથેજ સાહસ કરવાનો નિશ્ચય કર્યો. એક વાર નિશ્ચય થયા પછી કોઇએ પણ સંકટની દરકાર કરવી નહિ. એવો ટેક યાદ કરી શિવાજી મહારાજ દોડતા રંગમહેલના દ્વારમાં દાખલ થયા અને સૂર્યાજી પ્રતાપરાવની છાતી પર કટારીનો ઘા કરે એટલામાં તો તેમણે તેનો હાથ અદ્ધરથી પકડી લીધો!

પણ ખુન પર ચઢેલો દુષ્ટ સૂર્યાજી એમ થોભે એવો ક્યારે હતો? ડાબો હાથ તેણે શિવાજીના ગળામાં ભેરવ્યો. બંને વચ્ચે કુસ્તી શરૂ થઇ.

આપણા હજુરીઆએ અંદર આવતાંની સાથેજ સાથેના લોકો પાસે પ્રતાપરાવ નજીક ઉભા રહેલા પહેરેગીરોને પકડાવ્યા, અને પ્રથમ કેડ ઉપરની તલવારના બે ઘા મારી તેની બેડીઓ તોડી નાંખી. પ્રતાપરાવ છૂટો થયો, સુર્યાજી પણ શિવાજી મહારાજના લોખંડી હાથનો ભોગ થઈ જમીન પર નિશ્ચેષ્ટ પડયો ! આ પ્રમાણે સર્વ બાજુથી ભય ઓછો થયો છતાં આપણા હજુરીઆને ધીરજ રહી નહિ. જે પ્રસંગે તેના અંગમાં એટલું ધૈર્ય આવ્યું હતું તે પ્રસંગ વીતી ગયા પછી તેણે લીધેલા સ્વાંગે તેને ફસાવ્યો. ગંભીરાઇથી તેણે પોતાના બંને હાથે પ્રતાપરાવના ગળામાં બાથ ભેરવી ડચકા ખાવાનો આરંભ કર્યો.

શિવાજી મહારાજને એનું કંઈ પણ રહસ્ય સમજાયું નહિ. હજુરીઆના આ અનહદ મનોવિકાર માટે તેમને તે પ્રસંગે ઘણું આશ્ચર્ય લાગ્યું. પ્રતાપરાવ પોતાની આંખોને લીધે અસહ્ય વેદના ભોગવતો હતો, પણ હજુરીઆએ ગળાને બાથ ભીડેલી જોઈ તથા તેનાં ડચકાં સાંભળી તેને ક્ષણવાર આશ્ચર્યજ લાગ્યું. આ બનાવનું કારણ તેને કંઈજ સમજાયું નહિ. પોતાનો છૂટકો થયો હતો એટલું માત્ર તે સમજ્યો. એટલામાં તેને ગળે બાથ ભીડેલા હજુરીઆએ ડચકાં ખાતાં ધીમેથી "પ્રતાપરાવ" એવી બૂમ પાડી. એ શબ્દ સાંભળવા સાથે પ્રતાપરાવના મન પર વિદ્યુત સમાન કંઇક ચમત્કારિક અસર થઇ, પછી તે અવાજ સાંભળીને થએલી હો, કિંવા શરીર–સ્પર્શને લીધે થએલી હો. તેણે હળવેથી પૂછ્યું: " કોણ સુશીલા ?" " હાજી." સુશીલા પોતાના લૂગડાંના છેડાથી તેની આંખનું લોહી લૂંછતી બોલી. " જેને આપ હજુરીઓ સમજતા હતા તેજ આ આપની અભાગી સુશીલા. દેવ ! આંખોનું આપને સુખ હોય નહિ એવોજ કંઈ ઇશ્વરી સંકેત જણાય છે ! હાય પ્રભુ ! આ શી સ્થિતિ ! "

" સ્થિતિ ? સુશીલા હું આજ સ્થિતિને ઘણી સારી માનું છું. અંધત્વથી થયેલા ઘણા ઉપકાર મને યાદ છે તેજ સ્થિતિ પુનરપિ આપી પરમેશ્વરે મને હંમેશનો ઋણી કર્યો છે. સુશીલા આંખો મળ્યાથીજ હું ખરેખરો આંધળો થયો હતો. કેવળ તારા સ્વરમાં જે સુખ મળતું હતું, તે હું દેખતો

થવા સાથેજ બધું વિસર્યો, કોટયવધિ રૂપિયાના સદ્દગુણનો ઢગલો મને દેખાયો નહિ, ત્યારે તે આંખો શા કામની ? આ કરતાં પરમેશ્વર મને જન્મોજન્મ આંધળો કરીને તારા જેવા અણમોલ રમણી રત્નનો સમાગમ આપે, એજ તેની પાસે મ્હારી માગણી છે. સુશીલા, હવે તને વિસરવાનો નથી, કારણ આ પાપીને હવે આંખો મળવી શકયજ નથી. એક વખત તને વિસરવાની ભૂલ કરી ત્યારે પરમેશ્વરે મને ખરેખરા રક્તના આંસુ ઢાળતો કર્યો અને મ્હારે હાથે ફરીથી એવી ભૂલ ન થાય તે માટે હંમેશનો બંદોબસ્ત કર્યો."

"પ્રતાપરાવ ! એવું ના બોલો. ચાલો, જેણે આપને છોડાવી આ પ્રસંગે આપના પ્રાણ બચાવ્યા તે આપણા શિવાજી મહારાજ પણે ઉભા છે. તેમને મળીએ. આપનો ઘા તુરતજ બાંધવો જોઇએ."

એ ભાષણ સાંભળતાંજ શ્રી શિવાજી મહારાજના લક્ષ્યમાં સર્વ બીના આવી. પોતાની પ્રજામાં આવી પ્રેમાળ, સદ્દગુણી, ચતુર, વિચારશીલ અને વીર અબળા છે એ માટે બીજો એક પ્રત્યક્ષ પૂરાવો મળેલો જોઇ તે ઉદાર-ચરિત રાજાને આનંદ થયો. તેણે આગળ આવી પ્રતાપરાવનું શાંત્વન કર્યું: " પ્રતાપરાવ, હવે સર્વ બીના મારા સમજવામાં આવી. ત્હેં આ સદ્દગુણ-ખાણની અગણના કરી તે માટે પરમેશ્વરનો તારા પર કોપ થયો. પણ ગભરાઇશ નહિ, તારા પાપનું પ્રાયશ્ચિત પૂર્ણપણે થયું છે. અત્યાર પછી સુશીલાને કદિ પણ વિસરીશ નહિ. " એમ બોલી શિવાજીએ બંનેના હાથ એકબીજાના હાથમાં આપ્યા અને કહ્યું: " પ્રતાપરાવ, આજે આ કિલ્લો મ્હારે હસ્તગત થયો છે, તેથી હવે તારા તરફ આડી આંખે જોવાની કોઇની પણ તાકાત નથી. હું તને અહીંનો કિલ્લેદાર નીમું છું અને કિલ્લેદારીની સર્વ વ્યવસ્થા વીરનારી સુશીલાને સોંપું છું. "

" અહાહા ! " સુશીલા શાંત થઇ બોલી: " આપના જેવા રક્ષણ કર્તા રાજપિતા હોવાથી અમને કશી પણ ચિંતા નથી. મહારાજ, આજે શિવરાત્રિને દિવસેજ પ્રતાપરાવની ભેટ થઈ હતી અને આવીજ સંકટમય સ્થિતિમાં થઈ હતી અને આપનાં દર્શન અને એમના સંકટની મુક્તિ પણ

આજે જીવ સટોસટનાં સંકટમાં થઇ છે. પણ બિચારી કમળા! તેને માટે મારો જીવ દુઃખાય છે. તે સુખી હોત તો મારા પરના સંકટનું મને કંઇજ લાગત નહિ. પણ—"

"તેનું નામ પણ કાઢશો નહિ." પ્રતાપરાવ તિરસ્કારથી બોલ્યો: "મારા કાન પર આવેલી વાત સત્ય હોય તો તેને થએલી શિક્ષા—"

"નહિ, નહિ, પ્રતાપરાવ" સુશીલા દયા લાવી બોલી: "મરેલા માટે ખોટું બોલી છેડે વધારે પાપ બાંધવું નહિ. તે બિચારી પુણ્યવાન હશે માટેજ આજના જેવા પુણ્યપ્રદ દિવસે તેનું મરણ થયું. તે ખરેખરી નસીબવાન, તે આજે સ્વર્ગમાં જશે."

શિવાજી મહારાજે બંનેને શાંત્વન આપતાં કહ્યું: "હવે આવી રીતે વખત ગાળવો તે સારૂં નથી. પ્રતાપરાવ, ચાલો પ્રથમ તમારા જખમની વ્યવસ્થા કરવી જોઇએ. પરમેશ્વર ન્યાયી છે. મનુષ્યની કીંમત પ્રમાણેજ તેને ન્યાય આપે છે. કમળાને યોગ્ય પ્રાયશ્ચિત આપી તેણે તમને સુખી કર્યા, આજે મહા શિવરાત્રિને દિવસે શ્રી શંકર ભગવાન સર્વને સુખી કરો એવી આપણે સર્વે પ્રાર્થના કરીએ."

## પ્રેમમીલન.

વાંચક ગણ! આ પ્રસ્તુત ન્હાનકડી વાર્તા પરથી નૈસર્ગિક શુદ્ધ પ્રેમની આપણને ખરી કલ્પના સ્વાભાવિક રીતેજ થશે. પ્રતાપરાવે સુશીલાનો શુદ્ધ પ્રેમ, જો કે કમળાના બાહ્ય સ્વરૂપથી ભૂલીને ફેંકી દીધો હતો તો પણ તે શુદ્ધ પ્રેમી બાલિકાએ તેનો તિરસ્કાર કર્યો નહિ. ઉલટું તેનો કમલા પર પ્રેમ છે એવું જોઇ તેના સુખને માટે તે હજુરીઆના વેશે ખુદ બાદશાહને મળી તેની કિલ્લેદારી મેળવી આપવાને કારણભૂત થઇ. આગળ સૂર્યાજીએ તેને દુષ્ટપણાથી કેદ કર્યા છતાં પોતાનો છૂટકારો કરી લઇ તેણે પોતાના પ્રેમીજનના છૂટકારા માટે શ્રી શિવાજી મહારાજ તરફ પ્રયાણ કર્યું. પોતાના પ્રિયકરને માટે તે બાલિકાએ કેટલું બધું અલૌકિક સાહસ કર્યું? કેટલાં સંકટ વેઠયાં? વાચકગણ! આ સર્વ શુદ્ધ પ્રેમનીજ રમત છે. શુદ્ધ પ્રેમ છે ત્યાંજ સ્વર્ગ છે.

પ્રતાપરાવની આંખોનો જખમ તુરતજ સારો થયો. પુનઃ અંધત્વ પ્રાપ્ત થવા માટે પ્રતાપરાવને વિશેષ દુઃખ લાગ્યું નહિ, કારણ કે સુશીલાનો શુદ્ધ પ્રેમ તેના ઓળખવામાં ન આવ્યો માટે ઇશ્વિરે આ શિક્ષા કરી એવી જ તેની દૃઢ સમજ હતી. થોડા દિવસ પછી તે બંનેનો વિવાહ થયો અને સુશીલાની સહાયતાથી તેણે સુવર્ણ દુર્ગની કિલ્લેદારી છેવટ પર્યંત ઘણા આનંદથી કરી.

---

## ૨ શાહજાદીનો પ્રેમ !

---

(૧)

આજે દિલ્હીમાં ઔરંગજેબના દરબારમાં સર્વ ઠેકાણે સખ્ત બંદોબસ્ત જણાતો હતો. દરબારમાં ઠેકાણે ઠેકાણે ખુલ્લી તરવારના પહેરા ઉભા રાખેલા જણાતા હતા. ખુદ આલમગીરના સિંહાસનની આજુબાજુ આઠ દશ ઉંચા તથા મજબૂત સીદી શરીર પર સર્વ આયુદ્ધ સાથે તથા હાથમાં અતિશય તીક્ષ્ણ ધારની તરવાર પકડી ઉભા હતા. બાદશાહે પોતે પણ શરીર પર બખ્તર ઘાલી તેના પર મજલીનનો ઝબ્બો પહેર્યો હતો, તથા પોતાના સિંહાસન પાસે ચાર પાંચ તીક્ષ્ણ હથીઆરો મૂકી રાખ્યાં હતાં. આજે મહારાષ્ટ્ર દેશના રાજા શિવાજી મહારાજ બાદશાહની મુલાકાત કરવા સારૂ પહેલ વહેલાજ આવનાર હતા. તેથી બાદશાહના પોતાના સરદારો અમીર ઉમરાવો તથા અન્ય સભાસદો દરબારમાં હાજર હતા. પ્રત્યેક જણ પોતપોતાની જગા પર બેઠા હતા. બાદશાહના જનાનાની સ્ત્રીઓએ શુદ્ધાં છત્રપતિ શિવાજી મહારાજના ધૈર્ય તથા શૌર્યની વિશ્વવ્યાપી કીર્તિ સાંભળી હતી. આજના સમારંભ સમયે તેમને નિરખવાની તેમણે બાદશાહ પાસે પરવાનગી માગી હતી, અને તે પ્રમાણે દરબાર ગૃહમાં તેમને બેસવાની સગવડ પણ કરી હતી. એ મંડળીમાં બાદશાહની પુત્રી વગેરે સર્વ સ્ત્રીઓ હતી. સર્વ સ્ત્રીઓ પોતપોતાની નીમેલી જગાએ આવી બેઠી હતી. તેમાં **ઝેબ-ઉન્-નિસા** નામક બાદશાહની

અવિવાહિત પુત્રી પણ હતી, તેનું વય ૨૩–૨૪ વર્ષનું હતું. આ શાહજાદીને મનોનુકૂળ પતિ ન મળવાથી તે હજી સુધી અવિવાહિતજ રહી હતી, તેણે શિવાજી મહારાજના શૌર્ય તથા વીરત્વ સંબંધી ઘણી વાતો સાંભળી હતી. તેથી એવોજ પતિ મેળવવાની તેની મનોવાંચ્છના હતી.

ઉપર લખ્યા પ્રમાણે બાદશાહે આટલો બધો સખ્ત બંદોબસ્ત કેમ કર્યો હતો, એ વાચકને હવે વિદિત કરવાની જરૂર નથી ! શિવાજી મહારાજ કઇ વેળા કેવો દગો કરશે એ તેમના મનથી નક્કી નહોતું, તેથી દૂરદર્શી ઔરંગજેબે એવો બંદોબસ્ત કર્યો હતો. એટલામાં રામસિંગે અંદર આવી ત્રણ વાર કુર્નિસ કરી મહારાજ શિવાજી અંદર આવવાની પરવાનગી માગે છે એવું વિદિત કર્યું. આ સમયે આપણે રામસિંગની ઓળખાણ કરી લીધા પછી આગળની કથા પ્રતિ વળીશું. ઔરંગજેબે શિવાજી મહારાજના પરાભવ માટે જે બે બલાઢ્ય સરદાર મોકલ્યા હતા, તે પૈકી જયસિંગ નામના રજપૂત સરદારનો રામસિંગ એ પુત્ર હતો. તેને અને શિવાજી મહારાજને સલાહ થયા પછી શિવાજી મહારાજ જ્યારે દિલ્હી જવા નીકળ્યા હતા, ત્યારે જયસિંગે તેમને પોતાને ઘેર ઉતરવાને પ્રાર્થના કરી હતી અને તેની સાથે પોતાના ચિરંજીવ રામસિંગને એક પત્ર આપ્યો હતો. તે પત્રમાં તેણે પોતાના પુત્રને શિવાજી મહારાજનું ઉત્તમ પ્રકારે આદરાતિથ્ય કરવાની ભલામણ કરી હતી, તથા કોઇ પણ પ્રકારે તેમને દગો ફટકો ન થાય એ સંબંધી કાળજી લેવાનું વારંવાર લખ્યું હતું.

બાદશાહની પરવાનગી મળતાંજ રામસિંગ તુર્ત શિવાજી મહારાજને લઈ અંદર આવ્યો. તે સમયે શિવાજી મહારાજ સાથે તેમનો પુત્ર સંભાજી તથા થોડા પ્રમાણિક અનુચર દરબારમાં આવ્યા હતા. અહાહા ! શું તે વીર પુરૂષનું તેજ ! જેના તેજ આગળ સમસ્ત દરબાર અંજાઇ ગયો, તેનું તેજ જોઇ પડદામાં બેઠેલી સ્ત્રીઓ અંજાઇ જાય એમાં શી નવાઇ ! શાહજાદી ઝેબુન્નિસાના મનમાં તે સમયે કોણ જાણે શા વિકાર ઉદ્દભવ્યા હશે વારૂ ! તેને હવે જણાયું કેઃ "મ્હારે જેવા ગુણના, તેજના તથા વૈભવના પતિની ઇચ્છા હતી તેવોજ આ પુરૂષ છે, અને લગ્ન કરૂં તો એજ

પુરૂષ સાથે ! નહિ તો આ જન્મે અવિવાહિતજ રહીશ. ” આ સમયે રતિપતિએ પણ તેના મનમાં સંચાર કર્યો હતો. પ્રેમ એ વસ્તુ તેને અત્યારે સુંદર જણાવા લાગી. શિવાજી મહારાજ સાથે આણેલું નજરાણું રામસિંગે સ્વહસ્તે બાદશાહને નજર કર્યું, પછી શિવાજી મહારાજે નીચા નમી ત્રણ વાર સલામ કરી પરંતુ તે ખરેખરી રીતે બાદશાહને ન કરતાં મહાદેવને, જગદંબાને તથા શાહજીને કરી હતી.

શિવાજી મહારાજ સલામ કરી એક બાજુએ ઉભા રહ્યા. આ સમયે બાદશાહે તેમને પોતાની પાસે બેસવાને કહેવું જોઇતું હતું, પરંતુ તે ખુની બાદશાહે મુખથી એક અક્ષર સુદ્ધાં બહાર કાઢયો નહિ. એવી રીતભાત જ્યારે મહારાજાએ જોઇ ત્યારે તે મોટી મુંઝવણમાં પડયા. તેમનું મુખકમળ ઘડીમાં લાલ થઇ ગયું. એટલામાં રામસિંગે તેમને સરદારોની વચ્ચે ઉભા રાખ્યા. તેથી શિવાજી મહારાજના મનમાં એક ધ્રાસકો પડયો. તેમને એકદમ ચક્કર આવવાથી એક સશસ્ત્ર પહેરેગીરના શરીર પર પડતા હતા, એવામાં તેમને તેમના વિશ્વાસુ માણસે પકડી લીધા. આ સમયે દરબાર ગૃહ ગાજી ઉઠયું. આ નવીન સંકટ એકાએક શી રીતે ઉદ્દ્ભવ્યું તે તેમના નોકરોને જણાયું નહિ. પાસેજ રાજપુત્ર સંભાજી ઉભા હતા, તે સુદ્ધાં ગભરાઇ ગયા. અતિ સુગંધિત તથા તાજું પુષ્પ જોઇ કોઇ બિચારા ભ્રમરને જેવો આનંદ થાય અને ક્ષણમાં તે પુષ્પને કરમાઈ જતાં ભ્રમરની જેવી સ્થિતિ થાય, તેવીજ સ્થિતિ પદડામાં બેઠેલી ઝેબુન્નિસાની થઇ. તે પણ અત્યારે શિવાજી મહારાજની પેઠે બેશુદ્ધ થઇ ગઇ હતી. બાદશાહે તે સમયે દગો ન કરવાની કાળજી રાખી હતી. તેને લાગ્યું કેઃ “ આપણો શિકાર આપણા તાબામાંજ છે. ઇચ્છા થશે ત્યારે તેનો ઘાટ ઘડી શકીશું. ” ત્યાર પછી બાદશાહે શિવાજી મહારાજને તેમના ઉતારામાં લઇ જવાનું રામસિંગને ફરમાવ્યું.

આ ચિંતામાં શિવાજી મહારાજ ચાર પાંચ દિવસ અસ્વસ્થ રહ્યા. ત્યાર પછી તેમને થોડી સ્વસ્થતા આવવા લાગી. તેમને દિલ્લીમાં આવ્યાને આજે છઠ્ઠી રાત હતી. રાત્રિએ જ્યાં ત્યાં પોતાનું આધિપત્ય સ્થાપેલું હતું. નભમંડળ વાંદળાંથી ઘેરાએલું હતું. થોડો વરસાદ પડવાને લીધે જરા ઠંડી

જણાતી હતી. તે રાત્રિએ મહારાજને કોઇ પણ પ્રકારે ઉંઘ આવી નહિ. બિછાના પર તેઓ આમ તેમ આળોટયા કરતા હતા. એટલામાં નજીકમાંજ કોઇ ગડબડ કરતું હોય એવો ભાસ થયો. જરા બારીકાઇથી કાન ધરી સાંભળતાં કોઇ બે વ્યક્તિને કાંઇ બોલતાં સાંભળ્યા. તુરતજ તેમણે પોતાની "ભવાની" હાથમાં તરવાર લીધી અને બંને વચ્ચે જે વાતચિત્ત ચાલતી હતી તે સાંભળવા લાગ્યા. તેમના કાન પર ઉર્દૂ ભાષામાં નીચેના શબ્દો અથડાયાઃ—

"—પાસે માગણી કરી તો પણ તેમણે સાંભળ્યું નહિ, તે બીજાની થોડીજ દરકાર કરનાર હતી? બાપે આખી દુનીઆને યુદ્ધમાં મ્હાત કરી, પણ તેણે પોતાનો મમત છોડયો નહિ. તે કહે છે કેઃ "હું પોતેજ પતિ શોધી કાઢી તેની સાથે નિકાહ કરીશ. તેની એવી હઠને લીધે બાદશાહે તેના લગ્નનું નામજ લવું છોડી દીધું છે."

"અરે પણ તેં કાંઇ નવીન બાતમી સાંભળી છે?"

"નહિ ભાઇ, શી છે તે વળી?"

"અરે! તે તો પેલા ડુંગરે ડુંગર ભટકતા મરાઠા રાજાને જોઇ તેના પર આશક થઇ છે."

"કસાઇને બકરી સાથે લ્હેણું એ કહાણી ખોટી નથી!"

"અરે, પણ તું કેમ એટલામાં ધીરજ છોડે છે? ઔરંગઝેબ જીવતો હશે ત્યાં સુધી તેની શાહજાદી શિવાજીને હાથે ચઢી શકે એમ નથી. વારૂં, ચાલો, વાતોમાં અડધી રાત વીતી ગઈ, સલામ અલેકુમ્."

"અલેકુમ્ સલામ."

ઉપરનો સંવાદ સાંભળી મહારાજ ઘણા આશ્ચર્યે ચકિત થઇ ગયા. મનમાંજ વિચાર્યુંઃ "એ શબ્દો બોલનાર જુવાનો કોણ હશે? બાદશાહની પુત્રી કોણ? એનો કાંઇ અર્થ સમજાયો નહિ." તે પુનઃ પોતાના બિછાના પર જઇ સુતા. આ વખતે તેમનો હૃદય-સાગર, ઉપર સાંભળેલી વાતના તરંગોને લીધે ખળભળી ઉઠયો હતો. તેમણે તેવીજ સ્થિતિમાં આખી રાત પસાર કરી. આવી સ્થિતિમાં તેમને તે રાત્રિએ સ્વસ્થ નિદ્રા આવી હશે ખરી કે?

બીજે દિવસે પ્રભાતમાં શિવાજી મહારાજે નિત્ય નિયમ પ્રમાણે પોતાનું સર્વ કાર્ય આટોપી લીધું. ત્યાર પછી પહેલી રાતે સાંભળેલી વાતનો વિચાર કરવા બેઠા. એટલામાં એક નોકરે તેમને રામસિંગના આવવાના સમાચાર આપ્યા. નિયમ પ્રમાણે નમસ્કાર થયા પછી મહારાજે રામસિંગને પોતાની પાસે બેસવાની આજ્ઞા આપી. તેણે મહારાજને પ્રથમ કુશળ સમાચાર પૂછ્યા.

ઉત્તરમાં મહારાજે કહ્યું: "આજે પ્રકૃતિમાં ઘણોજ ફેર પડયો છે."

રામસિંગ: "ઇશ્વર મારે હાથે યશ અપાવો, તથા આપ જેવા સુખ રૂપ આવ્યા તેવા સુખ રૂપ જાઓ, એવી મારી ઇચ્છા છે, પણ મહારાજ! આપનો ચહેરો ચિંતાતુર કેમ દેખાય છે?"

શિવાજી: "સારૂં થયું રામસિંગ, તમે એ પૂછ્યું તો. આજે તમને હું એક બાબત સંબંધી કંઇક પુછવાનો છું. શું તમે તેનો ખરો ઉત્તર આપશો?"

રામસિંગ: "મહારાજ! હું આપની પાસે કોઇ પણ વાતની ચોરી રાખવાનો નથી. જે હોય તે વિદિત કરો."

રામસિંગનું સરલ બોલવું સાંભળી મહારાજે તેને ગઈ રાતની સર્વ હકીકત કહી. ઉત્તરમાં રામસિંગે તેમને ઝેબ–ઉન–નિસા બેગમ સંબંધી ખબર આપી અને કહ્યું: "ખરેખર, તે આપના તેજથી અંજાઇ ગઇ છે. તેને આપની સાથે વિવાહ કરવાનું ઘણું મન છે. જો આપ તેની માગણી નહિ સ્વિકારો—"

"તો શું?" મહારાજ આશ્ચર્ય પામી વચમાં બોલ્યા.

"તેણે જન્મપર્યંત અવિવાહિત રહેવાનો નિશ્ચય કર્યો છે, એવી વાયકા શહેરમાં જ્યાં ત્યાં ફેલાયલી છે અને જ્યારે એ વાત આપના કાન પર આવી છે, ત્યારે તો તેમાં કાંઇ પણ સત્ય હોવુંજ જોઇએ."

મહારાજ અને રામસિંગ વચ્ચે એ વિષય ઉપર ચર્ચા ચાલ્યા પછી રામસિંગે તેમની પાસેથી જવાની પરવાનગી માગી.

રામસિંગના ગયા પછી મહારાજ પુનઃ એજ વિષય પર વિચાર કરતા બેઠા. ઘડીમાં તેમણે નક્કી કર્યું કેઃ "એ સાંભળેલી વાત તદ્દન ખોટી હોવી જોઇએ. તરૂણ શાહજાદી જાતની મુસલમાન છે. તે હિંદુ પુરૂષ પર શી

રીતે પ્રેમ રાખી શકે? વારૂ, પણ કદાચ તેમ હોય તો પણ તે પોતાના પિતાના કટ્ટા શત્રુ પર તો કદી પ્રેમ રાખે નહિ.” પુનઃ મનમાં ધાર્યું કેઃ “પ્રેમનો કાંઇ નિયમ નથી. રૂપ અને ગુણને ચ્હાનાર સ્ત્રી હોય તો એમ બનવું સંભવિત છે.”

---

## (૩)

એક બે દિવસ રહ્યા પછી મહારાજને ચેન પડયું નહિ, એટલામાં ઉપરોક્ત બનાવ બન્યો હતો. તેથી રાત દિવસ તેમના મનમાં વિચારોએ એક સરખું તોફાન મચાવી મૂક્યું હતું. એ તોફાનમાં પોતે હાલ કઇ સ્થિતિમાં છે, અને ભવિષ્યમાં શું કરવાનું છે, એની પણ તેમને ઘણી ખરી ભ્રાન્તિ પડવા જેવું થયું હતું! કહો કે, તેમના ચિત્તની સ્થિતિ સ્થિર ન હતી.

સાયંકાળનો સમય હતો. આજે શુક્રવાર હોવાથી શહેરમાં જ્યાં ત્યાં ગડબડ ચાલી રહી હતી. એ દિવસે પ્રત્યેક મુસલમાનો મસીદમાં “અલ્લાહ” ની પ્રાર્થના કરવાને માટે જતા હતા. **શિવાજી** મહારાજના પહેરા પરના પહેરેગીરો પણ પરવાનગી લઈ “ખુદા”ની પ્રાર્થના કરવાને ગયા હતા. દિવાઓ ઘણે ખરે ઠેકાણે સળગ્યા હતા. આ સમયનો લાગ જોઇ **શિવાજી** મહારાજના મકાન આગળ એક ઘોડેસ્વાર આવી થોભ્યો. દ્વાર પર ઉભેલા પહેરેગીર પાસે તેણે પોતાને શિવાજી મહારાજની મુલાકાત લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પહેરેગીર તુરતજ અંદર ગયો અને ક્ષણમાં બહાર આવી દ્વાર પાસે ઉભા રહેલા ઘોડેસ્વારને અંદર લઇ ગયો. સ્વારે મહારાજને મુજરો કરી તેમના હાથમાં એક પત્ર આપ્યો. મહારાજે તેને પ્રશ્ન કર્યોઃ “આ પત્ર કોની પાસેથી લાવ્યા છો?” એ સાંભળી સ્વારે પોતાનો મર્દાની પોષાક કાઢી નાંખ્યો. તે જોતાંજ મહારાજ ઘણા આશ્ચર્યચકિત થયા. પોતાના પોષાક તરફ જોઇ તે સ્ત્રી બોલીઃ “રાજન્! આ વર્તન જોઇ આપને આશ્ચર્ય ઉપજે એ સ્વાભાવિક છે, પરંતુ મ્હારે આવું સાહસ મારાં બાઇસાહેબ માટે વ્હોરવું પડયું છે. હું કોણ છું, તે આપને ટુંકામાં કહીશ. હું

બાદશાહના જનાનખાનાની દાસી છું, અને અત્યારે અત્રે શા માટે આવી છું, તે આ પત્ર આપને કહેશે."

એ દાસી કોણ તથા શા માટે આવી છે, એની માહિતી જાણી લીધા પછી તેણે આપેલો પત્ર મહારાજે વાંચ્યો. એ સ્ત્રી ઝેબ-ઉન-નિસાની દાસી હતી. શાહજાદી એને પોતાની માની જણી સગી બ્હેન પ્રમાણે ગણતી હતી. તેથીજ તેણે શિવાજી મહારાજ ઉપર એક પત્ર લખી એને આપવા મોકલી હતી. રસ્તામાં જતાં એને કોઈ ઓળખે નહિ, તે માટે તેણે દાસી રોશનને મર્દનો પોષાક પહેરાવ્યો હતો. શાહજાદી પણ તેના પિતાના જેવી લખવા વાંચવામાં પ્રવીણ હતી. તેને ફારસી તથા ઉર્દુ ભાષામાં કવિતા રચતાં આવડતી હતી. તેણે એ પત્ર ઉર્દુ ભાષામાંજ લખ્યો હતો. તેનો સારાંશ નીચે પ્રમાણે હતો.

"મહારાજ !"

આપને આ પત્ર વાંચી કદાચ આશ્ચર્ય થશે. પરંતુ પ્રેમ આગળ કોઇનું કંઇ પણ ચાલ્યું છે ? એ નિયમને અનુસરી હુ આપને આ પત્ર લખું છું. હું આપની પાસે પ્રેમભિક્ષાની યાચના કરનાર એક પ્રાણી છું. આપના શત્રુની હું પુત્રી છું. મારૂં નામ ઝેબુન્નિસા. આપના શૌર્યની, વીર્યની, દાનની, વૈભવની તથા સ્વદેશાભિમાનની કીર્તિ મેં ઘણા દિવસથી સાંભળી હતી. મને એવા પતિ મળે એવી મારી ઘણી આકાંક્ષા હતી. પરંતુ મારી ઇચ્છા પ્રમાણે એવો એક પણ પુરૂષ મને જડયો નહિ. પરમ દિવસે જ્યારે મેં આપને દરબારમાં જોયા, તે સમયથીજ મનમાં ગાંઠ બાંધી રાખી છે કે: "વિવાહ કરૂં તો એજ પુરૂષ સાથે; નહિ તો અવિવાહિતજ રહીશ." મારા એ નિશ્ચયને મારા વડિલોની સંમતિ મળવાની નથી એ હું જાણું છું પણ એ માટે મેં એક યુક્તિ યોજી છે, તે આપને પસંદ પડશે કે નહિ એનો મને સંશય છે. યુક્તિ એ છે કે આપે ઇસ્લામ ધર્મની દીક્ષા લેવી. તેમ કરવાથી આપને પુષ્કળ ફાયદા છે. પહેલો ફાયદો તો એજ કે આપનો કોઈ શત્રુ રહેશે નહિ. બીજો: આપ બાદશાહના જમાઈ થશો તથા ત્રીજો: આપ સર્વ પ્રદેશના રાજા થશો. હમણાં ને હમણાંજ આ પત્રનો ઉત્તર મારી

દાસી રોશન સાથે મોકલશો. નહિ તો તમને જે રૂચે તે સંદેશો કહેશો. મારી સાથે આપ શું નિકાલ કરશો? શું હું એટલી ભિક્ષાની ઇચ્છા રાખું કે?"

આપના તેજોગુણમાં લુબ્ધ થએલી

"ઝેબ-ઉન-નિસા."

પત્ર વાંચતાં વાંચતાં મહારાજના મુખ કમલ પર અનેક પ્રકારનાં ચિહ્નો જણાતાં હતાં. ક્ષણમાં ક્રોધ, ક્ષણમાં દયા, ક્ષણમાં નિશ્ચય, ઇત્યાદિ અનેક પ્રકારના વિકારો નજરે પડતા હતા. પત્ર વાંચી રહ્યા પછી છેવટે દાસી તરફ જોઇ મહારાજે કહ્યું: "રોશન, હું તમને અત્યારે જે કાંઈ ચાર શબ્દ કહું તેનાથી તમારાં બાઇ સાહેબ ક્રોધે ભરાશે નહિ એમ ધારૂં છું. મારે કહેવું જોઇએ કે જો મ્હારે ઇસ્લામ ધર્મની દીક્ષા લેવી હોત તો આજ સુધી હિંદુ સ્વરાજ્યની આવી મોટી ઇમારત ઉભી કરવાને શા માટે પ્રયત્ન કરત? કદી નહિ. વળી પહેલવહેલાંજ તારા બાઈ સાહેબના પિતાના દરબારમાં આવી નોકરી લેવાની મને શી હરકત હતી? પરંતુ મારે તેમ કરવું નહોતું. સાંભળ! મ્હારે જો માત્ર વિશાળ રાજ્ય જોઈતું હોત તો મને મારૂં ભગવું નિશાન વિંધ્યાચળની પેલી બાજુએ લઇ જતાં નહોતું આવડતું કે? મને વિશાળ રાજ્ય જોઇતું નહોતું. મને આપનાં બાઇ સાહેબે જે લાલચ બતાવી છે, તે લાલચથી હું લોભાઉં એવો મનુષ્ય નથી. હું ડુંગરનો ઉંદર, તેથી આ ભક્ષ આપનાં બાઇ સાહેબ મ્હને બતાવે છે કે? પરંતુ દાસી, તમારાં બાઇએ હજી શિવાજીને ઓળખ્યો નથી. અહો! જો હું ડુંગરમાંનો ઉંદર હોત તો કેટલાએક દાઢીવાળા જંગલી બિલાડાઓની આંખોમાં કાજળ આંજી શકત, સમજ્યાં! એમાં હું કાંઇ મારી મોટાઇનું વર્ણન કરતો નથી. હું આજ કેટલાંક વર્ષોથી મારા દેશને માટે તથા તે પ્રજાના ઉત્કર્ષ માટે મચી રહ્યો છું. એ દેશની પ્રજાને અત્યારે થોડી ઘણી સુખની આશા ઉત્પન્ન થઈ છે. ત્યારે હવે વિશાળ રાજ્યની પ્રાપ્તિ માટે તથા એક નારીના પ્રેમને માટે તેમને આશાના મેરૂ ઉપરથી નિરાશાની ખીણમાં ફેંકી દઉં? છટ્! છટ્! એવું કૃત્ય મારે હાથે કદી પણ થનાર નથી. જીવ જાય તો બહેત્તર છે, પણ આ શિવાજી એવા માર્ગ તરફ માત્ર મોઢું સુદ્ધાં ફેરવી જોનાર

નથી. મારે અને નારી જાતિ પ્રત્યેના પ્રેમને પ્રથમથીજ બારમા ચંદ્રમા છે. જો હું પ્રેમને નાદે લાગ્યો હોત તો મને આજે આટલા મોટા પ્રાંત ઉપર સત્તા ચલાવવાનો સમય આવત ખરો કે? નહિ જ. પ્રેમની જાળમાં ફસાયલાં મનુષ્યો કશું કરી શકતાં નથી. જો હું સુંદર સ્ત્રીઓના પ્રેમમાં સપડાઈ રહ્યો હોત તો મારી વડીલોપાર્જિત જાગીરી સુદ્ધાં હું આજ ગુમાવી બેઠો હોત! આવ્યું ધ્યાનમાં? મારી જે રમણીય જન્મભૂમિમાં તથા તેની વિશ્વાસુ પ્રજામાં હું ઉછરી મોટો થયો છું, તેને તથા તે રમણીય માતૃભૂમિને કપટથી ત્યાગી શું આવા ક્ષુદ્ર ઐશ્વર્યમાં આળોટીશ? અહો! સ્વલોકમાં રહી ઉપવાસ કરી મરવું સારૂં છે પણ પરલોકનો શ્વાસ સુદ્ધાં લેવો નહિ. એવું અમારા શાસ્ત્રમાં લખ્યું છે. અત્યારે મારાથી વધુ બોલાતું નથી. હું આજ સુધી ધ્યાનમાં, મનમાં, સ્વપ્નમાં તથા શયનમાં જેને દ્વેષ કરતો આવ્યો છું તેનો હું શું હવે જમાઇ થાઉં! અને તે પણ સ્વધર્મ છોડીને? ધિક્કાર હજો એવું બોલનારને! મારા દેશ માટે, મ્હારા બાંધવો માટે, તથા મ્હારા ધર્મને માટે એવું કરવું મને ઇષ્ટ નથી. મ્હારા મનોદેવતા મ્હને એવીજ ફરજ પાડે છે. હું તમને મારૂં મન ખુલ્લું કરીને કહું છું કે: અત્યાર પછી તમે તથા તમારાં બાઇ સાહેબ, એ કામમાં કદી પણ હાથ ઘાલશો નહિ. તમને એમાં કદી યશ પણ મળશે નહિ. તમારાં બાઇસાહેબને હાથ જોડીને મ્હારી એટલીજ વિનતિ છે કે: તેમણે પોતાની જાતિમાંથી તેમના ઐશ્વર્યને શોભે એવો પતિ શોધી લઇ તેની સાથે લગ્ન કરવું. તેમણે પોતે અવિવાહિત રહેવું નહિ. તમે તમારાં બાઇસાહેબની નોકરી ઘણા પ્રમાણિકપણાથી બજાવી છે તે માટે તમારી જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. તમારી જાતિમાં તમારા જેવું રત્ન વિરલજ છે. તમને તથા તમારાં બાઇસાહેબને પરમાત્મા સુબુદ્ધિ અને દીર્ઘાયુ આપો!" એટલું કહ્યા પછી મહારાજાએ પોતાના માથા નીચેની પેટીમાંથી એક થેલી મોહોરો કાઢી રોશનના હાથમાં મૂકી. રોશને પહેલાં તો તે લેવાની આનાકાની કરી, પણ મહારાજના આગ્રહ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. ત્યાર પછી મહારાજે તેને જવાની પરવાનગી આપી. તુરતજ રોશન બીબીએ રોશન મિયાંનો પોષાક ધારણ કર્યો અને શિવાજી મહારાજને સલામ કરી ચાલતી થઇ.

આ સ્થળે કોઈ બીજી મુસલમાન શાહજાદી હોત, તો શિવાજી મહારાજનો સંદેશો સાંભળતાંની સાથેજ તેણે આકાશ પાતાળ એક કરી, શિવાજી મહારાજના વિરૂદ્ધ પિતાના કાન ફુંકી મહારાજનું સત્યાનાશ વાળ્યું હોત ! પરંતુ તે સ્વભાવે શાંત કહો અથવા મહારાજાનાં પૂર્વ સુકૃત કહો, શાહજાદીએ તેમનો સંદેશો જાણતાં વેંત આંધળાને આંખ આવે તેવી તેની સ્થિતિ થઇ. તે પોતાની દાસી પ્રતિ બોલી: " રોશન, હું કેવી મૂર્ખ, અને કેવી સ્વાર્થસાધુ એકલપેટી કે જે મહાત્મા પોતાના દેશને માટે, પોતાના બાંધવો માટે, અને પોતાના ધર્મ માટે મુસલમાનો સાથે લઢી રહ્યા છે, તેના માર્ગમાં અડચણ નાખવા હું તૈયાર થઈ હતી. પરંતુ તે ખરેખરા પુણ્યવાન છે. તેમણે મ્હને શિખામણ આપી છે. પરમાત્મા મને હવે પુનઃ પ્રેમપાશમાં સપડાવે નહિ એજ પ્રાર્થના. ભૂલ થવી જોઈએ નહિ છતાં પણ થઈ ગઇ તેની મને હવે ક્ષમા કર. રોશન થયું ! પહેલાંથીજ મ્હેં નિશ્ચય કર્યો છે, તે પ્રમાણે હવે હું અવિવાહિત રહી ખુદાની બંદગીમાં મારો સમય ગુજારીશ. ઇશ્વિર ! તે મહાત્માને કદી પણ અપયશ આપે નહિ, એવી મ્હારી પ્રાર્થના છે.

આ બનાવ પછી તેણે પોતાનો નિશ્ચય સર્વને બતાવવાની શરૂવાત કરી. પોતાના શરીર પરથી સર્વ ભારે અલંકારો તથા વસ્ત્રો કાઢી નાખી નિત્ય સાદા પોષાકમાં રહેવા લાગી. તેના મનમાં શિવાજી મહારાજને માટે પ્રેમ હતો તે મરણ પર્યંત કાયમ રહ્યો હતો. તે તેને પોતાનો પતિ સમજતી હતી, એનો અનુભવ પાછળથી થયો. ઔરંગજેબે સંભાજીનો વધ કર્યા પછી તેના અજ્ઞાન બાળકને કેદ કર્યું હતું. એ સમયે શાહજાદી ઝેબુન્નિસાએ પોતાના પિતા પાસેથી બાળકને માંગી લઈ તેનું પોતાના પુત્ર પ્રમાણે પાલનપોષણ કર્યું. તેજ બાળક છત્રપતિ શાહુના નામથી પાછળથી પ્રસિદ્ધ થયો. શાહજાદીએ પોતાનો દેહ બ્રહ્મપુરીમાં મૂકયો. તે વખત તે શિવાજી મહારાજના નામનું સ્મરણ કરતી હતી. ખરેખર ! કોલસાની ખાણમાંથી પણ કોઇ કોઇ વખત રત્ન મળી આવે છે ખરાં ! પ્રેમનો તે કંઈ નેમ હોય છે ખરો ?



## ૪ ફુલજાની બેગમ.

" જો મૈંય ઐસા જાનતી, પ્રીત કરે દુઃખ હોય;
" નગર ઢંઢેરા પીટતી, પ્રીત કરેં નવ કોય.



ઔરંગઝેબ બાદશાહ, આર્ય ધર્મ પ્રતિપાલક શિવાજી મહારાજના પરાક્રમનું દમન કરવાને માટે વર્ષના ઘણા દિવસ દિલ્લીમાં ન ગાળતાં અહમદનગર આવી રહેતા હતા, એ ઇતિહાસ વાચકોથી અજાણ્યું નથી.

તેજ સમયનો આ પ્રસંગ છે. હજી પણ અહમદનગર પાસે એ બાદશાહની કબ્ર દ્રષ્ટિએ પડે છે. કબ્રની પેલી બાજુએ હજી પણ એક ઉદ્યાન જીર્ણાવસ્થામાં ટકી રહેલો જણાય છે. ઉદ્યાનના મધ્ય ભાગમાં ભાગી તૂટી હાલતમાં આવી પડેલા ફુવારાને લીધે તેણે હજી પણ પોતાના અસ્તિત્વની કેટલીક નિશાની મૂકી રાખી છે. સ્થિર દૃષ્ટિથી ફુવારાના નીચલા ભાગનું અવલોકન કરતાં હજી એક ફારસી કાવ્ય નજરે પડે છે. એ કાવ્યનો હૃદયવિદારક સારાંશ નીચે પ્રમાણેઃ—

'નહીં જાન્યૌ હિય બાલિકા, હૈ ઇતનો રસ મૂલ;
ના તો કબીં ન તોરતેં, હમ હૈંય સુંદર 'ફૂલ.'

જે ઉદ્યાન આજે આપણને ખંડિયેર જેવી સ્થિતિનું જણાય છે, તેજ ઉદ્યાન બસો વર્ષ પહેલાં મનોહર ઇંદ્રભુવન પ્રમાણે શોભતો હતો ! જે ફુવારો પોતાની ભગ્ન અવસ્થા જોઇ દુઃખના આવેગથી આજે આક્રંદ કરે છે, તેજ એક દિવસ પોતાના ઉદરમાંથી સુગંધિત અત્તર, ગુલાબજળ આદિ સુવાસિક દ્રવ્યનો પ્રસન્ન ચિત્તે છંટકાવ કરતો હતો. ફુવારા પાસેથી પશ્ચિમ બાજુએ થોડે છેટે દૃષ્ટિ ફેરવતાં ભાંગીતૂટી હાલતમાં પડેલી ભીંત અને આજુબાજુ સુંદર કોતરેલ મ્હોટા મ્હોટા પત્થરોનો ઢગલો દૃષ્ટિગોચર થાય

છે, તે તે વખતે અસ્તિત્વ ધરાવતાં સુંદર વિલાસમંદિર મહેલનાં જાણે સૂચક ન હોય ! જે ઠેકાણે આજે શિયાળ અને કૂતરાં બરાડે છે, તેજ સ્થળે પૂર્વે સુંદર રમણીઓના મૃદુ કંઠમાંથી કર્ણમનોહર આલાપ નીકળતા હતા. કાળની વક્રગતિમાં સપડાયલું આ સ્થાન, જાણે કોઇ મનુષ્યે સંસારની વિચિત્ર લીલાનો ખરેખરો અનુભવ કરી લીધા પછી ત્યજી દીધું હોય એવું જણાય છે !

બસો વર્ષ પહેલાં જે સમયે **ઔરંગઝેબ અહમદનગર** રહેતો હતો, તે વેળા આ ઉદ્યાન નાના તરેહના સુંદર પુષ્પ વૃક્ષોથી શોભાયમાન થઇ રહ્યો હતો તથા સુંદર મહેલોથી વૈભવયુક્ત બની રહ્યો હતો. તેજ કાળે આ કથામાં લખેલી બીના બની હતી.

એક દિવસે સંધ્યા સમયે તેજ ઉદ્યાનના દક્ષિણ ભાગમાં આવેલી મનોહર લતાકુંજમાં એક યુવક ગંભીર ચહેરે વિચાર કરતો બેઠો હતો. યુવકનું વય આસરે વીશ બાવીશ વર્ષનું હતું. તે શરીરે બળવાન હતો. તેના ઓઠ પર હજી મૂછનો દોરો ફુટતો હતો. તેણે માથા પર મરાઠાશાહી ફેંટો વીંટાળેલો હતો. પગે તંગ પાયજામો અને શરીર પર પગ સુધી લટકતો અંગરખો પહેરેલો હતો. આ વખતે તેની પાસે તલવાર અને જમૈયો, એ બે સિવાય ત્રીજું હથિયાર ન હતું.

એ તેજસ્વી મરાઠા વીરે **ઔરંગઝેબ**ની બેગમના એકાંત ઉપવનમાં શા માટે પ્રવેશ કરવાનું સાહસ વ્હોર્યું હશે ? થોડીજ વારમાં નુપૂરરવ તેને કાને અથડાયો અને ચારે દિશા પ્રકાશિત કરતી, મુસલમાની પોષાક ધારણ કરેલી યૌવનની પૂર્ણ બહારવાળી એક સુંદર યુવતિ તેજ લતાકુંજમાં બેઠેલા મરાઠા યુવક સામે આવી ઉભી રહી. યુવક વિચારભ્રમણામાંથી જાગૃત થયો, અને યુવતિ પાસે જઇ તેનો હાથ પકડવા દોડયો. યુવતિ જરા પાછળ હઠી બોલીઃ “ મંગેશરાવ ! હું અસ્પર્શ્ય છું. મને અડકશો નહિ ! ”

પરંતુ **મંગેશે** તે તરફ લક્ષ ન આપતાં તે સુંદર યુવતિનો કોમળ નરમ હાથ પોતાના હાથમાં લીધો અને તેને પ્રેમથી વારંવાર ચુંબન કરવા લાગ્યો. તે લલનાની આંખો આંસુથી ભરાઇ આવી !

યુવકે કહ્યું: "પ્રિય રાધે ! તારૂં શરીર અપવિત્ર થયું છે, તે હું જાણતો નથી કે ? પરંતુ તારૂં હૃદય અપવિત્ર થયું નથી એ હું ખાત્રીપૂર્વક કહી શકીશ. તારૂં આ પ્રેમરસથી ભરેલું પવિત્ર હૃદય મારૂંજ છે. એજ હૃદયને વિશુદ્ધ કરવાને માટે અને મારૂં હૃદય વિચ્છિન્ન કરવાને માટેજ હું અત્રે આવ્યો છું." મંગેશ રૂંધાયલે કંઠે બોલ્યો.

મંગેશના વક્ષઃસ્થળ પર પોતાનું હૃદય દબાવી રાધા રૂદન કરવા લાગી. મંગેશની આંખો પણ અશ્રુપૂર્ણ થઇ. એવી સ્થિતિમાં એ પ્રેમી જોડું ઘણા વખત સુધી ઉભું રહ્યું ! રમણી હૃદયને કવિઓ કોમળ કહે છે પણ તેના હૃદય જેવું કષ્ટ સહન કરનાર હૃદય જગતમાં બીજું કોઇ પણ હૃદય નહિ હોય ! બિચારી રાધા પર આવી પડેલી ભયંકર આપત્તિથી ગમે તેવા કઠણ મનના મનુષ્યનું ધૈર્ય પણ ચળી જાય ! પરંતુ દૃઢ નિશ્ચયવાળી તે યુવતિએ તે વખતે તેટલાં કષ્ટને પણ તેણે ધીરજથી સહન કર્યું. હમણાં પોતાના પ્રિય મંગેશ આગળ તે સર્વ સંકટોનું સ્મરણ કરી તેના વક્ષઃ-સ્થળ પર પોતાનું માથું ટેકવી મુક્ત કંઠે રૂદન કરે છે. કેટલોક સમય વીત્યા પછી તેણે પોતાના મન સાથે કાંઈ નિશ્ચય કર્યો, અને નેત્રમાંથી આંસુ વેરતી બોલી: "પ્રાણનાથ ! અત્યાર પછી આ અશુદ્ધ દેહનું અસ્તિત્વ ન રહેવા દેવાનો મેં નિશ્ચય કર્યો છે. મ્હારૂં હૃદય જો મારી માલિકીનું હોત તો તે હજી સુધી મેં મારા અપવિત્ર દેહમાં રાખી મૂકયું ન હોત. પરંતુ મંગેશ-રાવ ! બાળપણથીજ આ હૃદય આપના તાબામાં સોંપી દીધું છે. આ શરીર પર પણ એક વેળા આપનોજ હક્ક હતો. તે કોઇ એક મહા પાપને લીધે બળાત્કારથી ભ્રષ્ટ થયો છે. પાપના સંસર્ગથી કલંકિત થએલું શરીર પૃથ્વીના પૃષ્ઠ પર રહેવાને બીલકુલ યોગ્ય નથી. આપને બોલાવી મેં વિપ-ત્તિને આહ્વાન કર્યું છે ખરૂં, પણ એમ કરવાથી મને અનંત સુખ મળશે. આ પાપી શરીરમાંથી મારો આત્મા નીકળી જશે અને તેને પણ અનંત સુખ મળશે, એવી આશા હોવાથી હું લેશ માત્ર કોઇથી બ્હીતી નથી. હવે વિલંબ ન કરો. ચાલો, હું મારો પ્રાણ વિસર્જન કરવાને તૈયાર છું."

પોતાની પ્રાણ પ્રિયાના એવા શબ્દો સાંભળી શું બોલવું તે મંગેશને

સૂજ્યું નહિ. તે થોડી વાર પર્યંત સ્તબ્ધ રહ્યો, પણ તુર્તજ કાંઇ નિશ્ચય કરી તેણે પોતાની કમ્મરમાંથી જમૈયો કાઢી રાધાના હાથમાં આપ્યો. પોતાને માટે એક તરવાર બહાર કાઢી. તેને હાથમાં જોરથી પકડ્યા પછી તે બોલ્યો: "દયા, માયા અને મોહ, એ સર્વેને વિસારી હું અત્રે આવ્યો છું. ચાલો, આજે આપણે પાપી માણુસોના સંસર્ગ પામેલા આ નશ્વર જગતનો ત્યાગ કરી, ચિરકાળને માટે સ્વર્ગમાં જઇ સુખેથી નિવાસ કરીએ."

"આપની એ ભૂલ છે પ્રિય." શોક ભરેલી મુખમુદ્રાએ, નિરસ હાસ્ય કરતી રાધા બોલી: "મારે માટે તો નરકસ્થાન નક્કી થઇ ચૂક્યું છે ! મને સ્વર્ગ ક્યાંથી મળી શકે ? મારો દેહ પાપી—"

"નહિ બિલકુલ નહિ પ્રિયા. જેનું હૃદય અત્યંત પવિત્ર છે તેને હમેશાં સ્વર્ગજ મળવાનું ! કોઈ નરાધમ રાક્ષસે બળાત્કાર કર્યો હોય તો તેથી શું થયું ?" મંગેશ મંદ પરંતુ ગંભીર સ્મિત કરી રાધાને આલિંગન દેતાં દેતાં બોલ્યો.

પછી બન્ને ઘુંટણીએ પડી મનમાં ને મનમાં પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યાં. કેટલોક વખત એ પ્રમાણે વીતી ગયા પછી મંગેશે "શ્રીહરિ ૐ" એ પવિત્ર નામનો ઉચ્ચાર કર્યો. એટલે રાધાએ પોતાનું માથું મંગેશ આગળ ધર્યું અને પોતાના પ્રેમીને હાથે મરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. મંગેશ, પોતાની તરવાર ઉંચી કરી રાધાના માથા પર ઘા મારે એટલામાં પાછળથી કોઇએ તેનો હાથ પકડી લીધો. બંનેએ આશ્ચર્ય પામી ઉભા થઇ પાછળ જોયું, તો એક કાળા રંગનો ખોજો તેમની દૃષ્ટિએ પડ્યો.

રાધાએ પોતાની મુખમુદ્રા બદલી ખોજાને કહ્યું: "મશ્રૂર ! તું જાણે છે કે હું કોણ છું ? "

"હા, તમે ફુલજાની બેગમ !" (એ નામ તેને ઔરંગઝેબે કહ્યું હતું) ખોજાએ ગંભીર સ્વરથી ઉત્તર દીધો.

"તો પછી આ યુવકનો હાથ મૂકી મારી આજ્ઞા તારે પાળવીજ જોઇએ. એ મારો એક સગો છે." ફુલજાની બેગમ ક્રોધિત સ્વરે બોલી.

"બેગમ સાહેબાની આજ્ઞા મને કબૂલ છે, પણ જનાબે બાદશાહની

આજ્ઞા મળ્યા સિવાય આ યુવકને જવા દેવાનું મ્હારાથી બનશે નહિ. એ આપના અને પોતાના પ્રાણનો નાશ કરતો હતો. તે મ્હેં નજરે જોયું છે."

"ઠીક છે. તારામાં હિંમત હોય તો આ યુવકને બંદીવાન કર." એટલું બોલી બેગમે જમીન પર જોરથી લાત મારી. મંગેશ જમીનમાં એકદમ અદૃશ્ય થઇ ગયો, અર્ધ ક્ષણમાં જમીન પાછી પૂર્વવત્ થઇ ગઇ. મદમસ્ત હસ્તિની પ્રમાણે ચાલતાં ચાલતાં ફુલજાની મક્બૂર પ્રતિ બેપરવાથી બોલીઃ—

"જા, તારી ઇચ્છા હોય તો આ વાત બાદશાહને જઇને કહે." તે તિરસ્કારયુક્ત હાસ્ય કરી ચાલતી થઇ.

ખોજો પણ અતિ અલ્પ સમયમાં બનેલો આ આશ્ચર્યકારક બનાવ જોઇ તે ઠેકાણે ચકિત મુખે સ્થિર ઉભો. બેગમના ચાલ્યા ગયા પછી થોડી વારે ભાન આવતાં તે પોતાના મન સાથેજ બબડયોઃ "મને આ બાબતમાં રજનું ગજ કરવાની બિલકુલ ઇચ્છા નથી, પણ મને એક નજીવી બાલિકાએ ઠગ્યો ? બેગમસાહેબ એકલાં હોય અને મને ફસાવે તે જૂદી વાત—પણ ખરેખર એક તરૂણ યુવાન, અને તે પણ હિંદુ ! એને પકડવોજ જોઇએ." પુનઃ તે વિચાર કરવા લાગ્યો. કેટલોક વખત વિત્યા પછી તેણે એક સીસોટી વગાડી. તત્કાળ બે ખોજાએ ત્યાં આવી તેને સલામ કરી અને આજ્ઞાની વાટ જોતા ઉભા.

"તમને અત્રે એકાદ ભોંયરૂં હોવાની ખબર છે ?" મક્બૂરે પ્રશ્ન કર્યો.

"હા, હુજૂર." એક ખોજો બોલ્યોઃ "નામદાર બાદશાહના શયન-ગૃહમાંથી શહરાના દરવાજા સુધી જવાનું એક ભોંયરૂં અત્રે છે."

"વારૂ, ત્યારે અત્યારે તમે જાઓ." બંને ખોજા ગયા બાદ મક્બૂર વિચાર કરતો કરતો લતાકુંજમાંથી બહાર પડયો.

---

## ( ૨ )

મંગેશ અને ફુલજાની એ બન્ને કોણ હતાં તે સંબંધી વાંચકોને થોડો પરિચય કરાવવો જરૂરનો છે.

અહમદનગરથી સાત આઠ મૈલ પર દેવીગામ નામનું એક નાનું ગામડું હતું. આજે એ ગામની હયાતિ કે એકે નિશાની પણ ત્યાં જણાતી

નથી. એ ગામમાં **નારાયણરાવ** નામનો એક મધ્યમ સ્થિતિનો ગૃહસ્થ રહેતો હતો. **મંગેશ** તેનો એકનો એક પુત્ર હતો. **રમણી** નામની એક સુશીલ વિધવા એજ ગામમાં **નારાયણરાવ**ની પડોશમાં રહેતી હતી. તેની એકની એક કન્યાનું નામ **રાધા** હતું. એજ આપણી કથાની નાયિકા ફુલજાની બેગમ. વિધવા મૂળ એ ગામની ન હતી. થોડાંક વર્ષો થયાં તે ત્યાં આવી રહી હતી. તે સંબંધી કોઇને ઝાઝી ખબર પણ ન હતી. ગામના લોકો કહેતા કે, તે કોઇ એક રજપૂત રાજાની રાણી હતી. તેના પતિના મરણ પશ્ચાત્ તેનું રાજ્ય મોગલોએ લઇ લેવાથી તે દક્ષિણમાં ન્હાસી આવી છે. ખરું શું હતું તે કોઇ જાણતું ન હતું.

બાલ્યાવસ્થામાં **રાધા** અને **મંગેશ**, એ બન્ને એક ઠેકાણેજ રમતાં હતાં. તેમનો એકબીજા ઉપર અપાર પ્રેમ હતો. **રમણી** **મંગેશ**ની માતા પાસે દરરોજ જતી આવતી, અને **મંગેશ**ની માતા પણ **રમણી** પાસે દરરોજ જતી આવતી હતી. તેને લીધે બંનેમાં ભાઇબેન જેવો પ્રેમ જડાયો હતો. એ પ્રમાણે કેટલોક સમય વીત્યા પછી **મંગેશ** અને **રાધા**નો બાળપણ અને તારૂણ્યની વચમાંની અવસ્થામાં પ્રવેશ થયો. બન્ને વિવાહરજ્જૂથી બંધાયાં. તે પછી બંનેના પ્રેમનો ઉત્તરોત્તર વિકાસ થતો ચાલ્યો, પણ એ વિકાસ થોડા સમયમાંજ છેદાઈ ગયો! વિવાહ થયાને એક મહિનો થયો ન થયો, એટલામાં તો મોગલ બાદશાહ ઔરંગજેબ એક દિવસ શિકાર કરવાને બ્હાને તે બાજુએ આવ્યો. દેવીગામના કુવા પર તારૂણ્યથી અલમસ્ત બનેલી રૂપવતી નવોઢા રાધા તેની નજરે પડી. તેના અનુપમ રૂપ લાવણ્યમાં મોહાંધ બની બાદશાહે પોતાનાં માણસોને એકદમ હુકમ કર્યો કે: "તેને પકડી પોતાની છાવણી અહમદનગર લઇ જવી." બાદશાહની આજ્ઞા તત્કાલ પાળવામાં આવી. તે અસહાય બાલિકા પોતાની સ્થિતિ સમજી કલ્પાંત કરવા લાગી. પણ તેને તે દુષ્ટ મુસલમાનોના સપાટામાંથી છોડવવાને કોણ સમર્થ હોય? રાધાની માતાને તથા સાસુસસરાને એ વાતની ખબર મળતાંજ તે સર્વે મનુષ્યો ત્યાં દોડી આવ્યાં, તથા બાદશાહ પાસે નમ્ર વિનવણી કરવા લાગ્યાં, પણ તે મોહાંધને દયા–માયા થોડીજ હતી! તેણે

આંખોના ડોળા ઘુરકાવી કહ્યું: "વધારે ગડબડ કરશો તો તમને કેદ કરી લઇ જઇશ અને રીબાવી રીબાવીને એકેકને ઠાર કરીશ." ગરીબ બિચારાં! જેની પાસે દાદ માગવાની તેજ અન્યાય કરનાર હોવાથી દાદ ક્યાંથી મળવાની હતી! રાધાને વિલાસભુવનમાં મોકલવામાં આવી. તેના શરીર પર મુસલમાની પોષાક ચઢાવ્યો, અને જબરદસ્તીથી તેને વટલાવી દીધી! તે બિચારી શું કરે? અસહાય મંગેશના દુઃખનું વર્ણન કરવું અ-શક્ય હતું! આ દુષ્ટ કૃત્યથી દેવીગામના લોકોની મનોવૃત્તિ ક્ષુબ્ધ થઇ ગઇ! તેમને અતિશય ક્રોધ ચ્હડયો હતો!

ઔરંગઝેબે રાધાનું નામ બદલી ફુલજાની બેગમ પાડયું હતું. એક મહિના પછી રાધાને-નહિ, નહિ, ફુલજાની બેગમને-મોતીબાગ નામના ઉદ્યાનની માલિક બનાવવામાં આવી. તેને કાંઇ પણ વાતે ઓછું આવવા દીધું નહિ. પણ ખરા પ્રેમનું સુખ ભોગવતું તેનું હૃદય તેની પાસે કયાં હતું! તે તો મંગેશના પ્રેમે ઘણા વખતથી જીતી લઇ પોતાને તાબે કરેલું હતું. તેના પર ઔરંગઝેબનો અમલ ચાલેજ કેમ?"

બેગમની દાસીઓમાં એક આબીદા નામની દાસી હતી. તેનું પ્રચંડ શરીર અને મરદના જેવી હિંમતને લીધે જનાનખાનામાં તથા બાદશાહી કુટુંબમાં તે એટલી બધી પ્રસિદ્ધ હતી, કે તેને મશ્કરીમાં 'જમાલ' એવું પુરૂષવાચક નામ આપવામાં આવ્યું હતું. સર્વ જણ તેને 'જમાલ' એજ નામથી બોલાવતાં હતાં, તથા તે નામનું આબિદાને પણ ઘણું અભિમાન હતું. કોઇ તેને એ નામથી બોલા-વતું તો તે ફુલાઇ જતી. ફુલજાની બેગમે હળવે હળવે તે દાસીને પોતાનું વિ-શ્વાસપાત્ર બનાવી, અને તેની સહાયથી પોતાના પ્રિયપતિને એક પત્ર મોકલ્યો. તેમાં તેણે પોતાની અવદશાનું હૃદયદ્રાવક વર્ણન લખી સૂચવ્યું કે: "ગમે તે ઉપાયે પણ આવો અને આ કલંકિત દેહનો આપને હાથે નાશ કરો." તેણે અંતે લખ્યું હતું કે:—" મારે માટે આપના હૃદયમાં પ્રેમનું એક પણ બિંદુ હોય, તો આપણે બંને એકજ વખતે આ પાપમય જગતનો ત્યાગ કરીએ, અને સર્વ આપત્તિથી મુક્ત થઇ એક સાથે આનંદે સ્વર્ગમાં ગમન કરીએ. ત્યાં ખાત્રીપૂર્વક ઔરંગઝેબ જેવા નરાધમ ત્રાસ આપવાને આવે એમ નથી.

આ નરકમાંથી છૂટવાનો બીજો કોઇ પણ માર્ગ નથી. માટે બની શકે તેમ વેગે આવો અને આપને હાથે મારા આત્માને જમૈયાની મદદથી સ્વર્ગ તરફ મોકલી દો." વગેરે વગેરે.

મંગેશ એક તીવ્ર વૃત્તિનો મનુષ્ય હતો. રાધાને તેની પાસેથી હરી લઇ ગયા તે વખતે તેને શિવાજી મહારાજની સહાય હોત તો તેણે તેજ વખતે ઔરંગજેબના પ્રાણ લેવામાં કાંઇ બાકી મૂક્યું ન હોત, પણ તેના દુર્ભાગ્યે તેને તે સહાય મળી શકી નહિ, તેથી તે લાચાર બન્યો હતો. પરંતુ કુલજાનીનો પત્ર વાંચતાંજ એકદમ તેના શરીરમાં ક્રોધનો સંચાર થયો. જરા વાર તેનું હૃદય પ્રફુલ્લિત થયું. રાધાએ પત્રમાં દર્શાવેલો માર્ગ તેને પસંદ પડયો. પોતાની પ્રિયાનો પાપના કુવામાંથી ઉદ્ધાર કરવાની ધારણાથી તે તેજ સમયે ચાલતો થયો. જમાલના બુદ્ધિ કૌશલ્યથીજ મંગેશ મોતીબાગમાં પ્રવેશ કરી શકયો હતો.

તે ત્યાં પોતાના પ્રેમી હૃદયને મળ્યો, બંને સ્વર્ગલોકમાં જવાનો આરંભ કરતાં હતાં, એટલામાં મશ્રૂરે તેને અટકાવ્યાં હતાં.

---

## ( ૩ )

કુલજાની બેગમે જમીન પર પગ ઠોકતાંની સાથે જે ભોંયરામાં મંગેશ ઉતરી પડયો હતો, તે અંધકારથી ઘેરાયલું હતું. ભોંયરાંમાં પડતાં વાર તે એવો દિગ્મૂઢ થઇ ગયો, કે આગળ શું કરવું એ તેને બિલકુલ સૂઝયું નહિ! તેમ છતાં તેને એ સ્થિતિમાં બહુ વાર રહેવું પડયું નહિ. થોડી વાર પછી બીષણ અંધકારમાં તેની નજરે દિપકનો પ્રકાશ જણાયો. દિપકના પ્રકાશમાં તેને ભીષણ 'જમાલ'ની દીર્ઘ કાયા નજરે પડી. તેણે પાસે આવી કહ્યું: " યુવક! તું અત્રેથી સત્વર ચાલ્યો જા. મશ્રૂરે ગરબડ શરૂ કરી છે, પણ બેગમ સાહેબે તારા સંરક્ષણનો બંદોબસ્ત કર્યો છે."

યુવક કંઇક બોલવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ જમાલ તેને બોલવા ન દેતાં બોલી: " આ સમયે કાંઇ પણ વિચાર ન કર, સમય બિલકુલ નથી. બેગમ સાહેબે આગ્રહ સાથે એટલુંજ કહ્યું છે, કે હાલ તારાથી બની

શકે તેટલો ત્વરાથી ચાલ્યો જા. અલ્લાની મરજી હશે, તો આપણી પુનઃ મુલાકાત થશે. આ ભોંયરાના મુખ આગળ તારે માટે ઘોડો તૈયાર હશે. તે પર બેસી ઝડપથી ચાલ્યો જા. વિલંબ કરીશ નહિ. એટલું બોલી તેને હાથથી જવાની નિશાની કરી જમાલ ત્યાંથી ચાલી ગઇ.

મંગેશ સાવધપણે ભોંયરામાં આગળ જવા લાગ્યો. રસ્તો છૂટો હોવાથી તેને દરવાજા પાસે પહોંચતાં બીલકુલ વાર લાગી નહિ. બહાર નીકળતાંજ એક અરબી ઘોડાની લગામ પકડી ઉભો રહેલો એક ગુલામ તેની નજરે પડયો. ગુલામે ઇશારત કરતાંજ મંગેશ તે ઘોડા પર સ્વાર થયો, અને ઘોડાને દોડાવતો તુરતજ અદૃશ્ય થયો.

જરા દૂર જઇ તેણે પાછળ જોયું તો બે ઘોડેસ્વાર તેની પૂંઠે પડેલા જણાયા. પોતાના ઘોડાનો વેગ તેણે વધાર્યો. ઘોડો પણ સારો હતો, તે અતિશય વેગથી દોડવા લાગ્યો. જાણે કે મંગેશની અણીની સ્થિતિ તેને માહિતી હોય! દોડતાં દોડતાં વાંક આવ્યો, ત્યાં વળે છે એટલામાં તો સૂં સૂં કરતાં બે બાણો તેના ડાબા હાથમાં આવી પેઠાં. તેમ છતાં પણ ન ડગમગતાં તે આગળને આગળ ચાલ્યો. તેણે પાછળ જોયું તો પૂંઠે પડેલા ઘોડેસ્વાર હળવે હળવે અધિકાધિક પાસે આવતા જણાયા. તેને ટાળવાને શી યુક્તિ કરવી તે તેને સૂઝયું નહિ. તરવાર ઉધાનમાંજ રહી ગઇ હતી તેથી શત્રુની સામે થવું એ પણ બની શકે એમ ન હતું. થોડી વારે તેને એક યુક્તિ સૂઝી. અંધારૂં પડતાં જ્યાં ત્યાં દેખાતું બંધ થયું હતું. તેનો લાભ લઈ તે ચાલતા ઘોડા પરથી નીચે ઉતર્યો, અને ઘોડાની પીઠ પર તેણે જોરથી એક ચાબૂક લગાવી. જેથી ઘોડો ખૂબ જોરથી નાસવા લાગ્યો. અને પોતે ચપળતાથી પાસેની ઝાડીમાં લપાઇ રહ્યો. પાછળ પડેલા ઘોડેસ્વારોના સમજવામાં એ યુક્તિ આવી નહિ. તેઓ તો ઘોડાની પૂઠે પૂઠે દોડતા ચાલ્યા ગયા.

સ્વાર ઘણા દૂર ગયાની ખાત્રી થયા પછી ઝાડીમાંથી મંગેશ બહાર આવ્યો. "હું કયાં છું? રાત્રિ કેટલી વીતી?" વગેરે પ્રશ્નનો વિચાર કરવાનો તેને હજી સુધી અવકાશજ મળ્યો ન હતો. પરંતુ હવે તેના સમજવામાં આવ્યું કેઃ "હું અહમદનગર પાસેના જનશૂન્ય અરણ્યમાં ઉભો છું." બે એક પ્રહર રાત્રિ વીત્યાનું તેણે અનુમાન કર્યું.

થોડી વારે જખમી થએલા હાથમાં કળતર થવાથી તેમાં બે તીર લાગેલા હોવાનું ભાન થયું. હળવે હળવે તેણે બન્ને તીર પોતાના હાથમાંથી બહાર ખેંચી કાઢયાં, તેની સાથે જખમોમાંથી એક સરખું લોહી વહેવાની શરૂવાત થઇ. તેણે પોતાને ઘેર જવાનો નિશ્ચય કર્યો પણ હાથમાંથી એક સરખું લોહી વહેવાને લીધે તે છેક અશક્ત થતો ગયો. તેણે પોતાનું ધોતીઉં ફાડી જખમ ઉપર પાટો બાંધવાનો પ્રયત્ન કર્યો, પણ તેમ કરતાંજ તે જમીન પર બેશુદ્ધ થઇ પડયો.

---

## (૪)

કેટલીક વારે શુદ્ધિમાં આવ્યા પછી તેણે આંખો ઉઘાડી જોયું તો, તે એક ભવ્ય દિવાનખાનામાં હોવાનું તેને માલૂમ પડયું. તે પરલોકમાં ચિત્રગુપ્તની કચેરીમાં છે એવુંજ તેને પ્રથમ તો લાગ્યું. તેણે આંખો બંધ કરી, તો પણ તે દેખાવ તેના મનઃચક્ષુ આગળ દેખાવા લાગ્યો. પુનઃ તેણે આંખો ઉઘાડી. પુનઃ તેજ દેખાવ તેની નજરે પડયો. તે ચારે બાજુ નિરખવા લાગ્યો. તેની દૃષ્ટિએ શું પડયું ! ક્ષણ પર્યંત તો તે સ્પપ્નમાં હોય એમજ તેને લાગ્યું ! તે માત્ર ક્ષણ પર્યંતજ. તેણે ઉઠી ઉભા થવા પ્રયત્ન કર્યો. પરંતુ કોઇએ તેને સજ્જડ બાંધી લીધો હોય એવું જણાયું. પથારીમાં પડયાં પડયાંજ તે ચારે બાજુએ જોવા લાગ્યો. દિવાનખાનું નાનું હતું પણ સુંદર અને સુશોભિત હતું. તેમાં સો દીવા સળગતા હતા. દીવામાં બળતા સુગંધીદાર તેલની સુગંધે સર્વ દીવાનખાનું ધુમાવી મુકયું હતું. દિવાનખાનાના પ્રત્યેક સ્તંભ પર અકેક સુગંધિત પુષ્પહાર લટકતો હતો. તેમજ એક પંખો હાલતો હતો તેમાંથી સર્વ દિવાનખાનામાં શીતલ વાયુની લહરીઓ વાતી હતી.

યુવકે આંખો ચોળી ઘણી ચોકસાઇથી સર્વત્ર નજર ફેંકી. તે એકદમ ચમકી ઉઠયો ! તેની દૃષ્ટિએ શું પડયું હશે ? સામેના સિંહાસન પર તેનો બળવાન શત્રુ દિલ્લીશ્વર ઔરંગજેબ વિરાજમાન થયો હતો, અને હાય ! હાય ! બાદશાહની પાસે અંગેશની હૃદયેશ્વરી—રાધા—કુલજાની બેગમ આલમગીરના અર્ધાસનપર બેઠી હતી. હજારો વીંછીના ડંખ પ્રમાણે તેના

આખા શરીરમાં વેદના શરૂ થઇ, નસે નસનું રક્ત જોરથી વહેવા લાગ્યું. ઘાએ બાંધેલો પાટો છૂટી ગયો તેમાંથી રક્તપ્રવાહ શરૂ થયો. તે પુનઃ મૂર્છિત થયો.

હકિમે ઔષધ સુંઘાડી પુનઃ તેને શુદ્ધિમાં આણ્યો. તેને સિંહાસનની તદન નજીક આણવામાં આવ્યો, અને તેની આસપાસ ચાર ખોજા ઉઘાડી તરવારે ઉભા રહ્યા. યુવકની સરલ મૂર્તિનું અવલોકન કરતાં પહેલાં તો કઠોર હૃદયનો ઔરંગજેબ પણ પીગળી ગએલો જણાયો. તે વિચારમાં નિમગ્ન થએલો જણાયો. તેણે મંદ સ્વરે કહ્યું: "યુવક, તારૂં સાહસ અવર્ણનીય છે. જે બેગમના મહેલમાં પક્ષી તો શું, પણ સૂર્યનાં કિરણો પણ પ્રવેશ કરી શકતાં નથી, તે ઠેકાણે તું શી રીતે આવ્યો ? તું કોની બેગમ પાસે આવ્યો હતો ! એટલા બે પ્રશ્નના ઉત્તર આપશે તો હું તને તારા અપરાધની ક્ષમા આપીશ."

યુવક વિચારમાળામાં ગુંથાયો. તેણે ઔરંગજેબના ભાષણ ઉપરથી જાણ્યું કેઃ ખોજા મશ્રૂરે તેના પર ફક્ત ઉદ્યાનમાં પ્રવેશ કરવાનોજ આરોપ મૂકી બીજી વાત તેણે ગુપ્ત રાખી છે. તે ઘેરથી રાધા સમીપ આવ્યો ત્યારે મરણનો નિશ્ચય કરીનેજ આવેલો હતો. તત્કાળ તેણે નિશ્ચય કર્યો કેઃ ભલે મોત થાય પણ કેમ અને "કોની પાસે આવ્યો હતો" તે હું કદી પણ કહીશ નહિ. તેણે મંદ પણ દૃઢ સ્વરે ઉત્તર આપ્યોઃ "બાદશાહ સલામત ! મેં અપરાધ કર્યો છે, એ હું કબૂલ કરૂં છું. દેહાંત દંડની શિક્ષા કરવી હોય તો બેલાશક કરો, પણ હું શા માટે તમારા મહેલમાં આવ્યો હતો, તે માટે અત્યારે તેમજ જન્માંતરે પણ મારા મુખમાંથી એક શબ્દ પણ નીકળવાનો નથી."

"ઉદ્ધત તરૂણ ! દિલ્લીશ્વર સમક્ષ આવું બોલનાર આજ સુધી કોઇ પણ નીકળ્યો નથી." ઔરંગજેબ ક્રોધાનળથી ભડક્યો. તે કર્કશ સ્વરે બોલ્યોઃ "તારા પર દયા કરવાની કાંઇ પણ જરૂર નથી. ચલાવો ગુલામો ! આ ઉદ્ધત શબ્દ ઉચ્ચારનાર તરૂણ પર તરવાર ચલાવો !"

કેટલીક દાસીઓ મંગેશ અને ફુલજાનીના સંબંધથી માહીતગાર હતી. તે સર્વે ઔરંગજેબની દુષ્ટ આજ્ઞા સાંભળી ધ્રુજવા લાગી. તેમની સમક્ષ

બિચારી કુલજાનીના પ્રેમીનો અંત થશે, એ કલ્પનાથી તેમની આંખોમાં આંસુ આવી ગયાં!

"આ દુષ્ટ તરૂણને હમણાં ને હમણાંજ ઠાર કરો." ઔરંગજેબે પુનઃ ગર્જના કરી.

બીજી આજ્ઞા સાંભળી બંગેશ પાસે ઉભેલા ચારે ગુલામો તૈયાર થયા. તેમણે પોતાના હાથમાંની તરવારો હવામાં ઉંચી કરી, પણ યુવકની શાંતતામાં કશો ફેરફાર થયો નહિ. તેની દૃષ્ટિ પોતાની પ્રાણેશ્વરી પર ચોંટી હતી. મરતાં મરતાં પણ તેની મનોરમા તેની સંમુખ બેઠી છે, એ જોઈ તે પોતાને ભાગ્યશાળી સમજતો હતો.

તેનો અવિચળ ચહેરો જોઈ બાદશાહ અતિશય ચ્હીડાયો. તેણે મ્યાનમાંથી તરવાર કાઢી અને સિંહાસનની નીચે ઉતર્યો. ઉતાવળે પગલે યુવક પાસે જઇ તેણે તરવાર ઉગામી અને તેના ઉપર જોરથી એક ઘા કર્યો.

તેજ ક્ષણે એક કોમળ ચીચીયારી સાંભળવામાં આવી. આ ચીચીયારી કોની હશે? સર્વ દરબારમાં હાહાકાર પ્રસર્યો. બાદશાહને માલુમ પડયું કે, તે ચીચીયારી કુલજાનીની હતી. બાદશાહે આશ્ચર્ય ચકિત ચહેરાથી સિંહાસન તરફ જોયું. બાદશાહે યુવક ઉપર તરવાર ઉગામી તેજ ક્ષણે કુલજાની સિંહાસન પરથી કુદકો મારી સભા વચ્ચે પડેલી હતી. ઔરંગજેબ ક્રોધાંધ હોવાને લીધે તે તેના લક્ષમાં આવ્યું નહિ. બીજી બાજુએ બંગેશ ગુલામોની તરવારનો બલિ થયો. ગરીબ બિચારાં પ્રેમી દંપતિ! બાદશાહની તરવાર હાથમાંથી છટકી નીચે પડી. તેણે કુલજાનીનું કોમળ તથા નિર્દોષ મુખકમળ પોતાના ખોળામાં લીધું અને દુઃખના આવેગમાં પોકારી ઉઠયો. "મ્હારા કુલ! કુલ! તેં આ શું કર્યું!"

આ પ્રશ્નનો ઉત્તર આપવાને કુલનો આત્મા તેના દેહમાંજ ક્યાં હતો? તે ક્યારનોએ પાપી મનુષ્યોના સંસર્ગની દુર્ગન્ધથી મલિન થએલા જગતને છોડી પુણ્યમય સ્વર્ગમાં—જ્યાં સ્વાર્થી દુષ્ટ લોકોનો પાપી સંસર્ગ, સમ ખાવાને પણ નથી ત્યાં અવિચળ સુખ ભોગવવાને માટે ચાલતો થયો હતો!

કઠોર હૃદયી ઔરંગજેબની આંખોમાંથી આંસુનાં ટીપાં ટપકવા લાગ્યાં.

તેણે દાસીઓ તરફ દ્રષ્ટિ કરી. પ્રત્યેક દાસી અશ્રુપૂર્ણ નયને મુખ નીચું ઢાળી ઉભી રહેલી જણાઇ! તે કંપિત સ્વરે બોલ્યોઃ "મારા પ્યારા ફુલ્લની કરૂણા રસિક વાર્તાની કોઇને પણ માહિતી છે? એણે આવો આત્મઘાત કેમ કર્યો? તેનું ખરૂં કારણ કોઇ જાણો છો કે?

પુરૂષના જેવી "જમાલ" દાસી આગળ આવી. કિંચિત્ ક્રોધથી ઠપકાભર્યા શબ્દે બોલી: "ગરીબ પરવર! દાસીને માફ કરજો. જનાબ, પોતાનો પ્રિયકર સ્વામીનાથ, પોતાની નજર આગળ માર્યો જતો હોય તો તે દ્રષ્ય શુદ્ધ પ્રેમી સ્ત્રી શું જોઇ રહે ખરી કે?"

"જમાલે" શહેનશાહને એ દુર્દૈવી પ્રેમી દંપતિની કહાણી કહી સંભળાવી. તે કથાથી દુષ્ટ બાદશાહનું કઠિન હૃદય પુષ્પ પ્રમાણે કોમળ બન્યું. ફુલજાનીનું મસ્તક પોતાના મુખ પાસે લઇ તેને કેટલાંક ચુંબન લીધાં.

પણ હાય! બાદશાહની એ કોમળતા ઘણીજ મોડી થઇ હતી. બાદશાહે ગાળેલાં આંસુ ઘણાંજ મોડાં હતાં. બેગમ તો તેને કઠોર, ચાંડાળ-હૃદયી, પાપી, વ્યભિચારી, પ્રજાના સુખ દુઃખના વિષયમાં ઉદાસ, અને નરકાધિકારી સમજીનેજ મૃત્યુ પામી હતી.

---

## ( ૫ )

ઔરંગજેબની આજ્ઞાથી અહમદનગરમાં સાત દિવસ શોક પાળવામાં આવ્યો. મોતીબાગના જે લતાકુંજમાં ફુલજાની બેગમ તથા મંગેશ ભેટયાં હતાં, તે ઠેકાણે બંનેની પ્રેતવિધિ કરી તે પર એક સુંદર ફુવારો બાંધવામાં આવ્યો. બાદશાહે તે પ્રેમી દમ્પતિના સ્મરણાર્થે એક કવિતા બનાવી અને તે ફુવારા પર કોતરવાનો હુકમ કર્યો. દિલ્હીશ્વરની આજ્ઞાથી ફુવારા પર કવિતા કોતરાઇ. બીજે દિવસે સાયંકાળે તે પ્રણયી દમ્પતિની સમાધિ પર બાંધેલા ફુવારામાંથી સુગંધિત અત્તરમિશ્રિત ગુલાબજળ ઉડવા લાગ્યું. એ સર્વ વ્યવસ્થા બાદશાહ પોતે જોવા આવ્યો હતો. તેણે જાતે ગુલાબના પુષ્પની પુષ્પકલિકાવાળી એક ડાળી તે ફુવારા પર રોપી. પછી બેગમના દોઢહજાર દાસદાસીઓએ એકેક પુષ્પહાર કબર પર ચડાવ્યો, અને નમન કર્યું.

બાદશાહે કબર ઉપરનો સ્મરણ લેખ વાંચ્યો અને પછી નીચે લખેલી કવિતા પણ વાંચીઃ—

" નહીં જાન્યૌ હિય બાલિકા, હૈ ઇતનો રસમૂલ;
ના તૌ કબૌં ન તોરતેં, હમ યહ સુંદર ફુલ.

## ૯ ખુનનો બદલો ખુન!



સહ્યાદ્રિની ખીણના એક અપ્રસિદ્ધ કિલ્લા પરથી ઇ. સ. ૧૬૬૦ ના સુમારે આપણી વાર્તાનો પ્રારંભ થાય છે. ઇ. સ. ૧૬૬૦ નાં સુમારનો સમય તે હિંદુસ્થાનના ઇતિહાસમાં એક અત્યંત અગ્નિનો સમય હતો. છેક રખડેલ છોકરાની વાનરચેષ્ટા કરતાં શહાજીના છોકરાંનાં કૃત્યો કાંઇક અર્થપૂર્ણ છે, એમ બીજાપુરના બાદશાહના મગજમાં ભાસતું હતું, અને તેના પ્રતિકાર માટે થોડાક બળથી પ્રયત્ન કરવાની પણ શરૂવાત થઇ હતી. આ તરફ મરાઠા લોકોમાં પણ શિવાજી કોઇ અવતારી પુરૂષ ઉત્પન્ન થયો છે, તથા તેને હાથે કાંઇ પણ અણધાર્યાં પરાક્રમ થશે, અને તે ગોબ્રાહ્મણ પ્રતિપાળ કહેવાશે." એવી દૃઢ ભાવના ઘણી જોસબંધ ચાલતી હતી. બીજા શબ્દોમાં કહીએ તો, આવો આત્મવિશ્વાસ ઘણું કરીને ઉછળતા લોહીના જુવાનીઆઓમાંજ દૃષ્ટિગોચર થતો હતો. ચાળીશી ઓળંગી ગએલા પુરૂષ હજી પણ સંશયી મુદ્રાથી, તેનાં કૃત્ય તરફ જોતા અને તે કોઇ કોઇ વખત લાગણીથી કહેતા કેઃ "એકાદ દિવસ એ ગાંડો પીર ફોકટ પ્રાણ ગુમાવશે." એવું કહી મુઝાતા. આ સમયે બિજાપુરના બાદશાહનો અમલ પશ્ચિમે કોલ્હાપુર પ્રાંત સુધી પ્રસર્યો હતો. સહ્યાદ્રિની ખીણના તે પ્રાંતમાં ઘણા ખરા કિલ્લાઓ બિજાપુર સરકારના તાબામાં હતા. તેના બંદોબસ્ત માટે હોંશિયારીથી તથા મજબૂત તૈયારીથી રહેવા માટે બાદશાહ તરફથી સર્વ કિલ્લેદારોને વારંવાર સખ્તાઇ ભરેલું ફરમાન છુટતું હતું. એ કિલ્લેદારો ઘણું કરીને વંશપરંપરાથી બાદશાહની નોકરીમાં રહેતા મરાઠા અગર બ્રાહ્મણ કુટુંબના મજબૂત પુરૂષો હતા.

આ સમયે કોલ્હાપુરની પેલી બાજુએ આવેલા ખેળણા પ્રાંતમાં રાજાપુર તથા સંગમેશ્વરના ઘાટમાથાનો સમાવેશ થતો હતો. સઘળો પ્રાંત અતિશય ડુંગરાળ હોવાને લીધે અત્યંત અગવડ ભરેલો તથા ભયંકર થઇ પડયો હતો. તેમાંથી કોંકણમાં ઉતરવાના માર્ગને અંબાઘાટ કહેવામાં આવતો. ત્યાં સર્વ પ્રાંતના બંદોબસ્ત માટે પુરાતન કાળથી એક મોટો કિલ્લો બાંધેલો હતો. તેનું પણ ખેલણા એવુંજ નામ પ્રાચીનકાળથી ચાલતું આવ્યું હતું. આ કિલ્લો અત્યંત મહેનતથી તથા ખર્ચથી બાંધેલો હતો. તેની હમેશ મરામત કરી ઘણી સારી સ્થિતિમાં રાખેલો હતો. તે વખતે આ કિલ્લાનો કિલ્લેદાર રામાજી પંત ઉર્ફે દાદા સાહેબ હતો. બિજાપુરના બાદશાહની ઉત્તમ પ્રકારે સેવા બજાવનાર કેટલાક ચૂંટી કાઢેલા હિંદી કિલ્લેદાર હતા, તેમાં રામાજી પંત મુખ્ય ગણાતો હતો. તેણે પોતાની ભરજુવાનીમાં અનેક વાર રણાંગણમાં વીરત્વ બતાવ્યું હતું, પરંતુ હવે વૃદ્ધાવસ્થાને લીધે લડાઇમાં જવાનું તેના શરીરમાં બળ રહ્યું ન હતું. તેથી બાદશાહે તેની વિનતિ પરથી તેને ખેળણા કિલ્લાની કિલ્લેદારી તથા આજુબાજુએ આવેલાં ગામો પૈકી નવ ગામની ઇનામદારી લખી આપી હતી. ત્યાં તે પોતાના આયુષ્યના અવશેષ દિવસ હરિ નામ સ્મરણમાં અને બાદશાહની એકનિષ્ઠા ભરેલી અત્યંત મહત્ત્વની પણ ઘણી તાકીદે કરવાની ન હોય એવી સેવા કરવામાં તથા રાતદિવસ અંતઃકરણમાં બાદશાહનું અભિષ્ટ ચિંતન કરવામાં છેવટનાં પાંચ વર્ષ ગુજારતો હતો.

રામાજી પંત કિલ્લેદારનો સ્વભાવ અત્યંત કડક હતો. નોકર ચાકરને હાથે જરા પણ ભૂલ થઈ તો તે તેને કદી ક્ષમા કરતો નહિ. પોતાની વર્તણુકમાં પણ તે અત્યંત કડક હતો, તે કરતાં પણ કડક રીતે તે બીજા પાસે કામ લેતો. તેથી “બંદોબસ્ત તથા ટાપટીપ જોવી હોય તો ખેળણા પર જાઓ.” એવી જ્યાં ત્યાં કહેણી હતી. રાત્રિએ કઈ વેળાએ તે કયે ઠેકાણે જઇ ઉભો રહેશે તેનો કાંઇ નિયમજ ન હતો, તથા એવે પ્રસંગે કોઇ નોકરની જરા પણ ભૂલ તેની નજરે પડતી તો તે માટે ક્ષમા મળવાની બીલકુલ કોઇને આશા ન હતી. રાત્રે તે જૂદે જૂદે વખતે જૂદા જૂદા સ્વાંગ

લઇને ફરતો હતો એવું સર્વે લોકો જાણતા હતા પછી તે વાત ખરી હો! અથવા ખોટી તે રામ જાણે! તે તેના અનેક ગુપ્ત જાસુસો પાસેથી બાતમીઓ મેળવતો તેને લીધે પણ એવી વાત ઉડી હોય તો દૈવ જાણે! પણ એટલી વાત તો ચોક્કસ હતી કે રામાજી પંતથી ખેળણા પરના તથા કિલ્લાની આજુબાજુના પાંચ ગાઉ સુધીના સર્વે લોક બ્હીકના માર્યા થરથર કંપતા હતા. તે ક્રોધે ભરાતો ત્યારે તેની આગળ એક શબ્દ પણ બોલવાની તેની પત્ની જાનકીબાઈ સિવાય બીજા કોઇની હીંમત ચાલતી ન હતી. જાનકીબાઇનું પણ તેના ધૂની સ્વભાવ આગળ હમેશાં કંઈ ચાલતું ન હતું, છતાં પણ ઘણી વાર તે પોતાના નમ્ર શબ્દોથી તેનો ક્રોધ હદપાર ન જવા દેવાનો યત્ન કરતી હતી, તેમજ ઘણી વાર સખ્ત શિક્ષા અમલમાં મૂકાતી નહિ. તેનું માન જાનકીબાઇના કોમળ અંતઃકરણને મળતું હતું. જાનકીબાઇ ખેળણા પર ન હોત તો કિલ્લેદાર ખરેખરો રાક્ષસજ બન્યો હોત એવી સર્વેની માન્યતા હતી! રામાજી પંતના એવા ક્રૂર તથા ધૂની સ્વભાવને લીધે ઘણા લોક તેના વેરી બન્યા હતા. પણ પ્રસિદ્ધ રીતે તેનાં કાંઇ પણ ચિહ્ન દર્શાવવાની કોઇનીએ છાતી ચાલતી ન હતી.

રામાજી પંત ખેળણાનો કિલ્લેદાર થયા પહેલાં બિજાપુરના બાદશાહની સ્વારીમાં હતો. તેની તથા શહાજીરાજની ઘણીએ વાર મુલાકાત થઇ હતી એટલુંજ નહિ પણ કેટલાંક કારણોને લીધે ઘણીએ વાર બંનેનાં મન મૉળાં પણ થતાં. બંને બાદશાહના અત્યંત વિશ્વાસુ સેવક હતા. તેથી પ્રથમ તો તે બંનેને ઘણી મૈત્રી જામી ગઇ હતી. આગળ જતાં શહાજીનો પુત્ર શિવાજી (છત્રપતિ) તોફાન કરવા લાગ્યો. ત્યારે તેનો બંદોબસ્ત શહાજીના હાથે થતો નહિ હોવાનું જાણી રામાજી પંતને ઘણું આશ્ચર્ય જેવું લાગવા માંડ્યું તથા જેમ જેમ તેનાં તોફાન વધતાં ચાલ્યાં, તેમ તેમ શિવાજીનાં કૃત્યોમાં શહાજીનો પણ ખુદ અંદરથી હાથ હશે અથવા તે તરફ તે આંખ આડા કાન પણ કરતો હશે, એવું તે વખતના ઇતર લોકોની માન્યતા પ્રમાણે રામાજી પંતના મનને પણ જણાતું હતું. રામાજીના મનમાં એક વાત એક વખત ઉતર્યા પછી તે સ્વસ્થ બેસી રહે તેવો ન હતો. તેણે એક

દિવસ શહાજીના મોંઢા પર તે વાત સ્પષ્ટ કહી બતાવી અને ત્યાંને ત્યાંજ તેનો ઇતર પ્રકારે તિરસ્કાર પણ કર્યો. તેણે કહ્યું: "જેનું આપણે આજ સુધી અન્ન ખાઇ મોટા થયા, તેની સાથે બેઇમાની કરનાર પુત્ર શહાજીને કેમ ગમતો હશે ? મારો પુત્ર એવાં તોફાન કરતો હોત તો આવે પ્રસંગે ખરા નિમકહલાલ નોકરે શી રીતે વર્તવું તેનું હું તેને પ્રત્યક્ષ ઉદાહરણ બતાવી આપત. એવા તોફાની–રાજદ્રોહી–છોકરાનો તો તુરતાતુરત નાશ કરવો જોઇએ !" વગેરે નાના પ્રકારનાં અભિમાનસૂચક વચનો તેણે શહાજીના કાન પર જાય એવે ઠેકાણે કહેવાની શરૂવાત કરી હતી. રામાજી પંતનો સ્વભાવ પ્રથમથીજ ન્યાય–નિષ્ઠુર પૂર્ણપણે ઓળખેલો હોવાને લીધેજ શહાજી તેનો ઉત્તર આપવાની ભાંજગડમાં પડતા ન હતા.

રામાજી પંત કિલ્લા પર આવ્યો ત્યારે તેની પત્ની, પુત્ર માનાજીરાવ, તથા તેની નાની પુત્રી કમળા તથા તેનો જુનો નોકર જાનબા, એટલાં માણસો તેની સાથે હતાં. જાનકીબાઇનું પીયેર ફલટણ પાસે હતું, ત્યાં તેના બાપને એક નાના ગામની પ્રટેલાઇ હતી. જાનકીબાઇ ઘણી પ્રેમાળ અને સર્વ સાથે હળી જાય એવી સ્ત્રી હતી. તેને લીધેજ તે રામાજી પંતનો ધૂની સ્વભાવ સહન કરી ઘણી વાર તેના પર પોતાની છાપ પાડતી. એક દિવસ બાપ દીકરાને કંઇ તકરાર થવાથી માનાજીરાવ કિલ્લા પરથી ચાલ્યો ગયો. બે ચાર મહિના વીત્યા છતાં પણ તે આવ્યો નહિ. જાનકીબાઇને પુત્રનો વિયોગ ઘણો સાલતો હતો. તેણે તેની શોધ કરવાને નાના પ્રકારે પોતાના પતિની વિનવણી કરી પણ તે સર્વ વ્યર્થ ગઇ ! તેનું અંતઃકરણ તદ્દન ઉદાસ થઇ ગયું. આગળ એકાદ દિવસ તે કિલ્લા પર છાનો માનો આવી માત્ર પોતાની મા બેનને મળી ચાલ્યો ગયો હતો એવી વાત રામાજી પંતના કાન પર આવી હતી. વળી તેને એવી પણ ખબર પડી કે: મારો પુત્ર પ્રતાપગઢ તરફ નોકરીએ રહ્યો છે. એ સમાચાર સાંભળી રામાજીને અત્યંત ક્રોધ ચ્હડયો. કારણ કે પ્રતાપગઢ તે વખતે શિવાજીનું મુખ્ય થાણું હતું. શિવાજી પાસે જઇ નોકરી કરવી, એટલે કેવળ રાજદ્રોહીની નોકરી કરવી એવું રામાજી પંતનું હમેશનું બોલવું હતું. પોતાનો પુત્ર પોતાની નજર

આગળ શિવાજી પાસે જઇ રહે તો પોતાની ઇકોતેર પેઢી નરકમાં જશે, એવું તેના મનમાં લાગતું હતું. રામાજી પંત પોતાના પુત્ર પર તથા તેને છાનામાના ખેલણા પર આવવા દેવા માટે બીજા સર્વ પર અને તેમાં વિશેષે કરીને પોતાની સ્ત્રી પર એટલો બધો ક્રોધે ભરાયો હતો, કે જેથી તેની સાથે કોઇ પણ બાબતમાં એક અક્ષર સુદ્ધાં બોલવાની જાનકીબાઇની છાતી ચાલી નહિ, તો પછી પુત્રને સમજાવી લઇ તેને પાછો ખેલણાગઢ પર આણવાની વાત પતિ પાસે કાઢવાનું તો નામજ ક્યાંથી હોય ? આ એકજ બનાવથી પતિપત્ની વચ્ચે જે વૈમનસ્ય ઉદ્ભવ્યું, તે લગભગ કાયમજ રહ્યું. ઉમરે આવેલો પુત્ર તેને મનથી આવી રીતે નહિ જેવો થવાને લીધે જાનકીબાઇનું મન આ જગત્માંથી ઉઠી ગયું હતું, એટલુંજ નહિ પણ તેનું પરિણામ શરીર ઉપર પણ થયું. તે દિવસે દિવસે ઝુરવા લાગી. કમળાનું વય તે વખતે ૧૩-૧૪ વર્ષનું હતું, આ સર્વ બાબત તે સમજે એવી શાણી હતી. અર્થાત્ પિતાના જમદગ્નિના અવતાર કરતાં તેને પોતાની માતાનો પક્ષ ઘણો સત્ય જણાવા લાગ્યો. આવી રીતે ચાર છ મહિના વીત્યા પછી એક દિવસ ઝાડા ઉલટી થતાં જાનકીબાઇએ પોતાની આ લોકની કષ્ટમય યાત્રા પૂર્ણ કરી, અને પુત્રની વિરહ વ્યથા સાથે લઈ પરલોકમાં ચાલી ગઇ.

---

## ( ૨ )

જાનકીબાઇના મૃત્યુ પછી રામાજી પંતને તેની ખરી કીંમત જણાવા લાગી. વિશેષે કરીને વૃદ્ધાવસ્થામાં તો સહચારિણીનો વિયોગ મનુષ્યને અડચણમાં ઉતારે છે, એનો અનુભવ રામાજી પંતને તુરતજ થયો. હવે તેની પાસે પ્રેમપાત્રમાં કમળા સિવાય બીજું કોઇજ રહ્યું નહોતું તેથી કમળા ઉપર તેનો પ્રેમ વિશેષ થયો. નવરાશની વખતે બે ઘડી તે તેની સાથે સુખ દુઃખની વાતો કરતો એટલુંજ નહિ પણ ઘણે ભાગે આખો દિવસ તે તેને પોતાની પાસેજ રાખતો. તેનું એક બીજું કારણ એ હતું કે કમળાનું મુખ અને વર્તણુક તેની માતા જાનકીબાઇને મળતાં હતાં. તેથી રામાજી પંત કમળાનું મુખ જોઇ પત્નીને વિસારતો અને સંતોષ પામતો. કિલ્લાની આજુ-

આજુના નવે ગામના તથા ખુદ ગઢ પરના કોઇ લોકો ગાળાગાળી, કે ટંટો ફિસાદ કરતા તો તે કેસો રોજ કિલ્લેદાર સાહેબ આગળ નિકાલ માટે આવતા અને તે સર્વેનો ચુકાદો કરતી વખતે અને કિલ્લા પરનો બીજો કારભાર કરતી વખતે કમળા ઘણે ભાગે કિલ્લેદાર સાથેજ રહેતી. નાનપણથી કિલ્લા પરના સર્વ લોકની સાથે તે હસતી રમતી હોવાને લીધે તે હમણાં સાધારણ વયમાં આવેલી હતી, છતાં પણ તેને પડદામાં બેસાડી મૂકવાનું કોઇના મનમાં આવતું ન હતું !

દિવસે દિવસે શિવાજીનાં તોફાન મોટા પ્રમાણ પર ચાલુજ હતાં. આજે આ ગામ લૂટયું, તો કાલે અમુક ખજાનો રસ્તામાં લૂંટી લીધો ! આજે આ કિલ્લો સર કર્યો તો કાલે અમુક સરદારને કેદ પકડયો ! વગેરે વાતો વારંવાર કાને આવતી, તેમ તેમ રામજી પંત તલપાપડ થઇ જતો અને ગમે તેમ બોલતો ! તેનામાં ક્રોધ કે દુઃખ સહન કરવાની હવે પહેલાના જેવી શક્તિ ન હોવાને લીધે તેની પ્રકૃતિ હમેશાં બગડવા લાગી. કમળા પણ પિતાની પ્રકૃતિ બગડવાથી ત્રાસ પામી અને દુઃખી પણ થઇ. એક દિવસ શિવાજીના કાંઇ તોફાનના સમાચાર સાંભળી રામાજી પંત બડબડતો હતો, ત્યારે તેણે તેને નમ્રપણે કહ્યું કેઃ "પિતાજી ! તમે દરરોજ આટલો બધો સંતાપ શા માટે કરો છો ? તેનાં કર્મનું ફળ તેને ભોગવવું પડશે. તે આગળ પાછળનો વિચાર કરીનેજ કામ કરતો હશે ને ! તેના ભાગ્યમાં હશે તે થશે ! તમે તેને માટે હમેશાં આટલા બધા વિચારો શા માટે કરો છો ?" રામાજી પંતને પુત્રીની શિખામણ કડવી ઝેર જેવી લાગી. છોકરો નિમકહરામ નીકળ્યો તેજ પ્રમાણે છોકરી પણ તેવીજ નીકળશે કે શું ? એવી તેને બીક લાગી. ખરૂં જોતાં ક્રોધથી પિતાની પ્રકૃતિ બગડે નહિ તે માટેજ કમળા માત્ર બોલી હતી, પરંતુ તેના બોલવાની રામાજી પંત ઉપર તદ્દન ઉલટીજ અસર થઇ ! રામાજી પંત કમલા પર અતિશય ક્રોધે ભરાયો. તેણે કમળાને ક્રોધના ઉભરામાં આઠ દિવસ ઓરડીમાં ગોંધી રાખવાનો હુકમ કર્યો, અને તે તાબડતોબ અમલમાં પણ મૂકાયો.

રામાજી પંતે કમળાને ગોંધી મૂકી ખરી પણ પ્રથમ બોલતી વખતે

તેના મનમાં જે કલ્પના થોડી હતી તે તેના આ વર્તનથી વૃદ્ધિ પામી. કેદખાનામાં, પિતાનો હઠીલો સ્વભાવ, માતાના મરણનું કારણભૂત થએલા પોતાના ભાઇનું ગઢ પરથી નાશી જવું, વગેરે વાત પર કમળાએ ઘણો વિચાર કર્યો. બંધુ પર ઉદ્દ્ભવ પામેલો તેનો નૈસર્ગિક પ્રેમ, તેને તેના બંધુ તરફ ખેંચી જવા લાગ્યો. "બંધુની ઇચ્છા પ્રમાણે અનુકૂળ જણાય ત્યાં તેનો ભાગ્યોદય કરી લેવાને પિતાની સખ્ત બંધી શા માટે હશે ? તેમ ન હોત તો આજે તેણે પોતાના ભાઇને ગુમાવ્યો ન હોત ! હજી પણ પિતા હઠ છોડે તો વૃદ્ધાવસ્થામાં તેમને સુખ મળે." એવા સેંકડો વિચાર તેના મગજમાં ઘોળાવા લાગ્યા. કિલ્લેદારને કમળા વિના ચેન પડયું નહિ. આઠ દિવસ જેમ તેમ કરી બહાર ગાળ્યા પછી નવમે દિવસે તે તેની પાસે ગયો અને પુનઃ શિવાજીનું નામ મુખમાંથી નહિ કાઢવાનું કબૂલ કરાવી લીધું. નિરપરાધી કમળાએ પણ પોતાનો છૂટકારો થવા માટે કાંઇ પણ આના-કાની વિના પિતાની વાત કબૂલ કરી. પરંતુ તેજ દિવસથી તેનું અંતઃકરણ પહેલાં પ્રમાણે પિતા આગળ શુદ્ધ રહેવું અશક્ય થઇ પડયું.

તે પહેલાંની પેઠે પોતાનો વર્તનક્રમ ચાલુ રાખે એટલુંજ બસ ન હતું, પણ પિતાના દેખતાં પહેલાંની પેઠે પુનઃ ભાઇની તરફેણનો એક શબ્દ પણ ભૂલે ચૂકે બોલાય નહિ, તેની તે ખબરદારી રાખવા લાગી.

કેટલાક મહિના વીતી ગયા પછી એક દિવસ બાદશાહના મુખ્ય દિવાનજી તરફથી કિલ્લેદારના નામનો એક ગુપ્ત પત્ર આવ્યો. તેમાં એવું લખ્યું હતું કે: "સાધારણ કુટુંબનો એક શૂરતરૂણ મરાઠો પુરૂષ, આગળ ઉપર પાદશાહને અત્યંત ઉપયોગી થઇ પડવા જેવો છે. તેની યુક્તિ હજી સ્પષ્ટ-પણે સમજવામાં આવી નથી, પણ એવી પ્રબળ શંકા છે કે નવીન તોફા-નોમાં તો તે ઘણું કરીને સામીલ હશેજ ! તેને આપણી પાદશાહત તરફ ફેરવી લેવાથી ઘણો ફાયદો થાય એમ છે. તે કામ તમારા જેવા અનુભવી તથા પ્રપંચી મનુષ્ય વિના અન્યથી થાય એમ નથી, માટેજ ખુદ હજરતે હુકમ કર્યો છે, કે તે માણસને કિલ્લા પર નજર કેદમાં રાખી આપણા તરફનું કામ કરાવી લેજો. તે પોતે નજર કેદમાં છે. એ વાત તેને જાણવા

ન દેતાં તેની સાથે મિત્રતાના નાતાથી વર્તવું, તથા ચાર ઉપદેશની વાતો કહી તેનું મન આપણી તરફ ફેરવી લેવું." વગેરે અર્થનો તે ખરિતો હતો. ખુદ હજરતે આટલું નાનું સરખું કામ સોંપ્યું અને સેવકને ખાસ યાદ કરેલો જોઇ રામાજી પંતને અત્યાનંદ થયો. તે એકનિષ્ઠ સ્વામીભક્ત હતો. સ્વામી કાર્ય એ અત્યંત પવિત્ર કાર્ય–અત્યંત પુણ્યદાયક કાર્ય–એમ તેને જણાતું હતું. મધુર વાણીથી તથા અનુભવના ચાર શબ્દોથી તે તરૂણ પુરૂષની વૃત્તિમાં એકદમ ફેરફાર કરી શકાશે એવું તેણે અનુમાન કર્યું. ત્યાર પછી તે પુરૂષની અત્યંત આતુરતાથી વાટ જોતો બેઠો. તેને તે પુરૂષની ઘણા દિવસ વાટ જોવી પડી નહિ, કારણ કે આઠમેજ દિવસે પેલા યુવકને પોતાના બે ત્રણ હજુરીઆ સાથે એક મુસલમાન સરદારે કિલ્લા પર પહોંચાડી દીધો.

નાગોજીરાવ સાવંત એ હજી પચીશ વર્ષનો ભરજુવાન હતો. તેના ચહેરા પર શ્રીમંતપણાનાં ચિહ્નો દેખાતાં હતાં. પ્રકૃતિ નાદુરસ્ત થવાથી તે ચાર દિવસ હવાફેર કરવાને માટે કિલ્લા પર આવ્યો હતો. રામાજી પંતે તેનું યોગ્ય રીતે આદરાતિથ્ય કર્યું અને તેને રહેવાને એક ઉત્તમ ઘર આપ્યું, તથા તેની સાથે તે અત્યંત મિત્રતાથી વર્તવા લાગ્યો. સાત આઠ દિવસમાં તેણે નાગોજીરાવ પર એવી છાપ બેસાડી દીધી કે જેથી તેમના હજુરીઆઓએ ચાર દિવસ પોતપોતાને ઘેર જવાની રજા માગી તે પણ તેણે આપી. રામાજી પંતને અભિમાન ઉત્પન્ન થયું હતું કેઃ બાદશાહનું આવું નજીવું કામ જેમ બને તેમ થોડા વખતમાં સાધ્ય કરી બતાવું તોજ હું ખરો! નાગોજીરાવ દિવસે બે ચાર કલાક પણ રામાજી પંત સાથે વાત-ચિત કરવા જવા લાગ્યા. રામાજી પંત એક બે દિવસને આંતરે તેને પોતાને ઘેર જમવા બોલાવતો, અને ઘણું ખરૂં નાગોજીરાવ દરરોજ બપોરે નાસ્તા માટે કિલ્લેદારના ઘરમાંજ રહેતો.

આ વખતે કમળા જુવાનીના પૂર બહારમાં આવી હતી. તે પ્રથમથી જ સુંદર હતી, તેમાં યુવાવસ્થાને લીધે મોહકપણાની હદ વળી હતી. રામાજી પંતને મનથી તો પુત્રી હજી બાળક છે એમ લાગતું. જુવાની કેવી દિવાની

હોય છે તે તે ભૂલીજ ગયો! નાગોજીરાવનો કિલ્લા પરનો મુકામ હળવે હળવે લંબાવા લાગ્યો. કમળા પહેલાં પ્રમાણે દરરોજ પિતા પાસે રહેતી. નાગોજીરાવ કિલ્લેદારના અમૂલ્ય અનુભવનો લાભ લેવા વારંવાર તેની પાસે જઇ કલાકના કલાક ગાળવા લાગ્યા. કમળા ચપળ બુદ્ધિની અને હોશિયાર હોવાથી, તેના બોલવાનો ઘણો ખરો ભાગ તે પૂર્ણપણે સમજી જતી તથા ઘણી વખત તો તે વચમાં કિલ્લેદારને એકાદ માર્મિક પ્રશ્ન પણ પૂછતી. આ પ્રમાણે ઘણા દિવસ વીત્યા. નાગોજીરાવ જ્યારે પોતાને ગામ જવાની વાત કાઢતો, ત્યારે કિલ્લેદાર તેને અત્યંત આગ્રહ કરી રોકતો. એટલામાં એક દિવસ કિલ્લેદારને શરદી થઇ, તેના હાથ પગના સાંધા રહી ગયા. તે તદન અશક્ત બની બે મહિના પથારી પર પડી રહ્યો. તેને હાથે પગે ઘણું કળતર થતું હતું. કમળાએ રાતદિવસ ખરા મનથી તેની સુશ્રૂષા કરી. નાગોજીરાવે પણ કમળાને યથાશક્તિ મદદ કરી. નાગોજીરાવ રાતદિવસ કિલ્લેદારને ઘેર રહેતો હતો, તેને લીધે તેનો કમળા સાથે અત્યંત પરિચય થયો. કિલ્લા પર હમેશ પ્રમાણે સખ્ત બંદોબસ્ત છે કે નહિ એ જોવાનું કિલ્લેદારથી જાતે થવું અશક્ય થતું. તેથી તેણે રોજ સવાર સાંજ ચોકી પહેરા યથાસ્થિત છે કે નહિ એ જોવાનું કામ કમળાને સોંપ્યું હતું. એમ કરવામાં બીજો હેતુ એ હતો કે, હમેશાં માંદાની ઓરડીમાં બેસી કંટાળેલી કમળાને ડુંગર પરની થોડી સ્વચ્છ હવા મળે અને તેના પગ છૂટા થાય. કમળા કિલ્લા પર ફરતી હતી, ત્યારે દરરોજ નાગોજીરાવ પણ તેની સાથે રહેતો. ઉભય તરૂણ સ્ત્રી પુરૂષનો દરરોજ સહવાસ થવા છતાં ઉભય હૃદયમાં પ્રેમોદ્‌ભવ ન થાય એ કેવળ અશક્યજ હતું. તેમના હૃદયમાં પ્રેમાંકુર રોપાઇ ગયા હતા, અને પ્રતિજ્ઞા સુદ્ધાં લેવાઇ ગઇ હતી. નાગોજીરાવ આ કિલ્લા પર આવ્યા તે પહેલાં કેટલોક વખત પ્રતાપગઢ તરફ હતા, ત્યાં તેની અને માનાજીરાવની વચ્ચે ખૂબ પ્રીતિ જામેલી હતી, એટલુંજ નહિ, પણ નાગોજીરાવના મનમાં પોતાની બેન તારાબાઇ માનાજીરાવને આપવાનો નિશ્ચય થએલો હતો. એવું તેણે કમળાને ગુપ્તપણે જણાવ્યું ત્યારે કમળાને ઘણો આનંદ થયો. તે બન્ને વાર્તાવિનોદનું સ્વર્ગીય સુખ અનુભવતાં હોવાથી

કિલ્લેદારને હજીએ ઘણા દિવસ પર્યંત સારૂ ન થાય એવું નાગોજીરાવને લાગે એમાં શી નવાઇ !

પણ સુદૈવે કહો અથવા દુર્દૈવે કહો, રામાજી પંત કિલ્લેદાર પહેલાંના જેવો નિરોગી થઇ કિલ્લા પર હરવા ફરવા લાગ્યો. તેમ થવાથી પેલાં જોડાંના સુખમાં આડખીલી આવી પડી ! હવે કિલ્લેદાર રાત્રે અતિશય ઠંડી હોવાને લીધે બહાર નીકળતો ન હતો. માત્ર દિવસેજ પહેલાંની પેઠે ગપ્પાં મારવાની શરૂવાત થઇ. એક વખત ઇચ્છાનુસાર વિહાર કરવાનો મધુરો અનુભવ લઇ ચૂકેલાં પ્રણયી જનને પરતંત્રતામાં રહેવાનું શી રીતે અનુકૂળ હોઇ શકે ?

કિલ્લેદાર રાતે ઉંઘી ગયા પછી કમળા નાગોજીરાવની ભેટ લેવાને માટે કોઇ કોઇ વખત બહાર નીકળવા લાગી. આ વાત કેવળ તેનો જુનો નોકર જાનબાજ જાણતો હતો. તેની મદદ વિના બન્નેનો પ્રણય વ્યાપાર બનવો શક્યજ ન હતો. જાનબા કમળાને પુત્રી પેઠે જીવ પ્રાણ રૂપ જાણતો હતો. તેમાં એક દિવસ કમળાએ તેના દેખતાં નાગોજીરાવને કહ્યું કે: " પિતાજી તદ્દન સાજા થયા છે. હવે આપણે આપણા લગ્નની વાત તેમની પાસે તુરતજ કાઢવી જોઇએ." નાગોજીરાવે પણ તેમ કરવાનું કબૂલ કર્યું. કમળાના પ્રેમને લીધે નાગોજીરાવના મનનો રોગ પણ છેક જતોજ રહ્યો હતો, તેને પણ હવે હવા ફેરની અગત્ય રહી નહોતી.

બીજા સાત આઠ દિવસ વીતી ગયા પછી શિવાજીને પકડી લાવવાને માટે બાદશાહે અફજલખાનને મુદ્દામ મોકલ્યો છે, એવા સમાચાર કિલ્લા પર આવ્યાથી રામાજી પંત કિલ્લેદાર અતિશય આનંદ પામ્યો. રોજ નવીન નવીન બાતમી આવતી તેનો લાભ લઇ નાગોજીરાવને બાદશાહના સામર્થ્યની પૂર્ણ ઓળખ બતાવવાને માટે તે અતિશય શ્રમ લેવા લાગ્યો. નાગોજીરાવ પણ તે સર્વ સંવાદ શાંત ચિત્તે સાંભળી લેતો. એમ કરતાં એક દિવસ કિલ્લા પર કંઇક સમાચાર આવ્યા, તે રામાજી પંતની ધારણાથી એટલા બધા વિરૂદ્ધ હતા કે જેથી તે ઉપર તેનો વિશ્વાસ સુદ્ધાં બેઠો નહિ. તેમ છતાં એક બે દિવસમાં તે સમાચાર ખરા ઠર્યા. શિવાજી મહારાજે વાઘનખ ખોસી અફજલખાનનો વધ કર્યો છે એ સાંભળતાંજ રામાજી પંતનો ક્રોધ અતિશય વધ્યો

અને ગમે તેમ બોલવા લાગ્યો. નાગોજીરાવને તેના જેવો ક્રોધ થયો નહિ, પણ તેની મુખમુદ્રા પરથી તેને આનંદ થયો હોય એવું કિલ્લેદારને લાગ્યું. તેથી તેણે નાગોજીરાવનો તિરસ્કાર કર્યો અને તેને પોતાની સ્હામેથી ચાલ્યા જવાની આજ્ઞા કરી.

બીજે દિવસે રાત્રે દશ વાગે નાગોજીરાવ અને કમળાની પૂર્વ સંકેત પ્રમાણે ઘરના પાછળના ભાગમાં હમેશાની પેઠે આંબાના ઝાડ નીચે પરસ્પર મુલાકાત થવાની હતી. નાગોજીરાવ પર પિતાનો ક્રોધ ઉદ્‌ભવ્યો છે, એ જાણી પોતાના માર્ગમાં એક નવીન વિઘ્ન માટે કમળાનું મન ચલિત થયું. સંધ્યા સમય સુધી તે કંઇ પણ નિશ્ચય કરી શકી નહિ. જાનબાને પણ બપોરથી ટાઢ વાતી હતી. કમળા પર જાનબાનો જેટલો પ્રેમ હતો, તેના કરતાં કમળાની તેના પર કંઇક વધારે માયા હતી. રાતે જમવાની વખતે તો જાનબાને એવી કડકડતી ટાઢ લાગવા માંડી તથા માથું એટલું જોરથી દુઃખવા લાગ્યું, કે તે તદ્દન બેહોશ થવા લાગ્યો. કમળાના જીવને શો ગભરાટ ! તેણે ગભરાટમાં ને ગભરાટમાં સુંઠ ઘસીને કપાળ પર ચોપડી. ગરમ ગરમ સુંઠ–તજનો ઉકાળો કરી તેને પાયો. રજાઇ પર રજાઇઓ તેના શરીરે ઓરાડી. જેમ તેમ કરતાં અગિયાર વાગ્યા પછીં તેના તાવનું જોર ઓછું થયું. થોડી વારે તેને ઉંઘ આવી. ત્યારેજ કમળાનો જીવ થાળે પડયો.

પણ અત્યારે અગિયાર વાગી ગયા છે. મુલાકાતનો સમય તો દશ વાગ્યાનો હતો. બહાર અંધારૂં કહે મ્હારૂં કામ. એક મન કહે છે કેઃ "તું જઇશ નહિ. બીજું મન પુનઃ કહે છે કે ગઇ કાલે મુલાકાત થઇ નથી, માટે જરૂર જવું જોઇએ." તેના મનની એવી ચલિત સ્થિતિ કેટલીક વાર સુધી ચાલુ રહી. અંતે કોના પક્ષનો જય થયો તે કહેવાની શી જરૂર ?

એટલી રાતે પણ કમળા ધીમે રહીને પાછળને દરવાજેથી નીકળી બહાર ગઇ, અને હળવે હળવે ઘરના પાછળના ભાગમાં ગઈ. નિત્યનું સ્થાન તથા ત્યાંનો માર્ગ તેના પગ તળે આવી ગયેલો હતો, તેથી પૂર્વ પરિચિત, આંબાના વૃક્ષ નીચે જઇ જુએ છે, તો ત્યાં કોઇ પણ જણાયું નહિ ! "હું વૃક્ષ તો ભૂલી નથી ?" એમ બોલી તે આમ તેમ નિરખીને જોવા

લાગી એટલામાં પગને કંઇક અથડાતાં નીચું વળી જોવા લાગી. તેણે શું દીઠું ? નાગોજીરાવ ભૂમિ પર આળોટતો પડેલો છે ! તેની પીઠ પર કોઇએ એક ભયંકર જમૈયો ઘોંચેલો છે. તે ક્યારનોએ હાલતો ચાલતો બંધ થઇ ગયો છે !

---

## ( ૩ )

એ ભયંકર દેખાવ જોઇ કમળાએ ક્ષણ પર્યંત પોતાની આંખો મીચી દીધી. " હું આ શું જોઉં છું ? હું સ્વપ્નમાં તો નથી ? " એવા ઉદ્દ્ગાર તેના મનમાં આવ્યા, પણ દૃષ્ટિ સમક્ષ તે ભયંકર દેખાવ જણાય છે, ત્યાં હવે સંશય કેવો ? તેણે એકદમ ઘર તરફ દોટ મૂકી અને એક સરખી કીકીઆરી કરી કહ્યું: " ખૂન ! ખૂન ! " તેણે બૂમો પાડી ઘરમાંનાં એકેએકને મશાલો અને દીવાઓ સળગાવવાની આજ્ઞા ફરમાવી અને સર્વ મનુષ્યો ગભરાતાં ગભરાતાં કમળાની પાછળ પાછળ ગયાં; આંબા સમીપ પહોંચતાંજ ખરી વાત શું છે તે સર્વના જોવામાં આવી. એ જોઇ ઘણાં ખરાંના મુખમાંથી દીલગીરીના ઉદ્દ્ગાર બહાર નીકળ્યા, તથા સર્વને અત્યંત આશ્ચર્ય લાગ્યું. નાગોજીરાવનો કોણે ઘાત કર્યો હશે ? તે માટેની પુષ્કળ તપાસ કરી પરંતુ તેનો બિલકુલ પત્તો લાગ્યો નહિ. મોડી રાત થએલી હોવાથી અને કિલ્લેદારની પ્રકૃતિ નાદુરસ્ત હોવાથી પંચનામું વગેરે કરવાનું કામ આવતી કાલ પર મુલ્તવી રાખ્યું અને નાગોજીરાવનું શબ-દેહ પહેરા પર લાવી મૂકવાનો હુકમ કરી, કિલ્લેદાર કમળાને લઇ ઘર તરફ પાછો ફર્યો.

કમળાને પોતાની ઓરડીમાં એકલી લઇ જઇ, કિલ્લેદારે આંખો લાલ હીંગલોક જેવી કરી, તેના શરીર પર વાઘ પ્રમાણે ધસી જઇ ફુંફાડો માર્ં બોલ્યો: " દુષ્ટ છોકરી ! આટલી રાતે તું એકલી બાગમાં શા માટે ગઇ હતી બોલ ! તે કાળમુખા કસાઇના પાશમાં સપડાઇ તું મારા કુળને કલંક લગાડવાની હતી કેમ ? "

કમળાની આંખોમાંથી જાણે વીજળી ચળકવા લાગી. તે થરથરત બોલી: " તેમાં શી અડચણ હતી ? અમે બન્નેએ ક્યારનીએ પ્રતિજ્ઞા લીં

હતી. એક બે દિવસમાં તે તમને સ્પષ્ટ પૂછવાનાજ હતા. આપનાજ પગના સમ ખાઇને—"

"ચાંડાળણી, આવા સમ ખાઇને શા માટે મારા પગ દૂષિત કરે છે? તે કસાઇ રાજદ્રોહી બળવાખોરોનો મળતીયો હતો. એવા હરામજાદાને હું મારી પુત્રી કદીએ......પણ હવે બોલેલું શા કામનું! ઠીકજ થયું છે! કાલે સવારે કિલ્લા પરથી એને ફેંકી દઇશ એટલે તે ગીધ કાગડાનો ભક્ષ થઇ પડશે. એ નીચના દેહનો એવોજ ઉપયોગ!"

રામાજી પંતે અત્યંત ક્રોધે ભરાઇ પુત્રીનો તિરસ્કાર કર્યો અને છેવટે તેને તેની ઓરડીમાં પુરી દીધી. કમળાએ તે રાત્રિ શી રીતે ગુજારી હશે, તેની કલ્પના વાંચકોએજ કરી લેવી!

કમળાએ તે રાત્રિએ પોતાના જીવનનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. જો કે તેનામાં તેની માતાના ઘણા ગુણ ઉતરી આવ્યા હતા, તેજ પ્રમાણે તેના પિતાના હઠીલાપણાનો ગુણ પણ પૂર્ણપણે આવેલો હતો. અત્યાર સુધી તે ગુણ તેનામાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થવાનો પ્રસંગ આવ્યો ન હતો. પિતાએ કહ્યા પ્રમાણે બીજે દિવસે નાગોજીરાવનું પ્રેત ખરેખર ખાડીમાં ફેંકી દીધું, અને કમળાને બ્હીક પેસે તે માટે તે વાત તેના કાન પર પહોંચાડી પરંતુ તેનું પરિણામ તેની કલ્પનાથી તદ્દન ઉલટુંજ આવ્યું. કમળાએ તેજ માણસ સાથે પિતાને એવો સંદેશો કહાવ્યો કેઃ "હું ઘણા આનંદથી તેમની પાછળજ તે ટેકરી ઉપરથી કૂદી પડી હોત, પરંતુ એ અઘોર કૃત્ય કરનાર મનુષ્યની હજી મારે તપાસ કરવી છે, અને તેથીજ હું હજી જીવું છું. એમ સમજજો!" એ સંદેશો સાંભળી કિલ્લેદારને અત્યંત ક્રોધ અને દુઃખ થયું. ચૌદ પંદર દિવસ સુધી કમળા સાથે તે એક શબ્દ બોલ્યો નહિ. કમળા પણ તેની સાથે બોલતી નહિ. તેણે કપાળે કંકુનો ચાંલ્લો કરવાનું છોડી દીધું. સુંદર વસ્ત્રાભૂષણોને રજા આપી ધોળું સ્વચ્છ વસ્ત્ર પહેરવાની શરૂવાત કરી. રાત દિવસ પેલી કાળ રાત્રિની હકીકતની તપાસ કરવામાં તે પોતાનો સમય ગાળવા લાગી. "સાત આઠ દિવસમાં એ ગાંડપણ જતું રહેશે. એવાં સ્મશાન વૈરાગી સેંકડોએ ઠેકાણે આવેલાં મ્હેં જોયાં છે," વગેરે વિચાર કરી

કિલ્લેદાર પોતાના મન સાથે સ્વસ્થ રહ્યો. પરંતુ કમળાની ચિત્તવૃત્તિમાં કશો તફાવત જણાયો નહિ. માત્ર બે મહિનાની તપાસને અંતે જ્યારે નાગોજી-રાવના ખુન સંધી યત્કિંચિત્ પણ પત્તો લાગ્યો નહિ. ત્યારે તેના મનમાં અત્યંત ઉદાસીનતા ઉત્પન્ન થઇ. આજ સુધી તો તેના શરીરમાં કર્તવ્યદક્ષતા, કૃત્રિમ ઉત્સાહ તથા શક્તિ ઉત્પન્ન કરતી હતી, પરંતુ તે સંબંધી નિરાશા થવા સાથે તેના શરીરમાંનો સર્વ ઉત્સાહ તથા શક્તિ ચાલી ગઇ. દિવસે દિવસે શક્તિ ક્ષીણ થતી ચાલી. તેનો ઉત્સાહ કાયમ હતો, ત્યાં સુધી તેના પિતા સાથે મૌન ધારણ કર્યું હતું. પરંતુ તેના શરીરની ક્ષીણતા જોઇ તેના હાંજા ગગડી ગયા. આજ બે મહિના થયા તેની સાથે એક અક્ષર પણ નહિ બોલવાની તેણે બહારથી હિમ્મત ચલાવી હતી ખરી, પણ તે વ્રત કાયમ રાખવા માટે તેને કેટલા પ્રયાસો કરવા પડયા હતા તેની તેનેજ ખબર હતી ! કેટલીએ વાર તો તેમના મનમાં પ્રેમના ઉભરા આ-વતા અને કમળા પાસે જઇ તેનું સાંત્વન કરવાની તેમને અત્યંત ઇચ્છા ઉત્પન્ન થતી, પણ તેનો અભિમાની સ્વભાવ તેમ કરવામાં આડે આવ્યો હતો તેથી તેણે તેમ કર્યું ન હતું. પણ હવે કમળા ઝુરતી હોવાથી હાથથી જશે કે શું એવી બ્હીક ઉત્પન્ન થતાંજ તેનો અહંકાર જતો રહ્યો. તે તાબડતોબ તેની ઓરડીમાં ગયો. તેના શરીર પ્રતિ નિહાળતાંજ તેને જાણે વિજળીનો ધક્કો લાગ્યો. કમળા છેક ફિક્કી પડી ગઇ હતી. શરીરે અડધી પણ રહી ન હતી. તેના દુઃખે દુઃખી થઇ રામાજી પંતે તેને જોરથી છાતી સાથે દાબી અને નેત્રમાં આંસુ લાવી કહ્યું: “ કમળા, બેટા ! આ તું શું કરવા બેઠી છે ? ” એ સાંભળી કમળા મોટેથી રડવા લાગી. પિતાએ પુત્રીનું સાંત્વન કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. “ પિતાજી ! કયા દુષ્ટે આવો દુઃખદ પ્રસંગ મારા પર ગુજાર્યો હશે ? મુવાએ એમની પાછળ જઇ બાયલાની પેઠે ખંજર એકદમ કેમ ખોસ્યું હશે ? મારી તે રાહ જોતા હતા. આનંદમાં ગુલતાન થયા હતા. તે સમયે એ દુષ્કૃત્ય કર્યું છે ! ધિક છે એ પાપીને ! એની બેતાળીશ પેઢી રૌરવ નરકમાં જશે. તમારી પુત્રી ઉપર જો તમને પ્રેમ હોય તો તે કસાઇને શોધી કાઢી મારી સમક્ષ ઉભો કરો !

તેને જીવતો બાળી મૂકો એટલે મારા જીવને કંઇક શાંતિ થશે! આ કમળા હવે નક્કી જીવવાની નથી. કેવળ તે અઘોરી કસાઇનું વેર લેવાની આશાથીજ આજસુધી જીવતી રહી છું." કમળાએ નાના પ્રકારનું આક્રંદ કર્યું. પિતા તેને શી રીતે શાંત પાડે? તેમણે કહ્યું: "હા, હા, હું શોધી કાઢીશ. તું આવું આક્રંદ કર નહિ. જગતમાં શું એકલો તેજ માણસ હતો! આવું ગાંડપણ ઘણી વાર ઘણાને થાય છે. એવાં મરણથી શું બીજાઓએ પોતાના ઉદ્યોગ ધંધા છોડી દીધા છે? તું એ કામ હવે મને સોંપી દે, અને ચાર દિવસ હવા બદલવા તારે મોસાળ જા, એટલે તું એ વાત ભૂલી જઇશ. તું પાછી આવે તે પહેલાં હું બરાબર તપાસ કરી મૂકીશ." એટલું કહી તે શાંત પડયો. પિતાએ અત્યંત આગ્રહ કર્યો અને ખૂનની શોધ કરવાની કબૂલત કરી ત્યારેજ કમળાએ બે મહિના મોસાળ જવાનું કબૂલ કર્યું.

યોગ્ય બંદોબસ્ત સાથે કિલ્લેદારે કમળાને હવાફેર કરવા માટે મોકલી દીધી. સાથે જાનબાને મોકલ્યો હતો. રામાજી પંતે સાત આઠ દિવસ પછી કમળાને આનંદ થાય તે માટે ખુનની તપાસ સંબંધી એક પત્ર લખી મોકલ્યો હતો. કમળાના મોસાળમાં કમળાની વયની તરૂણ છોકરીઓના સહવાસથી તેના મનનો શોક ઓછો થશે અને તે સર્વ વિસરી જશે એવી તેને આશા હતી, પણ જાનબાએ લખેલા પત્રો ઉપરથી તો તે સારી થવાનાં યત્કિંચિત્ પણ ચિહ્ન જણાયાં નહિ. બે મહિના પૂરા થવા આવ્યા તે સાથે તેની ઉત્કંઠા અત્યંત વધવા લાગી. એટલા દિવસ તેણે ત્યાં જેમ તેમ કરીને ગાળ્યા હોત, પણ ઠેરવેલી મુદ્દતમાં પિતા તરફથી નિશ્ચિંત થઇ શકાય એવા કશા સમાચાર ન મળવાથી તેને પુનઃ નિરાશા થઇ તથા તેણે કિલ્લા પર પાછા જવાની મામા મામી પાસે હઠ લીધી, અને બોલાવી લેવાના પત્રો પિતાને લખ્યા. અંતે કિલ્લેદારે તેને પાછી કિલ્લા પર આવવાનો પત્ર લખ્યો. પાછાં આવતાંજ તેણે અત્યંત આતુરતાથી પિતાને "શી તપાસ કરી?" એવું પૂછ્યું. પિતા તેનો શો ઉત્તર આપે? કિલ્લેદારના બાગમાં ખુન થાય અને ખુની પકડાય નહિ! એ તે શો ચમત્કાર? તે રાતે સત્ય વાત શી બની હતી? નાગોજીરાવ પોતાના ઘરમાંથી ક્યારે નીકળ્યો? બગીચા તરફ જતાં

તેને કોણે જોયો ? ખુન કરનાર મનુષ્યને બગીચા તરફ જતાં કિંવા ખુન કરીને પાછાં આવતાં કોઇએ જોયો છે કે નહિ ? એ સંબંધી કિલ્લા પરનું એક પણ માણુસ કશું બોલતું ન હતું. નાગોજીરાવના શરીરમાં જમૈયો ખોસેલો લોકોએ જોયો ન હોત તો સર્પદંશથી તેનું મૃત્યુ થયું હશે, એવુંજ સર્વના સમજવામાં આવ્યું હોત. પણ તેવી કલ્પના બીલકુલ અશક્ય હોવાથી કોણે જમૈયો માર્યો, તેનો યત્કિંચિત્ પણ પત્તો ચાર મહિના શોધ કર્યા છતાં લાગ્યો નહિ એ એક અત્યંત આશ્ચર્યની વાત છે, એવું સર્વે કહેવા લાગ્યાં.

પણ એટલાથી કમળાના મનને શી રીતે સંતોષ થાય ! જેમ જેમ લોકોને આશ્ચર્ય લાગવા માંડયું, તેમ તેમ ખુનીની શોધ કરવાનો વેગ કમળામાં વધતો ચાલ્યો. તે કાર્યમાંથી તેનું મન ફેરવવાનો તેના પિતાએ હવે જૂદોજ ઉપાય યોજ્યો. તેણે એક દિવસ કમળા સમક્ષ અત્યંત ક્રોધનો ડૅાળ કર્યો, અને આખો દિવસ તેને કોઇક ઉદ્યોગમાં ગુંથી રાખવાનો ક્રમ શરૂ કર્યો. કારણ એ હતું કે શરીરે કષ્ટ થવાથી તેના મનની વાતનું તેને કાંઇક વિસ્મરણ થશે. કમળાએ પિતાનો હુકમ પૂર્ણપણે પાળ્યો. પરિણામ એ આવ્યું કે, ઉદ્વેગથી ખવાઇ ગએલું તેનું શરીર અતિશય જીર્ણ થઇ ગયું. દિવસે દિવસે તેને તાવ આવવા લાગ્યો અને તે પથારીમાંજ પડી રહેવા લાગી. હવે પિતા છેક નિરાશ થયો. તેની સર્વ આશા લય પામી. તેને સર્વ જગત્ ભયંકર દેખાવા લાગ્યું. તે તેની પાસે જતો ત્યારે કમળા એકજ વિનતિ કરતી કે "હું મરૂં ત્યારે મને પણ તેજ ખાડીમાં ફેંકી દેજો, એટલે મને શાંતિ થશે."

બીજા ચૌદ પંદર દિવસ વીત્યા. કમળાને ક્ષય રોગનાં ચિહ્ન સ્પષ્ટ જણાવા લાગ્યાં. સેંકડો વૈદ્ય, હકીમ, મંત્રતંત્ર, અને ભુવા જતિ રામાજી પંતે કરી જોયા, પણ એ દુષ્ટ રોગ આગળ તેમનું કોઇનું શું ચાલે ? આખરે નાગોજીરાવના મરણ પછી બરાબર પાંચજ મહિને, તેજ તિથિએ, રાતે દશ વાગતાં કમળાએ પ્રાણ છોડયા ! તેની છેવટની ઇચ્છા તૃપ્ત કરવા માટે રામાજી પંતે બ્હીતાં બ્હીતાં એક વૃદ્ધ નોકરને સુચવ્યું, પણ તે અભિમાની પુરૂષ તે વાત શી રીતે કબૂલ કરે ?

## ( ૪ )

રામાજી પંતને આ સમયે આકાશ તૂટી પડવા જેવું થયું. વૃદ્ધાવસ્થામાં પાસે કોઇ સગું રહ્યું ન હતું. કમળા પર તેનો અત્યંત પ્રેમ હતો. વિશેષે કરીને પત્નીના મૃત્યુ પછી તો તેના સહવાસની આવશ્યકતા તેને ઘણીજ જણાવા લાગી હતી. તે આવી અકલ્પિત રીતે આ જગત્ છોડીને ચાલી જશે એવી કલ્પના પણ તેને ન હતી. તેજ કલ્પના ખરી ઠર્યા પછી તેના મનની સ્થિતિનું શું વર્ણન કરવું ? પાસેનાં માણસો તેને શી રીતે સંતોષ આપે ? તે સર્વ માણસો સાથે એવી સખ્તાઇથી વર્તતો હતો કે: કિલ્લા પર તેનો કોઇ મિત્રજ ન હતો. વળી હાલની સ્થિતિમાં તેને સંતોષ માની લેવાનું જે સ્થાન હતું, તથા જે સ્થાનનો ઉપયોગ કરી લેવાનો પ્રત્યેકે તેને ઉપદેશ પણ કર્યો હતો, તે માનાજીરાવ સંબંધીનો હતો પણ તેને માટે તેના મનમાંનો તિરસ્કાર હજી ગયો ન હતો. "દોરડું બળે પણ તેનો વળ રહે છે." એ વાત યાદ કરી સાંત્વન કરવા જનારાઓનું મ્હોં બંધ થઇ જતું. તે કહેતા કે: "કદાચ આપણે કાંઇ બોલ્યા, અને તે તેને ગમ્યું નહિ તો પછી કાયર થએલો કિલ્લેદાર શું કહેશે ? તેનો કાંઇ નિયમજ ન હતો, પછી કાદવમાં પત્થર નાંખી પોતાના શરીર પર કાદવ ઉરાડી લેવા કોણ જાય ?"

એ કારણથી કિલ્લા પર સેંકડો માણસો પાસે હોવા છતાં કિલ્લેદાર તદ્દન એકલા જેવોજ હતો. તેના મન પર ખેદની અત્યંત ગાઢ છાયા બેસી ગઇ હતી. પહેલાંની પેઠે કામકાજમાં તેનું લક્ષ્ય ચોંટતું ન હતું. કલાકોના કલાક સુધી તે પોતાના ગાદી તકીઆ પર બેસી આકાશ તરફ જોયાં કરતો, અથવા કોઇક વખત ફરવાની લ્હેર લાગતી તો રાત હો કિંવા દિવસ હો, સખત તડકો હો વા વરસાદ પડતો હો, તો પણ ગાંડાની પેઠે નકામો ભટકતો હતો. જમવાની વખતે આવે તો આવે, નહિ તો નહિ. ઉપવાસ પર ઉપવાસ અને તે પણ બબ્બે દિવસના સાથે ઉપવાસ થતા ! પ્રથમ મહિનો પંદર દિવસ તો તેના સંબંધમાં કોઇને આશ્ચર્ય જેવું લાગ્યું નહિ, પણ દિવસે દિવસે ઓછું થવાને બદલે તેનું ગાંડપણ વધવા લાગ્યું. ત્યારેજ લોકોને વિશેષ આશ્ચર્ય થયું. પછી તેણે પુરાણાદિ પુસ્તકો

વાંચવાની શરૂવાત કરી. જે કિલ્લેદારે કિલ્લા પર આવ્યા પછી કોઇ પણ પુસ્તકનું એક પાનું સુદ્ધાં ઉઘાડી જોયું ન હતું, તે કિલ્લેદાર હવે ધૂન લાગતાં પુસ્તકો વાંચવામાં રાત્રિ દિવસ ગાળવા લાગ્યો. એટલુંજ નહિ પણ વહાણાંથી રાત સુધી ત્રણ ત્રણ વખત સ્નાન કરી રામનામનો લાખો વાર જાપ કરવા બેઠેલો દૃષ્ટિગોચર થવા લાગ્યો. પોતાના ઇનામી ગામના ભજનિક લોકોને ખાસ સખ્તાઇથી કિલ્લા પર એકઠા કરી તેની પાસે પ્રહર પ્રહર ઘણે મોટે સાદે ભજનો ગવડાવી પોતે પણ અત્યંત શ્રદ્ધાથી તેમની સાથે કલાકોના કલાક ભજનોમાં ગાળવા લાગ્યો. તેણે કેટલાક દિવસ પર્યંત ઉપવાસ કરવાની શરૂવાત કરી. પણ એકાદ દિવસ કાંઇ પણ નિમિત્ત આવ્યું કે ઉપવાસ તદ્દન છોડીને ૫–૨૫ માણસોનું ભોજન બનાવવાનો હુકમ આપી, લોકોને સાથે લઇને જમવા બેસતો! એક વખતે તો ભર આષાઢમાં એકાદશીને દિવસેજ તેની ધૂન ફરી અને ૧૦–૨૦ બકરાંઓ મરાવીને ઘણું જંગી ભોજન તૈયાર કરાવ્યું તેથી બધા લોકોને ચિંતા થઇ પડી, કે હવે બધાંનો ઉપવાસ ભાગવાનો જ. ખરેખર તે દિવસે તેણે બધા પાસે યથેચ્છ ભોજન કરાવ્યું. એક વૃદ્ધ નોકર ઘણો ભજનિક હતો. જેણે કમળાની આખરની ઇચ્છા તૃપ્ત કરવાની વાત કાઢી હતી. તેણે ઉપવાસ ન ભાંગવા માટે વિશેષ હઠ બતાવી ત્યારે તેણે તેને એકદમ થાંભલા સાથે બાંધી ખૂબ ઝાડકી નાંખ્યો! અને તે બૂમો મારવા લાગ્યો, ત્યારે તેના મ્હોંમાં તેણે રાંધેલું અનાજ પોતાને હાથે જમાડયું! તે મ્હોં વડે એક સરખો બડબડાટ કરતો બોલ્યો કેઃ "લેતો જા, ઉપવાસ શેના તારા માથાના કરે છે! મારી કમળીને ખાડમાં ફેંકી દેવાનું કહેનાર તુંજ કેમ ડોસા?" એ શબ્દો સાંભળીને બધાંને અત્યંત બ્હીક લાગવા માંડી કે, "હવે અહીં આપણે શી રીતે રહેવું? આજે આવા સદ્‌ગુણશીલ વૃદ્ધ ઉપર આવો ભયંકર પ્રસંગ આવ્યો, તો કાલે કોના ઉપર કેવું સંકટ ગુજરશે તે કોણ જાણે?" તેમ છતાં મ્હોંમાંથી એક શબ્દ પણ કાઢવાની છાતી કોની ચાલે! સર્વે બેસી રહ્યા.

પુરાણાદિ પુસ્તકો, ભજનકિર્તન, જપ જાપ ઇત્યાદિ કૃત્રિમ ઉપાયોથી તેના મનની ચંચળતા ઓછી થતી ન હતી. એક દિવસ રામાજી પંતે પુરાણી

પુસ્તકો લઇને ગુસ્સામાં ને ગુસ્સામાં બધાં ફાડી તોડી ઉંડી ખાડમાં ફેંકી દીધાં! ત્યાર પછી તેની ધૂન બીજી દિશા તરફ વળી! બાળ બચ્ચાં રમતાં હોય તેમાં જઇને બેસવું અને તેમની સાથે રમવામાં વખત ગુમાવવો. તેમને એકઠાં કરવા માટે પોતાની પાસે હમેશાં સાકર, બદામ વગેરે ખાવાના પદાર્થો રાખવાનું તેણે શરૂ કર્યું. બાળકોને શું? ખાવાનું મળે છે એવું જાણ્યા પછી તેમનાં ટોળેટોળાં તેની આજુબાજુ એકઠાં થવા લાગ્યાં. તેમની સાથે તેણે નાચવું, ગેલ કરવા અને તેમની રમતમાં શામેલ થવું. તેમને પોતાના ખભા ઉપર ખુશીથી બેસાડવાં વગેરે કાર્ય શરૂ કર્યું! બાળકો પણ થોડાજ વખતમાં એટલાં ધૈર્યશીલ બન્યાં કે, તે જ્યાં હોય ત્યાંથી—પછી તે ઘરના ખૂણામાં હોય તો ત્યાંથી પણ—તેને શોધી કાઢતાં અને ખાવાના માટે હઠ લઈ બેસતાં. ગાંડો કિલ્લેદાર તેમની હઠ પૂરી કર્યા સિવાય રહેતો નહિ.

ચોમાસાનો દિવસ હતો. ગયા વર્ષના તેજ દિવસોમાં કિલ્લેદાર બે મહિના સાંધા રહેવાથી પથારીએ પડયો હતો, એનું તેને હમણાં સ્મરણ થવા લાગ્યું. કારણ કે સાંધાઓમાં કળતર થવાની હમણાજ થોડી થોડી શરૂવાત થઈ હતી. "ગયે વર્ષે હું સાંધા રહેવાથી માંદો પડયો હતો ત્યારે કમળીએ કેવા ઉત્તમ પ્રકારે મ્હારી સુશ્રૂષા કરી હતી?" વગેરે કિલ્લેદારને ઉપરાચાપરી યાદ આવવા લાગ્યું. તેની સાથેજ નાગોજીરાવની મૂર્તિ પણ નેત્ર આગળ તરી ન આવે એ કેવળ અશક્યજ હતું. પૂર્વના સર્વ દિવસો એવી રીતે નેત્ર આગળ જણાવા લાગ્યા. સાથે પુનઃ તેના જીવની ચંચળતા શરૂ થઈ. તે હવે પગલે પગલે ખંચાવા લાગ્યો. અંધારામાં જતાં બ્હીવા લાગ્યો. કોઈ પણ સ્થળે જરા કાંઇક ખખડયું કે તે સાંભળી કા'વરો બ્હાવરો થવા લાગ્યો, તથા પોતાના મન સાથે બબડવા લાગ્યો. પ્રથમ પ્રથમ તો તે રામ નામનો ઉચ્ચાર કરતો હશે એવું લોકોને લાગતું હતું, પણ આગળ જતાં તે કલ્પના ધીમે ધીમે ખોટી ઠરી. અમાવાસ્યાના સુમારે નાગોજીરાવનું ખૂન થયું હતું, તેવી અમાવાસ્યાની પાસેની એક અંધારી ઘોર રાત્રિ આવી એટલે તે અત્યંત ગભરાવા લાગ્યો. અહીં અફજુલખાનના સૈન્યની દાણાદાણ થયા પછી મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજના લોકોની હમેશાં જવા આવવાની ધમાલ ચાલુ

થઇ હતી, તેની બાતમી વારંવાર ખેળણા પર આવતી હતી. એવી કાંઇ નવી બાતમી આવે એટલે કિલ્લેદાર ઘણોજ ભયભીત થતો અને કંપારી આવી હોય એમ થરથર ધ્રુજતો દેખાતો, પણ તેને સંધિવા હોવાને લીધે તેના હાથ પગમાં કંપ છૂટયા હશે કે શું? એ કહેવું કઠિણ થઇ પડતું હતું. તેના એકંદર વર્તન ઉપરથી હવે તે પહેલાંનો કિલ્લેદાર રહ્યો નથી. નક્કી તેનું ચિત્ત ભ્રમિત થયું છે, એવી સર્વની ખાત્રી થઇ હતી, અને તે દિવસે દિવસે દઢ થતી ચાલી. તેનો બડબડાટ હવે જોસબંધ શરૂ થયો. તે જે બોલતો તે પાસે દેખાતી વસ્તુ સ્થિતિ સંબંધી ન હોઇ એકાદ ગાંડા માણ-સની પેઠે બરાડવા જેવું હતું એવી લોકોની ખાતરી થઈ. આ સર્વ પ્રકાર જોઈ કિલ્લા પરના ઘણા લોકોને તેની દયા આવી.

આ પ્રમાણે કેટલાક દિવસો વીતી ગયા. નાગોજીરાવના મૃત્યુને એક વર્ષ પૂરૂં થવાનો સમય આવ્યો. રાત્રિ તદ્દન અંધકારમય થવા લાગી. રામાજી પંત પોતાના મકાનમાંથી ઘણે ભાગે દિવસે પણ બહાર જતો નહિ. હવે તેનું ચિત્ત પૂરેપૂરૂં ભ્રમિત થયું હતું. તો પણ તે લોકો આગળ જણાવવું નહિ અને એકાંતમાં પડયા રહેવું, એવી સમજણ તેના મગજમાં ઉત્પન્ન થઇ હતી. પોતાની પાસે કોઇને પણ આવવા દેવું નહિ, એવો તેણે પહેરા પર સખ્ત હુકમ આપી દીધો હતો. ફક્ત જાનબા સિવાય બીજો કોઇ માણસ તેની પાસે ઘણું ખરૂં જતોજ નહિ. માત્ર તેની પાસે ખાવાનું ખાવાને ચેંધેલાં છોકરાઓ પાછળની બાજુએથી મકાનમાં ભરાઇ, તે બેઠો હોય ત્યાં દીવાનખાનામાં ધીમે રહી ફાટમાંથી તે ન જાણે તેમ કોઇ કોઇ વાર જોતાં હતાં. એક દિવસ બે ચાર છોકરાઓ ગુપચુપ અંદર જઇ આવ્યાં. તેઓ કહેવા લાગ્યાં કેઃ " કિલ્લેદારે પોતાના હાથ પગ એકાદ કેદી પ્રમાણે બાંધ્યા હતા અને તે ગાદી તકીઆ સામે આરોપી માણસ પ્રમાણે ઉભા રહ્યા હતા, તથા વારંવાર ગાદી આગળ સાષ્ટાંગ નમસ્કાર કરી કહેતા કેઃ " મહારાજ, હું મહાન અપરાધી છું. મારા જેવો દુષ્ટ માણસ તમને ક્યાંએ મળવાનો નથી." છોકરાંઓનું એ કહેવું પ્રથમતો કોઇને પણ ખરૂં લાગ્યું નહિ, પણ ત્રણ ચાર છોકરાઓ એજ પ્રમાણે તેનું ઉત્તમ રીતે વર્ણન કરી કહેવા

લાગ્યા કે: " એ કાંઇ નવીન પ્રકાર છે. " એ સાંભળી તે પ્રકાર જોવાની તેમને ઇચ્છા થઇ. બે ચાર વખત પ્રયત્ન કર્યા છતાં તે પ્રકાર જણાયો નહિ.

એક દિવસ રાત્રે બાર વાગ્યાને સુમારે રામાજી પંતના દીવાનખાનામાં દરરોજ કરતાં ઘણુંજ અજવાળું જણાવા લાગ્યું, અને ત્યાં કોઈ ઘણે મોટેથી બોલે છે એવું સંભળાવા લાગ્યું. એટલે વૃદ્ધ નોકર જાનબા તથા બે ચાર તેવાજ નોકરો, હિમ્મત રાખી બારણાંની ફાટમાંથી જોવા લાગ્યા. તે સમયે છોકરાંઓએ કહેલો વિલક્ષણ પ્રકાર તેમની નજરે પડયો. રામાજી પંતની બેઠક પાસે કાગળ પત્રો પડેલા હતા. પાંચ પાંચ દીવેટો સળગાવેલી દીવીઓ બળતી હતી. કિલ્લેદાર માથે મરાઠાશાહી પાઘડી બાંધી હાથમાં તલવાર લઈ રૉફથી મુખ્ય સ્થાને બેસી અતિ ગંભીર ચહેરાથી પોતાની સંમુખ જાણે હાથ જોડી ઉભા રહેલા માણસને મોટેથી ધમકીના સ્વરથી નીચે પ્રમાણે કહે છેઃ—

" રામાજી પંત, પંચનો અભિપ્રાય એવો છે, કે તમે નાગોજીરાવ સાવંતની પીઠમાં પાછળથી બાયલા પ્રમાણે જઈ, ખંજર ખોસી ખૂન કર્યું. એ ઘોર અપરાધ માટે તમને દેહાંત શાસન કેમ ન કરવું એનું કાંઈ કારણ તમે કહેશો કે ? "

પછી થોડો સમય સ્તબ્ધ રહી લક્ષપૂર્વક સાંભળ્યા જેવું કરી તે પોતેજ પુનઃ બોલતો કેઃ—

" તમે ગુન્હો કબૂલ કર્યો એ ઘણી સારી વાત છે. તમારો અપરાધ અઘોર છે, નાગોજીરાવે તમારો બીલકુલ અપરાધ કર્યો નહોતો, તે પ્રેમથી પોતાના પ્રેમી માણસની વાટ જોતો હતો. પ્રેમની ધૂનમાં તેને બીજું કશું ભાન નહોતું. તેની એવી સ્થિતિમાં તમે વિના કારણે નીચપણાની હદ કરી. એ ગુન્હાની વાસ્તવિક શિક્ષા એ છે કેઃ તમને જીવતાં બાળી દેવા, પણ પરમેશ્વરે હમણાંજ તમારી પુત્રીના મૃત્યુરૂપે તમને સખ્ત શિક્ષા કરી છે. એટલે હું જરા ઓછી શિક્ષા કરૂં છું. જે ટેકરી નીચે તમે તેનું પ્રેત ફેંકી દીધું છે, તેજ ટેકરી પરથી તમને જીવતાં ધકેલી દેવાની શિક્ષા કરવામાં આવે છે. "

એક ન્યાયાધિશની પેઠે એટલા શબ્દો બોલી કિલ્લેદાર એકદમ સિંહાસનથી નીચે ગબડી પડયો, અને બેશુદ્ધ થયો. બહાર ઉભેલા નોકરો એકદમ અંદર ગયા અને તેને સાવધ કરવાનો ઉદ્યોગ કર્યો. થોડે વખતે તે સાવધ થયો, ત્યાર પછી તેને તેની ઓરડીમાં લઈ જઈ સુવાડયો.

બીજે દિવસે ઉપરની હકીકત ધીમે ધીમે બહાર ફૂટી. સંધ્યાકાળ સુધીમાં તો છોકરાંઓ સુધી પણ પહોંચી. આ ચમત્કારિક ગાંડાઇનો અર્થ શું ? એ પ્રશ્ન સર્વના મુખમાંથી ઉદ્દભવવા લાગ્યો. જાનબાને સર્વે મનુષ્યો વિનવિને પૂછવા લાગ્યા, ત્યારે જાનબાએ હળવે હળવે મ્હોં ઉઘાડયું. તે કહેવા લાગ્યો કેઃ "કમળાની તથા નાગોજીરાવ વચ્ચેની મુલાકાત મ્હારી મદદથી થઈ હતી. તેમનાં લગ્ન થવાનાં હતાં, એ મ્હારી ખાત્રી હતી. પણ પછી કિલ્લેદારને નાગોજીરાવ પર ગુસ્સો આવવાથી બધી વાત બગડી ગઇ. હું વચમાં છું એવું જો કિલ્લેદાર બીજા પાસેથી જાણે, તો તે મારાં જડમૂળ ખણી કાઢે, એ બ્હીકથી તે ગુપ્ત બનાવ મ્હેં કોઇને પણ કહ્યો નહોતો. કિલ્લેદારે મને ફક્ત એટલુંજ કહ્યું હતું કેઃ "તું આજ રાતે માથું દુઃખવાનું બ્હાનું કરી કમળાને તારી પાસે અગિઆર વાગ્યા સુધી બેસાડી મુકજે. એટલે નાગોજીરાવ સાથે તેની આજે મુલાકાત થશે નહિ. આગળનો વિચાર આગળ કરીશું. તેમના કહેવા પરથી મેં તાવ આવ્યાનો ઢોંગ કર્યો, અને કમળાને મ્હારી પાસે બેસાડી રાખી. નાગોજીરાવનું તે રાત્રે ખૂન થશે, એની મને કલ્પનાજ ન હતી. ત્યાર પછી મોડી રાત્રે કમળાએ એકાએક ચીચીઆરી પાડી ત્યારેજ મને બધું બરાબર સમજાયું, પણ એ કામ કોણે કર્યું, તે મને માલૂમ ન હતું, અને કિલ્લેદારે પોતે જાતે એ કૃત્ય કર્યું હશે એવી સ્વપ્નમાં પણ મને કલ્પના ન હતી !" વગેરે સર્વે હકીકત જાનબાએ પ્રસિદ્ધ કરી.

એ સાંભળી સર્વને ઘણોજ અચંબો લાગ્યો. હવે શું કરવું એ મોટો પ્રશ્ન થઇ પડયો. કિલ્લેદારજ ખૂની છે. વળી હવે તે ગાંડો થયેલો છે, એ વાત બિજાપુર નરેશને જાહેર કરવી જરૂરની હતી. પણ તે શી રીતે કહેવું ? કોણે કહેવું ? કયારે કહેવું ? આવી મનસ્વી ભાંજગડ ઉત્પન્ન થઇ.

વાંચક ! પણ એ દિવસમાંજ આ ભાંજગડ આપોઆપ ઓછી થઇ ગઈ. એક દિવસ પ્રાતઃકાળે ઉઠીને જોતાં જણાયું કે કિલ્લેદાર ગઢ ઉપર દષ્ટિએ પડતો નથી. રાત્રે પથારી પર સુવાના પણ ચિહ્ન જણાયાં નહિ. આખા ઘરમાં, અને કિલ્લામાં સઘળે શોધી વળવા છતાં બિલકુલ તેનો પત્તો મળ્યો નહિ. સર્વના મનમાં એવીજ કલ્પના આવી કેઃ "તે ટેકરી પરથી ને ગાંડાઇના જુસ્સામાં તેણે પડતું તો નહિ મૂક્યું હોય !" સર્વેએ ત્યાં જઈ તપાસ કરી. ત્યાંએ તેનો પત્તો લાગ્યો નહિ. છેવટે મકાનની પાછળના ભાગમાં તપાસ કરી. તો જે આંબાના વૃક્ષ નીચે તેણે નાગોજીરાવનું ખુન કર્યું હતું, તેજ વૃક્ષની એક ડાળી સાથે દોરડાંનો ફાંસો ઘાલી લટકતો રામાજી પંત કિલ્લેદાર સર્વની નજરે પડયો ! તેના પ્રાણ પંખી ઉડી જવાને દશ બાર કલાક વિત્યા હશે એમ સ્પષ્ટ જણાતું હતું. આ પ્રમાણે રામાજી પંત પોતેજ આરોપી બની, ન્યાયાધીશ બન્યો તથા પછીથી કસાઇનું કામ પણ તેણે પોતેજ કરી લીધું !

એ જોઇ કિલ્લા પર બધેજ ગોટાળો શરૂ થયો. પરમેશ્વરે યોગ્યજ કર્યું છે એમ સર્વ કહેવા લાગ્યાં. પણ એવો વિચાર કરવાની ઘણી ફુરસદ કિલ્લાપરના લોકોને મળી નહિ. એક વર્ષ થયાં ગાંડાઇને લીધે રામાજી પંતનો કિલ્લા પરનો સર્વ કારભાર, ઘણીજ મંદ ગતિએ ચાલતો હતો. પહેલાંના જેવો સખ્ત બંદોબસ્ત નહિ જેવો થઇ ગયો હતો. કોઇના પગના જોડા સુદ્ધાં રહેતા નહોતા. રામાજી પંતના મૃત્યુ પછીથી તો તદ્દન અંધેર ચાલતું હતું. એ સર્વ સમાચાર તેના પુત્ર માનાજીરાવે જાણ્યા ત્યારે તે એકે પગે તૈયાર થયો. તેણે શિવાજી મહારાજની પરવાનગી લઇ સૈન્ય સાથે કિલ્લા પર હલ્લો કર્યો. કિલ્લાના લોકોનો આગેવાન કોઇ ન હતો છતાં પણ તેમણે કિલ્લો ચાર દિવસ ટકાવી રાખ્યો. પણ છેવટે વીર માનાજીરાવે તે સર કરી શિવાજી મહારાજને ચરણે અર્પણ કર્યો. કિલ્લાનું વિશાળપણું જોઇ શ્રી શિવાજી મહારાજે તેનું જૂનું નામ બદલી **આ કિલ્લે વિશાલગઢ** પાડયું.





# ६ केवळ कर्तव्य माटेज !

કર્તવ્ય માટે હું અહીં આવ્યો,
અને કરીશ હું તે કોઈ પણ પ્રકારે;
સાધના કરીશ હું તેની અથવા,
દાન દઈશ આ દેહનું પણ તે માટે.

—વિવેકાનંદ.



શરદ્ ઋતુની રાત્રિ! નર્મદાનું પવિત્ર તીર, પછી પૂછવું જ શું? તે વેળાની અને તે સ્થળની નિરૂપમ સ્વર્ગીય શોભા, પ્રત્યક્ષ રૂદ્ર મૂર્તિને પણ શાંત કરવાને સમર્થ હતી. સોળે કળામાં ખિલેલા શરદ્ચંદ્રની જ્યોત્સ્નાના રસમાં સ્નાન કરતો, લીલાં વૃક્ષ વેલીથી છવાએલો તે પ્રદેશ, જાણે આનંદ સાગરમાંજ તરતો ન હોય, એમ દૃષ્ટિગોચર થતું હતું. મધુકરોની પેઠે ગુંજારવ કરતા, નર્મદાના શ્વેત સ્વચ્છ જળ પ્રવાહમાં, મધુર ગંધવાળા વાયુની મંદ લહરી વડે અસંખ્ય તરંગો ઉત્પન્ન થતાં, તેમાં આકાશમાં આમતેમ પ્રસરેલી તારારમણીઓના પ્રતિબિંબો સ્વેચ્છાપૂર્વક વિહાર કરતાં હતાં. આ સમયે નર્મદાનું પવિત્ર તીર અત્યંત શાન્ત, રમણીય અને આનંદમય દેખાતું હતું.

અનિમિષ નયનોએ આવાં નૈસર્ગિક સૌન્દર્યામૃતનું પાન કરતો એક યુવક જળ પ્રવાહની પાસેજ એક શિલા ઉપર બેઠો હતો. તેનું સુંદર અને તેજસ્વી મુખ મંડળ આશા, ઉત્સાહ અને હાસ્યના એક પછી એક પ્રકટ ભાવો કરતું હતું. પોતાના પ્રિય પાત્રના આગમનની રાહ જોતો, ભાવિ મનોરાજ્યના તર્કવિતર્કમાં ડૂબતો, તે કોઇ વિલાસી યુવક હોય, એમ જોનારને શંકા થતી હતી. પરંતુ નહિ, કઠણ પરિસ્થિતિમાં મોટો થઈ,

જુવાની અને વિશ્વ ઉદ્યાનમાં નવીનજ પ્રવેશેલો, સમરાંગણમાં વિલાસ કરતો, અને સામેજ દેખાતા ઉન્નતગિરિ શિખર ઉપર પોતાના બાહુબળ અને બુદ્ધિ-ચાતુર્યથી ચઢવાનો પ્રયત્ન કરતો તે કોઇ મરાઠો યુવક હતો. હમણાનો સમય શાન્તિ અને વાર્તાવિનોદનો છે, પરંતુ આ યુવકની વેળાનો કાળ તો ધામધૂમ અને સમરવિલાસનો હતો. તે કાળના ચિહ્ન રૂપ આ પ્રસંગે પણ તેની કમ્મરે તલવાર લટકતી હતી. શત્રુ સમૂહને ક્રૂર કાળ પ્રમાણે જણાતા શ્રીમંત બાજીરાવ પેશ્વા પોતાની વિસ્તીર્ણ સેનાસહ ઉપર જણાવેલાં સ્થળથી થોડે દૂર નર્મદાના કિનારા પર મુકામ કરી પડયા હતા. આપણો યુવક પણ તે સેનામાં એક નાનો સરખો નોકર હતો. શ્રીમંત બાજીરાવ સર્વના ઉપર દેખરેખ રાખતા હોવાને લીધે તેમને સદ્‌ગુણની કીંમત જલદીજ માલૂમ પડતી, અને સમય આવ્યે તેઓ તેની કીંમત આંકવા ચૂકતા નહિ. એજ કારણને લીધે આ મરાઠા યુવક અત્યારે શ્રીમંતનો કૃપાપાત્ર થએલો હોવાથી હાલમાં ચાલતા ઘોરસંગ્રામમાં પોતાની સ્વામીનિષ્ઠા, શૌર્ય અને બુદ્ધિચાતુર્ય શ્રીમંતને કેવી રીતે દર્શાવવાં તેના વિચારમાં નિમગ્ન હતો. તે વિચાર સાગ-રમાં ગોથાં ખાતો હોવાને લીધે સૃષ્ટિ પરની સ્વર્ગીય લીલા નિહાળવાનો તેને જરા પણ અવકાશ ન હતો. પરંતુ જ્યારે તેણે કંઇક નિશ્ચય કર્યો, અને ત્યાંથી ઉઠીને આનંદિત થતો પોતાના નિવાસસ્થાન તરફ વળવા જતો હતો તે વેળાએ પ્રકૃતિદેવીએ તત્કાળ તેનું મન હરણ કર્યું. તે પુનઃ એક પત્થર પર બેસી ઉત્સાહપૂર્ણ દૃષ્ટિએ અને આનંદપૂર્ણ ચિત્તે ચારે બાજુએ પ્રકૃતિની શોભા નિહાળવા લાગ્યો.

એટલામાં તે આશ્ચર્ય પામી બોલી ઉઠયોઃ "આ શું? આક્રંદ! અને તે પણ આવા પ્રસંગે! અફસોસ! ઓ નિષ્ઠુર કાળ! તું કોઇ અબ-ળાને ચિરવિરહિલ જ્વાળામાં બાળી તો મૂકતો નથી?" પરંતુ બીજીજ ક્ષણે, "નીચના હાથમાં સપડાઇ પોતાના પતિવ્રતના રક્ષણાર્થે તડફડતી કોઇ અબળાનું તો એ આક્રંદ નહિ હોય!" એવો વિચાર તેના મગજમાં આવ્યો, અને તેનો હાથ દુર્જન-ધ્વંસિની શમશેરની મૂઠ તરફ વળ્યો. તેના નેત્રોમાં રમી રહેલો પવિત્ર પ્રેમ અને મુખ મંડળ ઉપર ફરકતું મધુર હાસ્ય

ક્યાંએ અદ્દશ્ય થઇ ગયાં ! તેને બદલે તે સ્થાને ક્રોધની રક્ત છાયા જણાવા લાગી. તે સ્વસ્થ થયો અને જે બાજુએથી તે કરૂણ સ્વર આવતો હતો, તે દિશા તરફ ગયો અને વિશાળ વૃક્ષો, ઘનલતા કુંજ અને કાંટાવાળી ઝાડીમાંથી પોતાનો માર્ગ કાપવા લાગ્યો.

"નીચ–અધમો ! એક અબળાને છેતરવાનો પ્રપંચ ! અને તે પણ પ્રત્યક્ષ કાળની દાઢમાં !" પવનકંપિત લતા પ્રમાણે ભયથી કંપતી એક બાળા એક વૃક્ષના આધારે ઉભી હતી, અને તેની સામેજ ભભકાદાર પોશાકમાં સજ્જ થયેલો "મેરી પ્યારી માશુક" વગેરે શબ્દ સંબોધતો એક પઠાણ ઉભો હતો. તેની પાછળ થોડે દૂરથી આ કુતૂહલ નિહાળતાં, સાદાં પણ લશ્કરી કપડાં પહેરેલાં ત્રણ મનુષ્યો યુવકની નજરે પડયાં. આ કરૂણાજનક દશ્ય એકાએક મરાઠા યુવકની દષ્ટિએ પડતાંજ તેણે સિંહગર્જના કરી:—

"નીચ અધમો ! એક અબળાને દુઃખ દેવાનો પ્રપંચ અને તે પણ પ્રત્યક્ષ કાળની દાઢમાં !" યુવકના આ શબ્દ સાંભળી ખાનના સિપાઇઓ તો પોતાની જગ્યાએ ઠરીજ ગયા અને ખાન પણ બ્હીકનો માર્યો ચાર પગલાં પાછળ હઠી ગયો. એટલામાં હાથમાં નગ્ન તલવાર લઇ યુદ્ધદેવીનું આહ્વાન કરતી એક બાલમૂર્તિ તેની સામે આવી ઉભી. લઠ્ઠ અને તરૂણ ખાન આગળ આપણો કથાનાયક યુવક, ખરેખર દેહે અને વયે બાળકજ દેખાતો હતો. પરંતુ પરાક્રમમાં પણ તે બાળક હતો કે કેમ ? તે આપણે આગળ ઉપર જોઇશું.

"યા અલ્લાહ." પોતાની કાળી દાઢી ઉપર હાથ ફેરવતો અને યુવક તરફ હાસ્ય ભરેલી દષ્ટિએ જોતો ખાન બોલ્યો: "તુમતો દશ બરસકા બચ્ચા હૈં, મુરગીકે માફિક કાટ ડાલુંગા." "મૂર્ખ ! તાકાદ હોય તો તરવાર પકડ !" બાલિકા અને પઠાણની વચમાં ઉભા રહીને મરાઠા યુવકે ગર્જના કરી, યુવક તે નરાધમનો કંઠનાળ છેદવાને તૈયાર થયો હતો પરંતુ તેણે ખાનને પોતાની તલવાર ઉંચકવાનો અવકાશ આપ્યો. એકલ દોકલ અબળાને ત્રાસ આપનાર નરાધમને યમરાજા પાસે મોકલવામાં નીતિ અને મુહૂર્તની અપેક્ષા શા સારૂ કરવી ?

ક્ષણમાં તો શસ્ત્રો સાથે શસ્ત્રો અથડાયાં. તેનાથી થતા ધ્વનિ પ્રતિધ્વનિથી સર્વ શાન્ત પ્રદેશ ગાજી ઉઠયો. વીરોની ગર્જના વડે અને શસ્ત્રાઘાતથી થતા કઠોર ધ્વનિ વડે નિદ્રિત પક્ષીઓ પણ ભયગ્રસ્ત થઇ આમ તેમ દોડવા લાગ્યાં. બંને યુદ્ધમાં સરખાજ નિપુણ હતા. યુવકને રમતમાંજ જમીન ઉપર પાડવાની ખાનની ઇચ્છા હતી, પરંતુ બીજીજ ક્ષણે એવો પ્રસંગ પોતાના ઉપર ન આવે, એવું જણાતાં તેને પૂરેપૂરી હાથ ચાલાકી બતાવવાની જરૂર પડી. આ વેળાની પ્રત્યેક ક્ષણ મરાઠા યુવકને માટે મહત્ત્વની હતી. “ તે ત્રણે સિપાઇઓ તુરતજ પોતાના સ્વામીની મદદે આવશે, અને મારી સાથે અબળાના પતિવ્રતપણાનો પણ તેઓ અંત લાવશે. ” એવો વિચાર તેના મગજમાં ઘોળાયા કરતો હતો. એકે ઘાએ બે ટૂકડા ! પોતાનું સર્વ સામર્થ્ય અને હસ્ત કૌશલ્ય ઉપયોગમાં લઈ શસ્ત્રના એકજ પ્રહારે તે નરાધમને પરલોકમાં પહોંચાડી દેવો એટલોજ સુરક્ષિત માર્ગ તેને માટે રહ્યો હતો. શત્રુ પણ કાંઈ સામાન્ય ન હતો. યુદ્ધ કૌશલ્યમાં તે યુવકની બરાબરીઓ હતો. શરીરના આકારમાં, સામર્થ્યમાં અને અનુભવમાં તો તે અધિક શ્રેષ્ઠ હોય એમ સ્પષ્ટ જણાતું હતું. ગમે તેમ પણ સત્કાર્ય સિદ્ધ કરવાના હેતુને માટે મદોન્મત્ત થએલા મરાઠા યુવકે ફક્ત છેવટનો એક પ્રહાર પોતાના શત્રુ ઉપર કર્યો. તલવારનો ઘા વાગતાંજ ખાનના હાથ, અને શિર હવામાં દડાની પેઠે ઉડયા અને આશ્ચર્ય—ભીતિ વગેરે અનેક પ્રબળ મનોવિકારોથી મૂઢ બનેલી તે બાલિકાના ચરણ પાસે જઈ પડયા. સ્વામી સાથે સેવકોની આહૂતી પણ અતૃપ્ત વનદેવતાને જોઇતી હોય એમ જણાયું. કારણ આટલી વાર સુધી લોહ સ્તંભ પેઠે સ્થિર ઉભા રહેલા સેવકો, છંછેડાયલા સિંહની પેઠે ગર્જના કરી ત્રણે બાજુએથી મરાઠા તરૂણ ઉપર ટૂટી પડયા. પોતાના બલવાન અને શૂરવીર પ્રતિસ્પર્ધીને શસ્ત્રના એકજ પ્રહારે “ હતો ન હતો ” કરવામાં તે વીર યુવકના સર્વ સામર્થ્યનો વ્યય થયેલો હોવાથી તેની વજ્ર મુષ્ઠિ કાંઇક ઢીલી પડી હતી. તેને પુનઃ સુદૃઢ કરવાને માટે થોડા અવકાશની જરૂર હતી. તે ન મળતાં ત્રણે બાજુએથી સપડાએલો યુવક વિષમ પરિસ્થિતિમાં આવી પડયો પરંતુ આખરે તે વીર હતો. તેને એક અનાથ

અબળાની લજ્જાનું સંરક્ષણ કરવાનું હતું. આવી વેળાએ વિપરીત પરિસ્થિતિને વશ થઈ શું કરવું? બે બાજુના બે પ્રતિસ્પર્ધીઓને તો તેણે સફાઈથી પોતાનું શસ્ત્ર ચલાવી બે પગલાં પાછળ હઠાવ્યા, પરંતુ તેજ સમયે પાછળથી હલ્લો કરનાર નરાધમે પોતાની તલવાર વડે તેના જમણા ભુજદંડ ઉપર મોટો ઘા કર્યો. તલવારના પ્રહારથી એ પ્રતિસ્પર્ધીનો ડાબો હાથ તેણે કાંડાથી છૂટો કર્યો. પરંતુ દુર્દૈવે તેજ વેળાએ પહેલા સિપાઈએ લાગ મળવાથી તેના પગ ઉપર ભયંકર જખમ કર્યો. યુવકના હાથ તથા ડાબી જાંઘમાંથી લોહીની શેર ફુવારાની માફક ઉડવા લાગી. તેના હાથ ઢીલા પડયા હોય એવો તે બાલિકાને ભાસ થયો. સ્વરક્ષણ માટે નિરાશ થએલી તે બાલિકાના શરીરમાં આ વેળાએ અપૂર્વ વીર શ્રીએ સંચાર કર્યો, તથા પોતાના પગ પાસેજ ખાનના અપવિત્ર હાથમાં પડેલી તરવાર તેણે ઉંચકી લીધી. જે શસ્ત્ર વડે યુવકનું પવિત્ર શિર નિઃસંશય આકાશમાં ઉડાવી દીધું હોત તે યુવકને પાછળથી શસ્ત્રઘાત કરી જોનાર પઠાણને ઉદ્વેગથી કંઠસ્નાન કરાવ્યું, પરંતુ બીજીજ ક્ષણે તે વખતના ભયાનક દેખાવથી તેનું કોમળ હૃદય ભગ્ન થવાથી તે શક્તિહીન થઇ એકદમ નીચે બેઠી. ક્ષણ ભંગુર વીરશ્રી તે નરાધમની સાથેજ નષ્ટ થઇ અનૈસર્ગિક ભીરૂતાએ તેના ઉપર પોતાનો અમલ બેસાડયો. પરંતુ શસ્ત્રઘાતથી ઘાયલ અને રક્તસ્રાવથી શક્તિહીન થએલા તે યુવકને હજી પણ બે કાળદૂતો સાથે બાથ ભીડવાની હતી. આપણા યુવકનો છેવટનો અને વિદાયગીરીનો ઉપાય એ હતો કે સર્વે સામર્થ્ય એકઠું કરી એક ઘાએ બે ટૂકડા કરવા. એજ ઉપાયનો તેણે આ વખતે ફરી ઉપયોગ કર્યો, અને પોતાના બંને શત્રુને એકજ વખતે ધૂળ ભેગા કર્યા. પણ હાય ! તે બંનેજ ધૂળમાં ભેળાયા હતા ખરા કે ? નહિ.

પોતે એકલોજ ચાર પ્રબળ શત્રુઓ સાથે લડતો હોવાથી અને શરીરમાંનું ઘણું ખરૂં લોહી વહી ગયું હોવાથી તે યુવક અત્યંત શક્તિહીન થયો હતો. આવા પ્રસંગે તે આખરનો ઘા કરનાર કોઈ માનવી યુવક નહતો. તે મૂર્તિમંત વીરશ્રી, કિંવા પ્રત્યક્ષ પતિવ્રતપણુંજ લડતું હતું. અતિશય શ્રમથી પોતાના પ્રતિસ્પર્ધીઓ સાથે તે યુવક ભોંય પર નિશ્ચેષ્ટ પડયો. આ

વખતે તે અભાગી બાલિકાના મનની કેવી સ્થિતિ થઇ હશે વારૂ ! એક ભયંકર ચીસ પાડી દોડતી તે યુવક પાસે આવી, અને પ્રેતવત્ પડેલા વીરમણિ પાસે આવી આક્રંદ કરવા લાગી. પરંતુ બીજીજ ક્ષણે તે નર્મદાના પવિત્ર પ્રવાહ તરફ દોડી ગઇ. પોતાનો પાલવ જળમાં પલાળ્યો, પછી યુવક તરફ પુનઃ આવી તેમાંનું જળ તેના મુખપર નીચોવ્યું, અને માથા પર સિંચન કર્યું. પોતાની કંચુકિની પટ્ટીઓ બનાવી જળમાં ભીંજવી યુવકની જાંઘ ઉપરના જખમ પર પોતાના ધ્રુજતા હાથે જેમ તેમ બાંધી તેનું માથુ પોતાના ખોળામાં લઇ તેના બાહુ પરના જખમો બાંધી તેણે ફરીથી યુવકના મુખમાં પોતાના વસ્ત્રમાંનું પાણી નીચોવ્યું, અને માથા પર પણ છાંટયું. પછી પોતાના વસ્ત્રના છેડાએ તેને પવન નાંખતી, વારંવાર તેના નિસ્તેજ મુખ તરફ જોતી બાલિકા હૃદયદ્રાવક આક્રંદ કરવા લાગી. કેટલીક વારે યુવકે કિંચિત્ માથું હલાવ્યું. શ્વાસોશ્વાસ ચાલતો જણાયો. ધીમે ધીમે તેણે આંખો ઉઘાડી ઉંચું જોયું. "દુસ્મનો નાશી ગયા કે ?" નહિ ભાઇ ! તે બધા ધૂળ ફાકતા પડયા છે !" બાલિકા તે પ્રેતો તરફ તિરસ્કારપૂર્વક જોઇ બોલી. પરંતુ ફરીથી તેનો કંઠ રૂંધાઇ આવ્યો. રડતે સ્વરે તે બોલીઃ "ભાઈ, આ અભાગિણીને માટે આપે આટલું બધું સાહસ કેમ વ્હોર્યું ? પ્રભો, આટલા માટેજ મને જન્મ આપી મોટી કરી છે કે ? ભાઇ, મારા પ્રિય ભાઇ, આ અજાણી, અનાથ ભગિની માટે તમે તમારા જીવને જોખમમાં નાંખ્યો ! ભાઇ, કેવળ મારે માટેજ !" હવે સારી રીતે સાવધ થએલા યુવકનું મુખ પંપાળી, તેના વિશાળ કપાળ ઉપર ઉષ્ણ અશ્રુબિન્દુ ઢાળી બાલિકા રડતી રડતી બોલીઃ "કેવળ મારે માટેજ........" "નહિ, નહિ પ્રિય ભગિની ! કેવળ કર્તવ્ય માટેજ !" મરણ પથારીએ પડેલો યુવક સિંહ ગર્જના કરી બોલ્યોઃ **"કેવળ કર્તવ્ય માટેજ !"**

**હા. કર્તવ્ય માટેજ ! વીરપુત્ર ! કેવળ કર્તવ્ય માટેજ !** આ અત્યંત ગંભીર શબ્દ સામેની ધીચ ઝાડીમાંથી નીકળ્યા. તેજ ક્ષણે એક ભવ્ય અને રમ્ય રાજમૂર્તિ તે બાલિકા સમક્ષ આવી ઉભી રહી. રાત્રિના શાન્ત અને આનંદપ્રદ સમયે નર્મદા કાંઠે વિચારમાં મગ્ન થઇ ફરતા એક

શ્રીમંત પેશ્વાના કાન ઉપર બાલિકાનો કરૂણધ્વનિ ગયો. તેની તપાસ કરવા ખુદ તેઓ તેમનો શોધ કરતા ત્યાં આવી પહોંચ્યા. બાલિકા રડતી બંધ થઇ ઉભાં થવાના વિચારમાં હતી, પરંતુ યુવકનું માથું જમીન પર મૂકવાની તેની હિંમત ચાલી નહિ.

"પુત્રી ! બેસી રહે !" એમ કહી પેશ્વા સરકારે પોતાનો કસબી ફેંટો કાઢી યુવકના માથા નીચે મૂક્યો, અને કમરનું શેલું નર્મદાના જળમાં પલાળી આણ્યું, અને **"કેવળ કર્તવ્ય માટેજ"** એ શબ્દો મેઘગર્જનાની પેઠે ઉચ્ચારી મૂર્છિત થએલા યુવકના મુખમાં પુનઃ પાણી રેડી માથા પર પણ છાંટયું. જખમો સાફ લૂછીને શેલાના કટકા વડે પોતે જાતે મજબૂત પાટા બાંધ્યા, અને યુવકના મુખ તરફ ચિંતાયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યા. યુવકે પુનઃ આંખો ઉઘાડી બાલિકા તરફ અને શ્રીમંત તરફ જોયું. થોડી વાર પહેલાં પત્થરના કટકા ઉપર બેસીને ભાવિકાલનું નિરીક્ષણ કરતી વખતે ઝળકતું હતું તેવુંજ મધુર હાસ્ય–પુનઃ એક વાર તેના મુખ ઉપર ઝળક્યું.

"**કેવળ કર્તવ્ય માટેજ !** પુત્ર ! આજ તેં તારા દેહનું સાર્થક કરી લીધું છે." એવું બોલતાં શ્રીમંતની આંખનાં પ્રેમાશ્રુ યુવકના દેહ ઉપર પડયાં. "રા...મ..." બોલી યુવકે પ્રાણ છોડયા. અહા ! એ **કેવળ કર્તવ્ય માટેજ !**

* * * *

દંતકથા આ યુવકને અને એ પ્રસંગને વીસરી ગઇ છે. હવે ઇતિહાસમાં આ કથા સાંભળવામાં આવતી નથી, પરંતુ કાળના અમર્યાદ મ્યુઝિયમમાં–અજબખાનાંમાં–આ પ્રસંગનું અત્યંત સુંદર, પરંતુ ગંભીર અને હૃદયદ્રાવક ચિત્ર આજે પણ લટકે છે !





## ૭ સમયની બલિહારી.



શ્રી શિવાજી મહારાજનો રાજ–સમય. મહારાષ્ટ્રના ભાગ્ય રવિનો ઉદયકાળ. એ રવિનાં કોમળ કિરણો હાલમાંજ મહારાષ્ટ્ર–ભૂ ક્ષિતિજ પર પડવા લાગ્યાં હતાં. આજ સુધી જુલ્મ સહન કરતા આવેલા હિંદુઓ, મોગલોએ ભ્રષ્ટ કરેલાં દેવાલયોમાંના ખીજવાએલા દેવભક્તો, અને ગૌમાતાના વધને લીધે ચિઢાઇ ગએલા મરાઠાઓ, એ સર્વ મહારાજે આરંભેલા મહત્ કાર્યને પોતપોતાથી બને તેટલી મદદ કરવા લાગ્યા હતા. વહેતી નદીના પ્રબળ પ્રવાહ પ્રમાણે મહારાજનું લશ્કર વધતું જતું હતું, તે પરથી થોડાજ વખતમાં મરાઠાઓનો પ્રતાપસૂર્ય પોતાના પ્રચંડ પ્રકાશ વડે સર્વ મહારાષ્ટ્રને તેજોમય કરી દેશે એવું અનુમાન થતું હતું, એટલામાં તે બાલરવિને ઢાંકી દેવા માટે આકાશમાં ચારે બાજુએ કાળાં વાદળાં એકઠાં થવા લાગ્યાં હતાં. મોગલ પાદશાહ ઔરંગજેબે પોતાના બલવાન સરદાર સાહિસ્તખાનને દક્ષિણમાં મરાઠાઓના બંદોબસ્ત માટે મોકલી આપ્યો હતો. તેની સેનારૂપી સમુદ્રના પર્વત જેટલે ઉંચે ઉછળતાં મોજાંઓથી સમસ્ત મહારાષ્ટ્ર તણાઇ જશે કે શું એવો સર્વને ભય રહેતો હતો!

### તારાબાઈની શોધ.

ચાકણના કિલ્લા ઉપર આથમી જતા સૂર્યનાં ઝાંખાં રાતાં કિરણો પડતાં હતાં; પરંતુ તળેટીમાં આવેલા એક નાનકડા ગામમાં ઘણુંજ અંધારૂં છવાઇ રહ્યું હતું. ગામના નાનાં નાનાં ઘરોમાં દીવા થવા લાગ્યા હતા. પોલીસગેટ ઉપરના કેટલાક લોકો મોટા આવેશથી ગપ્પા મારતા બેઠા હતા, તોપણ તેમાંનો કોઈ પણ હથીઆર વિનાનો દેખાતો નહોતો. ગામમાં ઠેકઠેકાણે જુવાનીઆઓ લડાઈની તૈયારી કરતા દેખાતા હતા. કોઇ પોતાના ભાલા, તલવારો વગેરે સાફ કરવામાં ગુંથાએલા હતા; તો કોઇ પટાના બે હાથ

ફેરવી જોતા હતા. બધાને મોઢે સાહિસ્તખાન અને મોગલનોજ વિષય હતો.

થોડી વારે પટેલ પોલીસચોટ ઉપરથી ઉઠયા, અને "મોગલો આજકાલમાં જરૂર આવવાનાજ." એમ કહી ઘર તરફ આવવા નીકળ્યા. આ વખતે ઘણુંજ અંધારૂં હતું. તેથી તેની સાથે એક સિપાઈ હાથમાં મશાલ લઇ ચાલવા લાગ્યો. ઘેર આવતાંજ પટેલ સાહેબે છોકરાને પ્રશ્ન પૂછયોઃ "કેમ? યેસાજી! તારાબાઇ હજી આવ્યાં કે નહિ?

"ના, નથી આવ્યાં." યેસાજીએ જવાબ આપ્યો, અને તુરતજ પોતાના ઘોડા ઉપર જીન નાખવાનું કહી તેણે ઉતાવળથી પોતાનો યુદ્ધનો પોષાક ચઢાવ્યો, અને બોલ્યોઃ "પિતાજી! મોગલ સાત માઇલ ઉપર છાવણી નાખી પડયા છે, અને તારાબાઇનો તો હજુ પત્તોજ નથી, એ કંઇ ઠીક નહિ, જો કિલ્લેદારને ઘેર તે સહીસલામત ન પહોંચે તો તેમણે આપણા ઉપર મુકેલો ભરોસો શા કામનો?"

પટેલ સાહેબ જરા વિચાર કરી બોલ્યાઃ "ઠીક, યેસુ! તું હવે શું કરવા ધારે છે?" "હું જઇશ અને તારાબાઇને લીધા સિવાય આવીશ નહિ." "તો પછી સાંભળ. બીજા ચાર પાંચ માણસો વધારે લઇ જા."

થોડી વારમાંજ યેસુ અને બીજા ચાર પાંચ શિલેદારો, ઘોડાઓ દોડાવતા ગામ બહાર નીકળી પડયા, તેમણે મોગલ છાવણીનો રસ્તો પકડયો.

### છુટકો.

ચાકણના રસ્તા ઉપર ગાઢ અંધારૂં થયું હતું. આકાશમાં ચળકતા અનંત તારાઓનો પ્રકાશ બે તરફ ગીચ ઝાડી હોવાથી તે રસ્તા ઉપર પડતો નહોતો. બધે શાંતિ હતી. પવનથી થતો ઝાડનાં પાંદડાંનો ખડખડ અવાજ અને આપણા શિલેદારના ઘોડાઓના પાવડાનો અવાજ એ બે સિવાય ત્યાં બીજો કોઇ પણ અવાજ થતો નહોતો.

અમારો શિલેદાર લગભગ ૨૨—૨૩ વરસનો હતો. તેની મુખમુદ્રા ગંભીર અને આંખો તેજસ્વી હતી. પગમાં સુરવાળ અને ઉપર અંગરખો હતો. માથે મંડીલ બાંધ્યું હતું. કમરપટામાં એક તરવાર ભેરવી હતી. ખાંધે બંદુક અને હાથમાં ભાલો હતો, તો પણ તેણે ઘોડાની ગતિ ઓછી કરી નહોતી.

"મને કિલ્લામાં દાખલ કરશે કે નહિ ? હું મરાઠો અને યવનોનો કટ્ટો શત્રુ છતાં આજે કદાચિત મહારાજનાં માણસો મારા ઉપર વિશ્વાસ રાખશે કે નહિ ? કદાચિત્ મને તેઓ મોગલ તરફનો જાસુસજ જાણશે તો ? શિવ ! શિવ ! એનું કારણ અમારા જેવા ચાડીયા મરાઠાઓજ ! અમેજ હજુ એશઆરામમાં પડી રહી તુચ્છ આત્મજીવિતની લાલસાથી આજે પણ મોગલોની સેવા કરીએ છીએ ! અરે એટલુંજ નહિ પણ પ્રત્યક્ષ પોતાનાજ ભાઇઓને પોતાનાજ ભાલાનો ભોગ આપવામાં આઘું પાછું જોતા નથી ! હું ઔરંગઝેબના થાણુદારનો પુત્ર છું એવું હું મારે મોઢે તેમને શી રીતે કહી શકું ? " આમ વિચારમાં એક પછી એક ગાઉના ગાઉ જવા લાગ્યા, અને મોગલોની છાવણી પણ એક ગાઉ પાછળ રહી ગઇ ! એટલામાં રસ્તાના એક ખાંચામાં કોઇ મનુષ્યો વચ્ચે ચકમક ઝરી રહી છે એવું તેના જોવામાં આવ્યું. તુરતજ ઘોડાને એડી મારી તે ઠેકાણે આવ્યો અને જુએ છે તો એક મ્યાનો પડેલો છે. અંદરથી એક જુવાન યુવતી પોતાનું મોઢું બહાર કાઢી ગરીબડે ચ્હેરે બહાર જોતી હતી. મ્યાનો ઉંચકનાર કોઇ દેખાતા નહોતા. પાડોશમાં એક બે જુવાન મરાઠા શિલેદારો જખમી થઇ પડયા હતા અને એક બહાદુર યોદ્ધો અત્યાર સુધી ધીરજથી એકલોજ પોતાના ત્રણ ચાર શત્રુ સાથે લડતો હતો. તેના શત્રુ બે ત્રણ મુસલમાન ઘોડેસ્વાર હતા. તેમનો આગેવાનજ તેમનો સરદાર હોય એમ દેખાતું હતું. મ્યાના આગળ આવી અંદરની યુવતીને બહાર કાઢવાના વિચારમાં પડયો હતો. યુવતીને જોરથી બહાર કાઢવા જતો હતો એટલામાંજ આપણા શિલેદારનો તીક્ષ્ણ ભાલો એકદમ તેની ડોકમાં ભોંકાયો. અને "યા અલ્લાહ ! તોબા ! તોબા !" કરતો તે એકદમ પૃથ્વી પર પડયો. પોતાના આગેવાનની એ સ્થિતિ જોતાંજ સ્વારોએ નવા આવેલા શત્રુ ઉપર એકદમ ધસારો કર્યો. પરંતુ તેમાંનો એક તુરતજ પોતાના આગેવાન પાસે યમસદન પહોંચી ગયો. આ ચકમકમાં બાકી રહેલા મરાઠા સ્વારમાંનો પણ એક જખમી થયો. પોતાના સોબતીની એવી દશા જોઇ બાકી રહેલા બે સ્વારોએ છાવણી તરફ પોબારા કર્યા. તે જોઇ ઝાડીમાં સંતાઇ રહેલા મ્યાનાના વાહકો બહાર આવ્યા. મ્યાનો ઉંચકાવી

આપણો શિલેદાર યુવતીને સંતોષકારક શબ્દો કહેતો, અને તેની હકીકત પૂછતો તેની સાથે ચાલવા લાગ્યો.

થોડી વારે પાંચ સાત ઘોડેસ્વારોને તેણે પોતાની તરફ દોડતા આવતા જોયા એટલે પોતાનો ભાલો સંભાળ્યો, પણ તેઓ પાસે આવતાંજ મરાઠા છે એમ તેને જણાયું. તે સ્વારો એટલે યેસાજી અને તેના મિત્રોજ હતા. આનાકાનીની યુવતીએ પોતાની સઘળી હકીકત યેસાજીને કહી સંભળાવી. તે સંભળાવતી વખતે પોતાની કૃતજ્ઞ અને પ્રેમાળ દૃષ્ટિથી તેણે સૂર્યાજીને તેના શ્રમનો ખરો બદલો વાળી આપ્યો! એક બે જખમી થએલા સ્વારોને તેમની વ્યવસ્થા કરવા માટે મોકલી આપી તુરતજ સર્વ મનુષ્યો ચાકણના કિલ્લા તરફ વળ્યા.

## ઘેરો પડયો.

મધ્ય રાત્રિનો સમય થયો હતો, ચાકણના કિલ્લેદાર ફિરંગોજી નરસાળે બધા બુરૂજો અને ચોકીઓ ઉપર ફરી પોતાનો બંદોબસ્ત કરતો હતો. સર્વ બુરૂજો ઉપરની તોપો પહોળાં મ્હોડાં કરી શત્રુની રાહ જોતી હતી. સર્વ સિપાહીઓના ભાલા શત્રુનું લોહી પીવા ઉત્સુક થઇ રહેલા દેખાતા હતા. સ્વામી કાર્ય કરવાની તક મળવાથી બધાના મોં ઉપર એક પ્રકારનો ઉત્સાહ ફરકી રહ્યો હતો. તળેટીના ગામનાં બધાં માણસો આજે કિલ્લા ઉપર આવવા લાગ્યાં હતાં. કિલ્લાની તપાસણી કરી કિલ્લેદાર પોતાને સ્થાને પાછા ફર્યા. તે વખતે ચોકી ઉપરના પહેરેગીરે મુજરો કરી કહ્યું: “બ્હેન સાહેબ હજુ આવ્યાં નથી.”

એ સાંભળતાંજ કિલ્લેદાર એકદમ વિચારમાં પડયા. કારણ તેમણે પોતાની પુત્રી તારાબાઇને માત્ર બેજ ગાઉ ઉપર આવેલા ગામમાંથી લઇ આવવા માટે આજે બપોરેજ પટેલને કહ્યું હતું. તે હજી આવી નહિ તેથી પટેલ જરા ફિકરમાં પડયા. એટલામાં સૂર્યાજી અને યેસાજી વગરે બહાદુરો તારાબાઇ સાથે અંદર દાખલ થયા. રસ્તામાં બનેલી સર્વ હકીકત તારાબાઇએ પોતાના પિતાને કહી દીધી. કેટલાક પ્રશ્નોત્તર થયા પછી તેમણે સૂર્યાજીને પૂછયું: “આપ કોણ છો?”

"હું શિવાજી મહારાજના કાર્ય માટે દેહ અર્પણ કરવાનો નિશ્ચય કરી ઘર–બહાર પડેલા ઔરંગઝેબ પાદશાહના થાણુદારનો પુત્ર છું. મારૂં નામ સૂર્યાજી."

"સૂર્યાજી ! મારી પુત્રીનું રક્ષણ કરી તમે મારા પર અનહદ ઉપકાર કર્યા છે. તેનો બદલો મારાથી કદાપિ આપી શકાશે નહિ. હું આપનો આ જન્મ પર્યંત ઋણી છું. પણ સૂર્યાજી ! આવતી કાલે મોગલો ઘેરો ઘાલવાના છે, અને આજે હું ઔરંગઝેબના થાણુદારના પુત્રને કિલ્લામાં આશ્રય આપું તો હું મારા સ્વામીકાર્ય માટે દુર્લક્ષ્ય થયો ગણાઉં ! અરે ! કર્તવ્ય-ભ્રષ્ટ થએલો ગણાઉં. નિરૂપાયે આજે તમને આ કિલ્લા ઉપર મારાથી આશ્રય આપી શકાશે નહિ. તે માટે મને ક્ષમા કરશો. એવીજ રીતે એક બે વખત દગો થએલો પણ મને સાંભરે છે. તમે જે વ્રત સ્વીકાર્યું છે તે ઘણુંજ ઉત્તમ છે. જો તમે તે પાળશો તો ખરેખર તેનો બદલો આપવા માટે હું મારો પ્રાણ પણ અર્પણ કરવા તૈયાર છું." એમ કહી તેણે હસતે મોઢે તારાબાઇ તરફ જોયું. પોતાના પ્રાણદાતાની આવી પરોણાગત જોઇ તારાની આંખોમાં આંસુ આવ્યાં હતાં તે તુરતજ લૂછી નાંખી તે પિતા તરફ વળી અને નીચે જોયું. એ મુગા સંભાષણનો શો અર્થ હશે તે કોણ જાણે ! સૂર્યાજીએ નિર્દોષપણે એકવાર ફિરંદોજીને રામ રામ કર્યા, અને ઘોડાને બે ત્રણ કલાક વિશ્રાંતિ આપ્યા પછી મળસકે તેણે રાયગઢનો રસ્તો પકડયો.

બીજે દિવસે સવારેજ ચાકણને મોગલોએ ઘેરો ઘાલ્યો.

## સૂર્યાજીનું ઓળખાણ.

રાયગઢ ઉપર ગડબડ થઈ રહી હતી. અનેક જાસુસો જુદી જુદી દિશાએ મોકલવામાં આવતા હતા. આરંભેલા મહારાષ્ટ્રીય યજ્ઞમાં પોતાનો પ્રાણ અર્પણ કરવા તૈયાર થએલા અનેક શિલેદારો અને બારગીરો રાયગઢ જતા હતા. શિવાજી મહારાજના રહેઠાણને લીધે રાયગઢ સઘળા મહારાષ્ટ્રની હીલચાલનું કેંદ્ર થયું હતું. ધન્ય છે તે રાયગઢને !

સૂર્યાજી ચાકણથી સીધો રાયગઢ ગયો. ચાકણમાં થએલા અનુભવ ઉપરથી પોતાનું નામ ઠામ આ વખતે ગુપ્ત રાખવું એવો તેણે નિશ્ચય કર્યો

હતો. સ્વામી કાર્ય માટે પ્રાણ અર્પણ કરવાનો પોતાનો નિશ્ચય તેણે મહારાજને કહ્યો, અને નમ્રતાથી નોકરી માગી. મહારાજ પાસે આવા સ્વયંસેવકો ઘણા આવતા હોવાથી તેમણે તેને તેની ઇચ્છા પ્રમાણે નોકરી આપી. એક બે મહિનામાં સૂર્યાજીએ પોતાની પ્રાણની પરવાહ નહિ કરતાં મહારાજનાં એક બે કામો સારી રીતે બજાવ્યાં, અને મહારાજની પ્રીતિનું પાત્ર બન્યો. એક સરદારે સૂર્યાજીને ઓળખ્યો હતો. તેણે મહારાજને પૂછ્યું કેઃ "આ કોણ છે?" મહારાજે કહ્યું: "આ વારનેરનો સીતારામ છે." તે સરદારે મહારાજને સૂર્યાજીની ખરી હકીકત કહી દીધી, અને બાલ્યાવસ્થાથીજ તે મોગલોનો કેવી રીતે દ્વેષ કરતો હતો, તે પણ સાથે સાથે કહ્યું. મહારાજે સૂર્યાજીને એકાંતમાં બોલાવ્યો. મહારાજને મોઢે પોતાનું નામ સાંભળી તે એકદમ ચમક્યો, અને મહારાજ આગળ દંડવત્ કરી તેણે પોતાની ખરી હકીકત વિદિત કરી. તેમ કરતાં તેણે કહ્યું કેઃ "ચાકણના અનુભવને લીધે મને મારૂં નામ ગુપ્ત રાખવાની જરૂર પડી છે." તેણે મહારાજની ક્ષમા માગી. તેનું બોલવું સાંભળી મહારાજ સંતુષ્ટ થઇ બોલ્યાઃ "સૂર્યાજી ! તારા જેવાજ મનુષ્યો અમને જોઇએ છે. મોગલોના તાબામાં ગુલામગીરી કરતા મરાઠાઓના બધા છોકરા આવાજ વિચારના હોત તો કેટલો આનંદ થાત !" એટલું કહી તેમણે એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો.

## દેવતા દર્શન.

ચાકણ સર થયાને બે ચાર દિવસ થયા હતા. કિલ્લેદાર ફિરંદોજી નરસાળેને, સાહિસ્તખાને બહુ માનપૂર્વક શહેનશાહ તરફ મોકલી આપ્યો હતો. શહેનશાહે તેના શૌર્યની પ્રશંસા કરી તેને પોતાની પાસે રાખી લીધો. સાહિસ્તખાનના સૈન્યરૂપી સમુદ્રનાં મોજાં પુના ઉપર આવી અથડાતાં હતાં. "શિવાજીને આપણે હવે સહેજમાં જીતીશું." એવા તોરમાં ખાન પણ છાવણીમાંના પોતાના તંબુમાં એશઆરામમાં ગુલતાન થયો હતો. ફિરંદોજીના કિલ્લામાં આવ્યા પછી સૂર્યાજીએ તેની નજરે નહિ પડવાની સાવચેતી રાખી હતી.

આવતી કાલે મળસકે શિવાજી મહારાજ પુના તરફ જવા નીકળવાના

હતા. તેમની સાથે જે જે મનુષ્યો જવાના હતા તેની સઘળી વ્યવસ્થા તથા તૈયારી થઇ ગઇ હતી.

સાયંકાળનો સમય હતો. સૂર્ય આથમી ગયાને બે ચાર ઘડી થઇ હતી. અંધારૂં સહેજ વધારે હતું. ગઢ ઉપરના અંબિકાના દેવળની ભીડ હવે છેક ઓછી થઇ હતી. તે સમયે એક બાલિકા દેવીને ભાવપૂર્વક પ્રદક્ષિણા કરતી હતી. તેનો ચહેરો ચિંતાગ્રસ્ત દેખાતો હતો. પ્રદક્ષિણા પૂરી થયા પછી તે દેવી આગળ હાથ જોડી, આંખો મીચી પ્રાર્થના કરતી ઉભી રહીઃ—

"જોઉં જોઉં હું આંખે, જગદંબા સુખદાયી. ધ્રુ૰
કહેવે પર્વતરાજ કુમારી, ચોથે સ્થાને તુર્યાનારી;
સ્થિતિ આ નિગમ પણ ગાએ, જગદંબા સુખદાયી. ૧
દયાળુ દેવનાથ જગપાલા, સૃજને ઉદરે સંધર બાલા;
જોતાં જેની અગાધ લીલા, વર્ણી ન શકે વિધિ વાણી. ૨

એટલામાં એક તરૂણ શિલેદાર ઉતાવળથી દેવળમાં આવ્યો, અને દેવીને નમસ્કાર કરી એક પ્રદક્ષિણા કરી, અને ફરી નમસ્કાર કરી ત્યાંથી જવા નીકળ્યો, એટલામાં તેની નજર તે યુવતી તરફ ગઇ. પ્રાર્થના પૂરી કરી તેણે પોતાની આંખો હમણાંજ ઉઘાડી હતી. શિલેદારને જોતાંજ તે જરા ગભરાઇ, પણ પોતાની આ સ્થિતિ જાણવા ન દેતાં તેણે ધીમેથી પ્રશ્ન કર્યો. "આપ કાલે જવાના છો કે કેમ?"

"કોણ? તારાબાઇ! હું કાલે મહારાજ સાથે જવાનો છું. શ્રી અબામાના પ્રતાપે મહારાજને યશ મળશે."

"આપનું શરીર સંભાળજો અને મહારાજનું કામ ફતેહ કરજો. મહારાજના કાર્યની સિદ્ધિ માટે જનાર ઉપર શ્રી જગદંબાનો વરદહસ્ત છેજ—" એટલું કહી આકાશમાં ક્ષણમાત્ર દેખાતી વિદ્યુતની પેઠે તે એકદમ ચાલી ગઇ. શિલેદાર તેના તરફ જોતોજ રહ્યો. થોડી વારે તે મનમાંજ બબડ્યોઃ "થયું. હવે કામ ફતેહ થવાનું. એ તારાબાઇ નહિ પણ માત્ર મહારાજ ઉપર પોતાનો વરદહસ્ત છે, એવું કહેવા માટે જગદંબાએજ પ્રત્યક્ષ દર્શન દીધાં." તેણે પુનઃ દેવીને નમસ્કાર કર્યા અને દેવળમાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારે શિવાજી મહારાજે પોતાની સાથે કેટલાંક ચુંટી કાઢેલાં માણસોને લઇ પુના તરફ કુચ કરી.

## શાબાસ સૂર્યાજી !

મધરાત વીતી ગઇ હતી. અંધારૂં ગાઢ થયું હતું. સર્વત્ર કંઇજ દેખાતું નહોતું. તે વખતે આકાશના તારાઓ સાહિસ્તખાનની છાવણી તરફ હાસ્યમાં આંખો મટમટાવતા હતા. છાવણીમાં સળગાવેલી મસાલોનું અજવાળું અંદરના તંબુઓ ઉપર પડતું હતું. પુનેથી થોડેજ અંતરે મોટા ઠાઠથી એક જાન જતી હતી. લગ્નની જાનમાં હજારેક ઉપર મનુષ્યો હતાં. એ જાનમાંજ મહારાજ અને તેમનાં માણસો, મોગલ પહેરેગીરના વેશમાં પણ ઉપરથી મરાઠી ઢાઠનો પોશાક પહેરી ચાલતા હતા. મહારાજની સાથે ચીમણાજી, દાદાજી દેશપાંડે, નેતાજી પાલકર, સૂર્યાજી અને બીજા સો ચુંટી કાઢેલાં માણસો હતાં. છાવણી નજીક જતાં મહારાજ અને તેનાં માણસો પાછળ રહ્યાં, અને લગ્નની જાન ગયા પછી શરીર ઉપરનો પોશાક કાઢી નાંખી તેમણે છાવણીનો રસ્તો પકડયો. મોગલોમાંથી કોઇએ પૂછતાં ઉત્તર દીધો કે: "ચોકીનાં માણસો છીએ. પહેરો બદલાયો તેથી લશ્કરમાં જઇએ છીએ." એમ કહી તેઓ ચાલ્યા જતા હતા. ચોકી ઉપરનાં માણસો સૂઇ ગયાં હતાં. તેમને તેઓએ જરા પણ ખબર પડવા દીધી નહિ. ચાલતાં ચાલતાં બધા ખાનના તંબુ નજીક આવી પહોંચ્યા, પણ જુએ છે તો તે તંબુ સ્ત્રીઓનો હતો, અંદર જુએ છે તો કેટલીક સ્ત્રીઓ દીવા સળગતા મૂકી જાગતી બેઠી હતી. તેમને ખબર પડતાંજ તેઓએ મોટો ઘોંઘાટ કરી મૂક્યો. એ વખતે તેમાંની કેટલીક સ્ત્રીઓને મહારાજનાં માણસોએ જ્યાં જ્યાં હતી ત્યાંજ ઠાર કરી. સાહિસ્તખાન જાગૃત થઇ જુએ છે તો શત્રુઓને છાવણીમાં દીઠા ! એ જોઇ તે સ્ત્રીઓમાં જઇ સંતાયો. તેની મહારાજને ખબર પડતાંજ તેઓ હાથમાં તરવાર લઇ જગદંબાનું સ્મરણ કરી તંબુમાં ઘુસવા લાગ્યા. તેવામાં અંદરની ચોકીના ખોજાએ મહારાજ ઉપર ઘા કરવા પોતાની તરવાર ઉગામી. મહારાજ આગળ જતા હોવાથી તેમને એ વાતની ખબર પડી નહિ પણ તરવારનો ઘા પડે એટલામાં તો સૂર્યાજીએ પોતાની તલવાર ઉપર તે ઘા ઝીલી લીધો. તેણે મહારાજને બચાવ્યા.

મહારાજે પાછળ ફરી જોયું તો ત્યાં સૂર્યાજીને દીઠો ! તેજ ક્ષણે "શાબાસ સૂર્યાજી !" એવા શબ્દો તેમનાં મુખમાંથી નીકળી પડયા. એ ચકમકમાં સાહિસ્તખાનના હાથની ત્રણ આંગળીઓ તૂટી ગઇ. આ બાજૂએ મરાઠાઓએ છાવણીમાંના બધા દીવાઓ ઓલવી નાંખ્યાથી મોગલો ગભરાટમાં પડયા. એ ગડબડમાં ખાનનો છોકરો માર્યો ગયો. મોગલ છાવણીની દાણાદાણ થઇ ગઇ !

થોડીજ વારમાં મહારાજ ફતેહ કરી રાયગઢ તરફ જવા નીકળ્યા. આ વિજયની બાતમી કિલ્લા ઉપર જતાંજ તોપોના અવાજ કરવામાં આવ્યા, અને મહારાજનો યશ દુંદુભી સર્વ મહારાષ્ટ્રમાં ગડગડવા લાગ્યો.

## યોગ્ય ઇનામ.

આજે રાયગઢ ઉપર મરાઠાનો વિજય ધ્વજ ગર્વિષ્ઠ ગરૂડની પેઠે ઉંચે આકાશમાં ફરકતો હતો. જ્યાં ત્યાં મંગળ વાજીંત્રો વાગતાં હતાં. કિલ્લા ઉપરના બધા બુરૂજો અને તોપો શણગારવામાં આવી હતી. જ્યાં ત્યાં આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. બધાં માણસોએ પોતપોતાના ખાસ પોષાક પહેર્યા હતા. નાની નાની બાલિકાઓ પણ મહારાજની જીતનો ઉત્સવ કરતી હતી. આ સમયે જેણે પોતાના કામમાં શૌર્ય બતાવ્યું હતું તે બધાનું–દરબાર ભરી–મહારાજ સન્માન કરવાના હતા.

આજે દરબારમાંની જગા સરદાર અને માનવંતા પુરુષોથી ભરાઇ ગઇ હતી. બરાબર મધ્ય ભાગમાં શ્રી શિવાજી મહારાજ ઉચ્ચ સિંહાસન ઉપર બિરાજ્યા હતા. થોડી વારે દરબારના કામની શરૂવાત થઈ. બધા માણસોને ઇનામ આપી રહ્યા પછી સૂર્યાજીએ પોતાને શી રીતે બચાવ્યા હતા, તે સઘળી હકીકત મહારાજે સર્વને કહી સંભળાવી. પછી તે સૂર્યાજી તરફ જોઇ બોલ્યા: "સૂર્યાજી ! પરમ દિવસે જો તમે ન હોત તો આજે આ આનંદનો સમય આવત નહિ. આજનું સર્વ માન તમનેજ ઘટે છે." એમ કહી એક ઉત્તમ તરવાર અને સરદારનો પોષાક તેને ભેટ આપ્યો. સૂર્યાજી નમ્રતાથી તરવાર લેવા આગળ આવ્યો, અને નીચા વળી નમન કરી તેણે તરવાર હાથમાં લીધી અને તેને પણ નમન કર્યું. ત્યાર પછી તેણે તેને પોતાના કમરપટામાં ભેરવી. ફિર્દોજી નરસાળે આ બધું કુતુહલથી જોતો હતો. સૂર્યાજી આગળ આગળ આવ્યો. એટલે ફિર્દોજીએ તેને ઓળખ્યો,

તેને પોતાના પહેલાંના વર્તન બદ્દલ ખોટું લાગ્યું. તેનો ચહેરો ગંભીર થયો. પણ થોડીજ વારમાં તેણે કંઇક નિશ્ચય કર્યો હોય એવું તેની પ્રફુલ્લ થયેલી મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાયું. દરબાર બરખાસ્ત થયા પછી હિર્દોજી સૂર્યાજીને એક બાજુએ બોલાવી ગદગદ કંઠે બોલ્યાઃ "સૂર્યાજી ! તે દિવસે ગઢ ઉપર મેં તમને જે કંઇ કહ્યું હોય તે ભૂલી જાઓ. મારી ફરજને લીધે મારે તમને તેમ કહેવું પડ્યું હતું. સૂર્યાજી ! તે વખતે બોલેલા શબ્દો પાળ્યા સિવાય મારા મનને સંતોષ થશે નહિ. તમારા ઉપકારનો અલ્પ પણ બદલો આપવાની તક મને આપો. સૂર્યાજી ! તમે અવિવાહિત છો તેથી મારી એટલીજ વિનતિ છે, કે જેના પ્રાણ તમે બચાવ્યા છે તે પ્રાણનો શરીરના ખોળીયા સાથે તમારે સ્વીકાર કરવો."

પ્રાતઃકાળના ઝાકળને લીધે પ્રફુલ્લિત થએલાં કમળ પુષ્પ જેવું સૂર્યાજીનું મુખ કમળ પ્રસન્ન દેખાયું. તે જરા ગુંચવાડામાં પડયો. જે વસ્તુને તે અપ્રાપ્ત-દુર્લભ્ય સમજતો હતો તેજ વસ્તુ તેને મળવાની સાંભળી ત્યારે તેને એકદમ ખાત્રી પણ થઇ નહિ !

"આપના મારા ઉપર ઘણા ઉપકાર થયા છે. હું એટલા બધા માનને યોગ્ય નથી. અહીં મહારાજ જ મારા માતાપિતા છે. તેમને પૂછી આપ જે કંઇ કરશો તે મને કબુલ છે." એમ કહી તે એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.

સાયંકાળે શ્રી અંબિકાના દેવળમાં પ્રથમ મળેલી યુવતી આજે તેને પાછી મળી, પણ આજે તે ત્યાં નચિંત ઉભી રહી નહિ. સૂર્યાજીને જોઇ તે શરમાઈ અને બાજૂએ ખસી પોતાના કોમળ અવાજથી "આપ વિજયી થયા ને ?" એવો પ્રશ્ન કર્યો. સૂર્યાજી કંઇક બોલવા જતો હતો પરંતુ એટલામાંજ તે સ્મિત કરી એકદમ અદ્દશ્ય થઇ ગઇ. તેના આ હસવાનો અર્થ સૂર્યાજીને સમજાયો હોવો જોઇએ, કારણ તેના મુખ ઉપર પણ હાસ્ય દેખાવા લાગ્યું હતું. તેણે શ્રી અંબીકાને મનોભાવે નમન કર્યું, અને "શું આ ખરૂં હશે ? " એ શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા.

મહારાજે સૂર્યાજી અને તારાબાઇનાં લગ્ન કરવાની સંમતિ આપી, અને થોડાજ દિવસમાં સુમુહૂર્તે વધૂવરને માથે મંત્રયુક્ત મંગળાક્ષત પડયા. એ લગ્ન વખતે મહારાજ જાતે હાજર હતા ! ધન્ય તે વિવાહ ! અને ધન્ય તે સમય !



# ૮ સ્વામીકાર્ય.



આપણી આ ન્હાનકડી કથાનો સમય તે મહારાષ્ટ્રનો અત્યંત ધામધૂમનો સમય હતો. શ્રીમંત છત્રપતિ શિવાજી મહારાજે સ્વરાજ્ય રૂપી વૃક્ષની સ્થાપના કરી, અને તેમણે પોતાની અને પોતાના જીવજાન સ્નેહિઓની સખ્ત મહેનતનો ભોગ આપી, રાજ્યનો વિસ્તાર શી રીતે વધે, તે સંબંધી પૂર્ણ વિચાર કરી તે વૃક્ષનું બીજ રોપ્યું હતું. મહાપ્રતાપી શ્રી શિવાજી મહારાજની ઇચ્છાનુસાર પ્રત્યેક બનાવ બન્યો હોત તો કેવું સારૂં થાત! પણ અરે! પ્રારબ્ધ દેવી આગળ કોનું બળ ચાલે? જે થવાનું હતુ તે થઇ ચૂક્યું! શિવાજી મહારાજ પછી સંભાજી ગાદીએ આવ્યા. ત્યારથી શિવાજી મહારાજે અત્યંત પરિશ્રમ કરી પોતાના વિશ્વાસુ મિત્રોની જીંદગીની આહુતિ આપી વધારેલું વૃક્ષ કરમાવા લાગ્યું, તેનાં પાંદડાં ખરવા લાગ્યાં અને થોડાજ વખતમાં તે સમૂળ ઉખડી જશે કે શું એવી સર્વને બીક લાગવા માંડી. પરંતુ સંભાજી મહારાજની પછી બાકી રહેલા મરાઠા મુત્સદીઓમાં અને તેમના સિપાઇમંડળમાં પોતાનું રાજ્ય પુનઃ સ્થાપિત કરવાનો કેવો જુસ્સો આવ્યો, અત્યંત સંકટોથી કાયર થવાને બદલે કેવી રીતે રસાકસી પર આવ્યા, પ્રાણની પરવા ન કરતાં તેમની મરાઠી ફોજ દરવર્ષે નવા નવા આવનાર શત્રુઓ સાથે કેવી રીતે ટક્કર લેતી, તેમના લડવૈયા સૈનિકો પોતાના અતુલ પરાક્રમથી રાજારામનું રક્ષણ કેવી રીતે કરતા? વગેરે રમ્ય કથાઓ પ્રિય વાચક વર્ગને વિદિત હશેજ. જો વિદિત ન હોય તો તેની માહિતી ઇતિહાસમાંથી મેળવી લેવી. એમાં બીલકુલ શંકા નથી કે રાજારામ મહારાજના સમયમાં પણ મરાઠાઓએ અતુલ પરાક્રમ બતાવ્યું હતું. તે કથાઓ એટલી બધી મનોહર છે કે વાંચતાં વાંચતાં તમને અતિ આનંદ થશે.

આપણી આ કથા તેજ રાજારામ મહારાજના અત્યંત વિકટ સમયની છે. મહારાજ રાજારામ સુવર્ણ દુર્ગમાં હતા ત્યારે કિલ્લાનાં મનુષ્યો બળવાખોર થઇ ઉઠયા. કલાક બે કલાકની અંદર આ લોક છોડીને પોતાને પરલોક જવું પડશે, અને છેવટે પોતાના મોટા ભાઇની જે સ્થિતિ થઇ તેનીજ પુનરાવૃત્તિ થશે એવું મહારાજને લાગે એમાં શું આશ્ચર્ય ? ઔરંગઝેબ પાદશાહનું ધર્મઘેલાપણુ, અને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાની હૌંસ કેટલી જબરી હતી તે પુનઃ કહેવાની જરૂર નથી. પાદશાહના હુકમથી કિલ્લાને ઘાલેલો ઘેરો વધારે સખ્ત કર્યો અને સિપાહીઓ રસાકસીથી પહેરો ભરવા લાગ્યા. સેનાપતિ જુલ્ફીકારખાં રાત્રે મધરાત્રીએ ફરીને ઘેરાનું કામ કેવું ચાલે છે તે વગેરે જોતો હતો. કિલ્લાના માણસો બળવાખોર થયા છે, અને કિલ્લેદાર પોતે મળવા આવે છે, એવા ગુપ્ત સમાચાર ખાનને કાને આવ્યા. તેણે એ ગુપ્ત વાત સૈન્યમાં કોઇને જણાવા દીધી ન હોવાથી ચારે બાજુએ કંઇ પણ ગડબડ જણાતી નહોતી. ખાન માત્ર આનંદમાં હતો.

* * * *

"મહારાજ, હવે આપણે અહીંથી બીજે ઠેકાણે ગયા સિવાય આપણો છુટકો થવો કઠણ છે. કિલ્લામાંનું અનાજ બહુ તો બીજા ચારેક દિવસ ઘણી મુસ્કેલીથી ચાલશે. "કિલ્લો ખાલી કરી આપો," એવું ખાનનું હઠયુક્ત કહેવું થાય છે. હવે શું કરવું ?

"હંબીરરાવ ! આજ આટલા દિવસ થયા તમે મરાઠાઓએ મારે માટે કેટલું બધું દુઃખ સહન કર્યું છે? કેટલાકોએ પોતાના જીવનું જોખમ વ્હોરી લીધું છે. અને આજે મહીનો થયાં કંઇ પણ નહિ જોતાં તમે આ સુવર્ણદુર્ગ ટકાવી રાખ્યો છે. ધન્ય છે તમારી સ્વામિનિષ્ઠાને ! તમારી આવી ભક્તિના બદલામાં મારે હાથે તો તમને કંઇ બક્ષીસ મળવાની નથી, પણ તેનો બદલો ભગવાન પ્રભુ આપ્યા વિના રહેશે નહિ. હંબીરરાવ ! ઠીક છે, કિલ્લો ખાલી કરી દો. મારા એકલાના જીવ માટે આપણી માતૃભૂમિના પવિત્ર કાર્યમાં સ્વદેહ અર્પણ કરનાર હજાર બારસો લડવૈયાનો નાહક ભોગ આપવાની મારી બીલકુલ ઇચ્છા નથી. અમારા વડિલ બંધુ પ્રમાણેજ મારી

સ્થતિ થવાની છે, એ હું સમજું છું. કંઇ ચિંતા નહિ. હું એકલો જઇશ, તેમાં શું થયું ?" મારી પાછળ ધનાજી છે. સંતાજી છે. હંબીરરાવ તમે છો. તમે બધા સ્વસ્થ બેશી રહેશો નહિ, એવી મને સંપૂર્ણ આશા છે. ઠીક છે, જાઓ તમે ખાનને મળવા જાઓ અને નક્કી કરો !"

"મહારાજ ! દશ મરેલા ઠીક, પણ દશનો પાલનકર્તા મરે તે ઠીક નહિ એમ કહેવાય છે. આપ એકલા હોવાથી અમને જે દ્વેષ, જે ઇર્ષા ને અભિમાન ઉત્પન્ન થાય છે, અને છત્રપતિ મોટા મહારાજનું સ્મરણ થાય છે, તે અમારા દશ સરદાર હોય તો તેથી શું ? અમે મરીશું તો હરકત નથી પણ તમારો જીવ સંભાળીશું !"

"હંબીરરાવ, તમારા મનમાં શું છે, તે કંઇ સમજાતું નથી ! મારા કરતાં હોંશિઆર માણસો મારા એકલા માટે મૃત્યુના જડબામાં દાખલ થતા હું જોઉં એ સારૂં દેખાય કે ?"

"તો પછી મહારાજ શું કરીએ ? ચાર દિવસ પછી આપણને અહીં ભૂખ્યા મરવું પડશે. ત્યારે પછી આજેજ શત્રુ સાથે લડતાં લડતાં સમરાંગણમાં વીરોને યોગ્ય છે એવું મૃત્યુ આવે તો શું ખોટું ? ઠીક પણ આપણે કપટથી વર્તીએ તો આપણો છુટકો થાય અને કિલ્લો પણ સહીસલામત રહે એવી મને એક યુક્તિ સૂઝી છે. મરજી હોય તો આપને કાને નાખું."

"શું ? કપટથી–ઠીક ત્યારે કહો તો ખરા—"

"મહારાજ ! સંભાજી મહારાજનો અંત કપટથીજ થયો ખરૂં ? ત્યારે તે કપટ પ્રિય ઔરંગજેબ સાથે કપટ કરવામાં શું હરકત છે ? આમ જુઓ ! હું કાલે રાતે ખાનની મુલાકાતે જાઉં છું, અને બહુ કાલાવાલા કરી કહું છું કેઃ હવે અમારામાં કિલ્લો ટકાવવાનું સામર્થ્ય નથી; અમને જીવત દાન આપો, અને કિલ્લો તાબામાં લો. અર્થાત્ આપને જીવતા પકડવાનું જાણીને ખાન ખુશી થશે. તેથી ઘેરાનું કામ શિથિલ થશે. એવે વખતે આપ સો માણસો સાથે કિલ્લાના પશ્ચિમ દરવાજાથી બહાર નીકળજો અને લાગ ફાવે છાપો મારી આઘે કુચ કરી જજો. ધનાજીની મુલાકાત લેવી અને પછી જે કરવાનું હોય તે કરવું. અમે અહીં એક અઠવાડીઆ સુધી જેમ

તેમ નિભાવી લઇશું, અને ત્યાં સુધી તમારા તરફથી મદદ મળશેજ."

"હંબીરરાવ! ઠીક છે. તમે ખાનની મુલાકાતે જાઓ." ઘણી વાર સ્તબ્ધ રહી મહારાજ બોલ્યા.

ઉપરની વાતચિત કિલ્લાના એક દિવાનખાનામાં ચાલતી હતી. કોની વચ્ચે ચાલતી હતી તે અમારા વાચકોએ જાણ્યું હશેજ.

બીજે દિવસે હંબીરરાવે ખાનને સંદેશો મોકલ્યો. કિલ્લો તાબે થએલો જાણી તેનું સર્વ સૈન્ય ખુશી થયું. ચારે તરફ આનંદ આનંદ છવાઇ રહ્યો. હુક્કો, અફીણ, ઇત્યાદિ ઘણી જાતના માદક પદાર્થોનું સેવન વધારે પ્રમાણમાં થવા લાગ્યું. ચારે બાજુએ ધમાલ મચી રહી. રાતે બારના ટકોરા પડયા. તેના પ્રતિધ્વનિથીજ કે શું કોણ જાણે? કિલ્લાનો પશ્ચિમ દરવાજો ધીમેથી ઉઘડયો, અને આસરે સોએક મરાઠા વીરો સાથે મહારાજ રાજારામ બહાર નીકળી ગયા.

અમાવાસ્યાની રાત્રિ, તેમાં વળી કડકડતી ઠંડીના દિવસ. મુસલમાની ફોજ તાપણીઓ કરી તાપતી બેઠી હતી. મૂળમાં તો મુસલમાન એટલે એશઆરામી લોક અને તેમાં વળી કિલ્લો ખાલી થવાના આનંદજનક સમાચાર સર્વત્ર ફેલાવાથી તે લોકો વધારેજ અસાવધ થઇ પડયા હતા. એટલામાં ઘોડાના પાવડાઓનો ખડખડ અવાજ સંભળાયો, અને કોઇ દોડતું જાય છે એવી તેમને ખબર પડી. જે કેટલાક થોડા સાવધ હતા તેમને સ્પષ્ટ જણાયું કે કિલ્લામાંથી કેટલાંક માણસો નાસી જાય છે. તુરતજ મોટો હલ્લો કરી મુસલમાન સિપાહીઓ ઘોડેસ્વાર થયા, અને ન્હાસનારાઓની પૂઠ પકડી. પળવારમાં સો પચાસ મુસલમાનોએ ચોતરફ ઘોડાઓ ફેંક્યા. મરાઠાઓ આગળ અને મુસલમાનો તેમની પાછળ. માસ બે માસ થાણામાં બાંધી મૂકેલા ઘોડાઓ છેક અકળાઇ ગયા હતા. આવી દોડાદોડ બે ત્રણ કલાક ચાલી હતી, તેટલામાં આ ટોળું કિલ્લાથી પચાસેક માઇલ ઉપર આવ્યું હતું. હવે પાછા ફરી લડાઇને બાથ ભીડયા સિવાય છુટકો નથી એવું જોઇ બધાના આગ્રહથી રાજારામ મહારાજ અને હંબીરરાવનો છોકરો પ્રતાપરાવ એ બન્ને ફક્ત દશ પંદર સવાર લઇ આગળ જવું અને બાકીની ટુકડીએ મુસલમાન સિપાહીઓને

રસ્તામાં રોકી વાર લગાડવી એવો નિર્ણય થયો. પોતાના પ્રાણનો હવે ભોગ આપવોજ જોઇએ. એવો પ્રત્યેક સ્વારે નિશ્ચય કર્યો હોય એવું દેખાતું હતું. દશ મિનિટની અંદર મુસલમાન સિપાહીઓની આગલી ટુકડી આવી પહોંચી. ચકમક શરૂ થઇ. માદક પદાર્થોનું સેવન કરવાથી મુસલમાનો ઘણાજ બેપરવાઇથી લડતા હતા, અને મરાઠાઓ પોતાના સ્વામીના પ્રાણ સુરક્ષિત થાય એ પ્રબલ ઇચ્છાથી લડતા હતા. મુસલમાનોને અર્ધા કલાકમાં બીજી મદદ મળી, બન્ને વચ્ચે રસાકસીથી યુદ્ધ ચાલ્યું. મરાઠાઓએ જીતની આશા મૂકી અને દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તલવાર નીચે મૂકવી નહિ એવો પ્રત્યેકે નિશ્ચય કર્યો! ભયંકર રણસંગ્રામ થયો. પ્રત્યેક મરાઠા વીર એક પછી એક ધારા તીર્થમાં જડદેહ મૂકી ઉત્તમ ગતિએ ગયા. જે પ્રમાણે એકાદ નદીનો પ્રવાહ રસ્તામાં આવેલા પ્રચંડ પત્થરો ઉપર પ્રથમ અફળાય છે અને તે પત્થરોને બાજૂએ ખસેડી જળપ્રવાહ બમણા વેગથી આગળ દોડે છે. તે પ્રમાણે મરાઠી સિપાહીઓનું રોકાણ બાજૂએ થવાથી મુસલમાની સૈન્ય મોટા જુસ્સાથી આગળ ચાલ્યું. પરંતુ અર્ધા કલાક સુધીમાં તો રાજારામ મહારાજ ક્યાંના ક્યાંયે નીકળી ગયા હતા! મુસલમાની ફોજ ઘણા વેગથી પાછળ પડી હતી. એક જગાએ બે રસ્તાના ફાંટા હતા. ત્યાં આવી મુખ્ય ખાંએ "ખડે રહો." એવો હુકમ આપ્યો. શત્રુ કયે રસ્તે ગયો, એ નક્કી કરવું કઠણ હતું. રસ્તા ઉપર બંને બાજૂએ ધૂળમાં ઘોડાના પાવડાનાં ચિહ્ન દેખાતાં હતાં. જે નાનો રસ્તો હતો તેજ રસ્તે રાજારામ ગયો હશે એવો ખાને તર્ક કર્યો, અને પોતાની સાથે વીસ પચીસ સવારો લઇ પોતાની ટુકડી તે બાજૂએ ફેરવી. બાકીનું સૈન્ય મોટે રસ્તે રવાના કર્યું. ખાને કરેલો તર્ક કંઈ ખોટો નહોતો. રાજારામ અને પ્રતાપરાવ એ બન્ને નાને રસ્તે ગયા હતા, અને બાકીના બધા સવાર ભૂલ ખવડાવવા મોટે રસ્તે આગળ વધ્યા હતા.

ખાનના ગુપ્ત જાસુસો દ્વારા તેને ખબર પડી કે તુલાજી પવારના ગઢમાં રાજારામ છે. બસ, હવે થઇ ચૂક્યું. ખાને પોતાના પચીસ સવારો સહિત ગઢને ઘેરો ઘાલ્યો અને તુલાજીને ગઢમાં કહાવ્યું કે રાજારામ અમારે સ્વાધીન કરો નહિ તો ચાર દિવસની અંદર ગઢ જમીનદોસ્ત કરી નાંખીશ.

હમણા ને હમણાજ ઝડતી લેવા માટે અમે આવીએ છીએ. અટકાવ થશે તો આજે સાંજ સુધીમાં તમારા ગઢ ઉપર ગધેડાનાં હળ ફેરવી દેવામાં આવશે."

તુલાજી પવાર પહેલાં બિજાપુરની તરફેણમાં હતા, અને તેમના તરફથી તેમને જાગીર મળતી હતી. બિજાપુરની આદીલશાહીનો અંત કર્યા પછી ઔરંગઝેબ પાદશાહે પોતાના તરફથી ત્યાં કોઇ દખણનો મરાઠા સરદાર હોય તો ઠીક; એવો વિચાર કરી તુલાજીની જાગીર કાયમ રાખી હતી. તુલાજી પોતાની તરફેણમાં છે, એમ પાદશાહને હજુ સુધી લાગતું હતું. પણ ખરી વાત એ હતી કે સંભાજી મહારાજનો અત્યંત ક્રૂરતાથી વધ કર્યાથી કહો, કિંવા તે કાળના બધા મરાઠા મંડળમાં પ્રસરેલા જુસ્સાના પવને તેનામાં સંચાર કર્યાથી કહો, ગમે તેમ પણ તુલાજીનું મન ફેરવાયું હતું. "આટલા દિવસ સુધી મોગલોની નોકરી કરી એજ બહુ થયું! પોતાના દેશબંધુને વિના કારણે ત્રાસ આપવામાં પોતે સામેલ થયો અને મોગલોને મદદ કરી તે હવે બહુ થયું! હવે પછી કદી પણ મરાઠાના વિરૂદ્ધ તરવાર ઉગામીશ નહિ, એટલુંજ નહિ પણ તેમને બને તેટલી મદદ કરીશ." એવો જ તેણે નિશ્ચય કર્યો હતો. અને તેમ કરે તેમાં નવાઇ પણ નહોતી. ગમે તેવા મનુષ્યને એક દિવસ પણ પોતાના જાતિ ભાઇ ઉપર માન અને પ્રેમ ઉત્પન્ન થાય છે.

રાજારામ મહારાજ ઉપર આવેલું સંકટ તુલાજીએ જાણી લીધું. મહારાજ અને પ્રતાપરાવ ઘોડા ઉપર બેસી ગઢ પાસેથી દોડતા જતા હતા, તે વખતે તે સામો આવ્યો અને દેવી ભવાનીની પ્રતિજ્ઞા લઇ પોતાના ગઢમાં એ દિવસ વિશ્રાંતિ લેવા માટે તેણે મહારાજને ઘણો આગ્રહ કર્યો. ગમે તેમ પણ તે મોગલોનો નોકર! દગો થવાનો સંભવ પણ ખરો. એથી પ્રતાપરાવ અને મહારાજ શંકાશીલ થયા, પરંતુ તુલાજીએ પોતાની કુળદેવીને ચરણે હાથ મૂકી પ્રતિજ્ઞા લીધી, તેથીજ મહારાજ છાનામાના તેના ગઢમાં દાખલ થયા.

કંઇ પણ શક ન હોવા છતાં ગઢમાં મહારાજ હોવાની બાતમી ખાનને કોઇએ આપી, તેથી તુલાજીને આશ્ચર્ય લાગ્યું. "આપણા ગઢમાંજ કોઇ

નિમકહરામ હોવો જોઇએ. " એવો વિચાર કરી તેનો પાકો બંદોબસ્ત કરવાનો તેણે ઠરાવ કર્યો, અને પોતાનાં ચુંટેલાં માણસો સિવાય ગઢના મુખ્ય ભાગમાં કોઇએ આવવું નહિ એવો તેણે હુકમ ફેરવ્યો. ખાનને કાને આ હુકમ જવાથી તેને અનુસરીને ખાનનો ઉપર કહેલો ઉત્તર તુળાજી તરફ રવાના થયો હતો. તુળાજીના વર્તનમાં થોડો ફેરફાર થએલો જાણી ખાને ગઢની ચારે બાજુએ સખ્ત પહેરો રાખ્યો. મૂળમાં તો તુળાજી મરાઠો, તેથી ઘણા મોગલો તેનું બુરૂં ઇચ્છતા હતા. તેમાં વળી મોગલોના શત્રુને ખુલ્લી રીતે મદદ કરવાથી ગઢની આજુબાજુના બધા મોગલો અને કેટલાક મોગલ બાદશાહીના વંશપરંપરાના અસલ મરાઠા નોકરો પણ થોડા ઘણા ચીઢાઈ ગયા હતા ! સારાંશ એ છે કે: તુળાજીની ચોતરફથી અપકીર્તિ થઇ હતી. તેને ફક્ત તેની ઉજ્વલ સ્વદેશ ભક્તિનું અને નિસ્સીમ સ્વામિભક્તિનું બળ હતું. તેણે પરમેશ્વરની કરૂણા માગી અને આ કામમાં યશ મળે એવી પ્રાર્થના કરી. તેણે આખર સુધી રાજારામ મહારાજનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો, અને 'ભલે ઝડતી લો ' એવો ખાનને પાછો જવાબ વાળ્યો. તુળાજીના આ ગઢમાં એક ચોર ઓરડો હતો. મુખ્ય દિવાનખાનાને લગતીજ તુળાજીને સૂવાની ઓરડી હતી. અને એ ઓરડીમાંથી તે ગુપ્ત ઓરડામાં જવાનો રસ્તો હતો. કાલે ઝડતી લેવા આવશે એવી ખબર પડતાંજ પૂરતી સામગ્રી આપીને તુળાજી, રાજારામ મહારાજને તે ગુપ્ત જગ્યામાં મૂકી આવ્યો. પ્રાણની દરકાર નહિ કરે એવા આઠ દશ મોગલ સિપાઇઓ સાથે ખાન ગઢમાં આવ્યો, અને બાકીનાં માણસોને ગઢની બહાર ચોકી કરવા મૂકયાં. તુળાજીએ પોતાની ખાનગી ઓરડીથી તે ઘોડાના તબેલા સુધીની બધી જગા ખાનને બતાવી, અને જ્યાં જ્યાં ખાનને વહેમ આવ્યો ત્યાં ત્યાં તેના વહેમનું ખંડન કર્યું. તેણે ઘણી શોધખોળ કરી તો પણ ખાનને કંઇજ જડયું નહિ. અંતે ખાન ઝંખવાણો પડી પાછો ફર્યો, પણ તુળાજીએ તેને ખૂબ ઝાટકી નાંખ્યો ! હલકા માણસ ઉપર વિશ્વાસ મૂકી તેની આબરૂ લેવા માટે તુળાજીએ ઘણા સખ્ત શબ્દોમાં ખાનને ઠપકો આપ્યો. ખાન બહુજ ઝંખવાણો પડી ગયો. તેમ છતાં ગઢનો

પેરો જેમ હતો તેમ રહેવા દઇ પોતાનાં કેટલાંક માણસોને ગઢમાં આવજા કરતાં રહેવાની ખાને તુળાજી પાસેથી મહેરબાની ખાતર પરવાનગી માગી લીધી. તુલાજી પહેલાં તો એવી પરવાનગી આપતોજ નહોતો; પરંતુ પોતાના ઉપર બીજો કંઇ શક આવે નહિ એટલા માટેજ તેણે પરવાનગી આપી. એ રીતે ગુપ્ત ઓરડામાં મહારાજને ત્રણ ચાર દિવસ થઇ ગયા. હવે મહારાજથી અહીં રહી શકાય તેમ નહોતું. કારણ કે એક અઠવાડીઆમાં હંબીરરાવને મદદ મોકલવાનું તેમણે તેને વચન આપ્યું હતું, તે પ્રમાણે હજુ મદદ ગઇ નહોતી. એક દિવસ બપોરે રાજારામ મહારાજે તુલાજી અને પ્રતાપરાવને મળવા માટે પોતાના ઓરડામાં બોલાવ્યા. ત્યાં તે સર્વેએ ત્રણ ચાર કલાક વિચારો કર્યા. અહીંથી કોઈ પણ રીતે નીકળી જવું જોઇએ એવી મહારાજની ઇચ્છા હતી. “જો આપણે છુપી રીતે અહીં રહીએ તો મહા મહેનતે શિલક રહેલા ગણ્યાગાંઠ્યા મરાઠા સરદારોને ઉત્તેજન કોણ આપશે ?” એવી શંકા મહારાજને થઇ અને તે યોગ્ય હતી. મહારાજની કંઇ ખબર નહિ મળવાથી ધનાજીનું મન સુદ્ધાં ઉંચું થયું હતું. તેણે પોતાની છાવણી તુલાજીના ગઢથી પચીસ માઇલ વેગળે નાખી હતી. કોઇ પણ રીતે ધનાજીની છાવણીમાં જવુંજ જોઇએ એવી મહારાજની ઇચ્છા હતી. તુલાજીએ અને પ્રતાપરાવે મહારાજને કહ્યું કેઃ “મહારાજે અહીંઆં નિરાંતે રહેવું. અમે બધી વ્યવસ્થા કરીશું.” પરંતુ તેથી મહારાજનું મન સંતોષ પામ્યું નહિ. એટલામાં ખાન મળવા આવે છે એવી બાતમી લઈ એક વિશ્વાસુ નોકર ગઢ ઉપર આવ્યો. તે બાતમી સાંભળી વાતચિત તેટલેથીજ બંધ કરી તુલાજીરાવ ગુપ્ત ઓરડામાંથી બહાર આવ્યો.

ખાનને ફરીથી ખબર મળી કે રાજારામ હજુ ગઢમાંજ સંતાઇ રહ્યો છે. ખાન ગઢમાં આવ્યો. બન્નેની મુલાકાત કલાકેક ચાલી, તેથી તુલાજી ખૂબ ખીજવાયો, પણ પોતાના ઉપર શક ન આવે તે માટે તેણે ખાનનું બધું કહેવું કબુલ રાખ્યું. અંતે ખાને ગઢ જમીનદોસ્ત કરવાની તુલાજીને બીક બતાવી. આ વખતે રાજારામ મહારાજ ગઢમાં હતા. માટેજ તુલાજીએ ખાનનો ઠબકો સાંભળ્યો નહિ તો ગઢ ગયાનું તેને જરા પણ ખરાબ લાગત

નહિ. તેજ દિવસે સાંજથી ખાન ગઢમાં રહેવા આવ્યો, રસોડામાં પણ ખાન તરફનો એક નોકર કેટલાં માણસની રસોઇ તૈયાર થાય છે, અને જમનારા કેટલા છે, તથા કોઇને માટે ભાણું પીરસી લઇ જવામાં આવે છે કે નહિ? વગેરે બાબત ઉપર દેખરેખ રાખવા નીમ્યો હતો. આ સર્વ હકીકત પછી મહારાજને અહીં રાખવા હાનિકારક છે, એવી તુલાજીની તથા પ્રતાપરાવની ખાતરી થઇ. છેવટે તે બન્નેએ સાંજેજ એક યુક્તિ શોધી કાઢી, અને તેને અનુસરીને તુલાજીનો એક ખાનગી સવાર જાણે પાદશાહ તરફ જવા તૈયાર થયો હોય એમ ઘોડા ઉપર જીન ચઢાવી ઘોડાને ગઢના દરવાજા આગળ એક ઝાડ પાસે ઉભો રાખવામાં આવ્યો.

રાત્રે નક્કી થયા પ્રમાણે પ્રતાપરાવ ઉતાવળે મહારાજ પાસે ગયો અને અદબથી નમી મુજરો કરી બોલ્યોઃ "મહારાજ! દુશ્મનોના સપાટામાંથી છટકી જવાનો આજેજ લાગ છે. આપને માટે સાદો પોષાક લાવ્યો છું. દાસ ઉપર કૃપા કરી આપનો હંમેશનો પોષાક મને આપો, અને તુલાજી કહે ત્યારે જલદીથી બહાર આવી દરવાજા પાસેજ એક ઘોડો દેખાશે તે ઉપર સવાર થઇ ધનાજીની છાવણીમાં જજો." મહારાજાને એમાંનું કંઇજ સમજાયું નહિ. તેમણે "શું?" એવું તુરતજ પૂછ્યું. પ્રતાપરાવે કહ્યું: "મહારાજ! ખાન ગઢમાં રહેવા આવ્યો છે અને રસોડામાં તેના નોકરો છે. આપને અહીં ખાવાનું મોકલવાનું ઘણું કઠણ થઇ પડે છે, તેથી આપે અહીંથી કુચ કરવીજ જોઇએ. ખાનને ફસાવ્યા વિના અહીંથી છુટકો થવો દુર્લભ્ય છે, તેથી હું આપનો પોશાક પહેરૂં અને જાણે મહારાજ પોતે નાસી જાય છે એવું બહાનું કાઢું. તેથી ખાન ખાતરીથી છેતરાશે અને પોતાના બધા સવારો સાથે તે મારી પાછળ પડશે. તેટલા વખતમાં આપે છટકી જવું એટલીજ મારી પ્રાર્થના છે. મહારાજ."

"વારૂ, પણ તું પાછો શી રીતે આવશે?" "મહારાજ હું પાછો ક્યાંથી આવીશ? મને આપનું આ છેવટનુંજ દર્શન! સ્વામીકાર્ય માટે સ્વદેહ અર્પણ કરવાનો આ કપિલાષષ્ઠી જેવો યોગ છે. એની વિરૂદ્ધ મહારાજે આવવું નહિ, એજ મારી આપના ચરણ પાસે વિનતિ છે."

મહારાજ આશ્ચર્યચકિત થયા. તેમનો કંઠ રૂંધાઇ ગયો. તેમની આંખમાં અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં, અને ગદ્દગદ્દ કંઠે બોલ્યા: "પ્રતાપરાવ! તમે તમારી આવી સ્વામીભક્તિથી મને શરમાવો છો. આવી નિસ્સીમ રાજભક્તિને હું પાત્ર નથી. એ બધું મોટા મહારાજનું પુણ્ય. તેમના પ્રાણ માટે તમારા પ્રાણનો ભોગ આપ્યો હોત તો તમારી જીંદગીનું સાર્થક થયું હોત."

"મહારાજ! આ તક આપ ગુમાવશો નહિ. આપનો પ્રતાપ કંઇ ઓછો નથી. મને પરવાનગી અને આશીર્વાદ આપો. મોડું થશે તો બધી યુક્તિ એળે જશે, અને પછી તો બધા જ યવનોના—છટ્–છટ્—નહિ—આવા પવિત્ર સમયમાં એવા અમંગલ વિચારો નજ થવા જોઇએ."

એટલું કહી પ્રતાપરાવે રાજારામ મહારાજના પગ ઉપર માથું મૂક્યું. મહારાજે તેને પોતાના બાહુપાશમાં લીધો અને તેનો બરડો થાબડી બોલ્યા: "મૃત્યુના જડબામાં જવાની હું તમને શી રીતે આજ્ઞા કરી શકું? પ્રતાપરાવ! શું કહું? બસ, આપણે બન્ને સાથેજ જઇએ અને પછી શું થાય છે તે જોઇએ." "ના, મહારાજે એવું કશું મનમાં લાવવું નહિ. સેવકને આજ્ઞા આપવીજ જોઇએ. મારાં કૃત્યથી મ્હારા પિતાશ્રીને આનંદજ થશે, અને તેમનો પુત્ર સ્વામીકાર્ય કરતાં કરતાં મરણ પામ્યો છે એ સાંભળી તેમને વિશેષ આનંદ થશે! જુઓ, વાર થાય છે. ખાન, બે ત્રણ દિવસમાં ગઢ જમીનદોસ્ત કર્યા સિવાય રહેશે નહિ માટે મને આજ્ઞા આપો." કહેતાં કહેતાં જ તે મહારાજનાં કપડાં ઉતારવા લાગ્યો. ઘણી નાખુશીથી મહારાજે તેને રજા આપી. પ્રતાપરાવનો ચહેરો થોડો ઘણો મહારાજના ચહેરાને મળતો હતો, પરંતુ પોશાક પહેર્યા પછી તો તે બન્ને વચ્ચે ઘણુંજ સામ્ય દેખાવા લાગ્યું. જેણે મહારાજને એક વખત અથવા સહેજસાજ જોયા હશે તે તો પ્રતાપરાવને હમણાં મહારાજ જાણવાની ભૂલ કરે તેમ હતું. મહારાજે પ્રતાપરાવને છાતી સાથે સજ્જડ દબાવ્યા પછી ત્યાંથી જવાની રજા આપી.

રાતના બાર વાગ્યા કે તુરતજ શરીરે બુરખો પહેરી એક મનુષ્ય તુળજાજીના ગઢ બહાર નીકળ્યો. ખાનના નોકરોમાંથી એકે તેને જોયો. તે સંતાતો સંતાતો તે મનુષ્યની પાછળ પાછળ જતો હતો. તે મનુષ્યે ચારે પાસ

નજર ફેરવી. પાસે ઉભેલા ઘોડા ઉપર કુદકો માર્યો, અને ખુરખો ખસેડી નાંખ્યો. તે સાથેજ પાછળ સંતાઇને આવનાર સિપાઇએ મોટેથી બૂમ પાડી કહ્યું: "નાયક સાહેબ દોડો. રાજારામ નાસી જાય છે. દોડો, દો—ડો—" આટલું કહેતાં કહેતાંમાં તો રાજારામ ગઢથી દૂર ચાલ્યા ગયા હતા. તુરતજ ખાનને વર્દી મળી કે રાજારામ ગઢમાંથી નાસી ગયા છે. ક્ષણ વારમાં તેના સિપાઇઓ ઘોડા ઉપર સવાર થયા અને રાજારામની પાછળ દોડયા. શિકારી કુતરાઓ પેઠે ખાનના સવાર દોડતા હતા. આગળ ચાલનાર રાજારામ થોડે થોડે અંતરે પોતાનો ઘોડો ઉભો રાખતો હતો. ધારી ધારીને જોનારને તે દેખાય એવું હતું. ખાનના સિપાહીઓ થાકયા અને વિશ્રાંતિ લેવા માટે ઘોડાઓને ધીમે ચલાવવા લાગ્યા, એ જોઇ તેણે પણ પોતાનો ઘોડો તેટલાજ વેગથી ધીમે ચલાવ્યો. પાછલા સિપાઇઓએ ઘોડાઓ જોરથી ચલાવ્યા એટલે તેમણે પણ પોતાના ઘોડાને દોડાવ્યો અને બન્ને વચ્ચેનું અંતર સરખું કર્યું. આ પ્રમાણે લગભગ ત્રીશ ચાળીશ માઇલ સુધી પૂઠ પકડયાથી બધાના ઘોડા છેક થાકી ગયા હતા. રાજારામ પકડાતા નહિ હોવાથી ખાનનાં માણસો નિરાશ થઇ પાછાં જાય નહિ, એમ જાણી તે મનુષ્યે જાણી જોઇને પોતાનો ભાલો નીચે ફેંકી દીધો અને તે લેવા માટે ઘોડો અટકાવ્યો. પાછળ પડેલા સ્વારોએ એ બનાવ જોયો તેથી તેમનામાં જબરી ઇર્ષા ઉત્પન્ન થઈ, અને તેમણે પોતાના ઘોડા ખૂબ જોરથી દોડાવ્યા. આગલા મનુષ્યે પણ પોતાનો ભાલો લઇ પોતાના ઘોડા ઉપર ઝટ કૂદકો માર્યો અને ઘોડો દોડાવ્યો; પણ આ વખતે કોણ જાણે નસીબ ફર્યું કે શું ? તેથી ખાનના છેક આગલા સવારે પોતાનો ભાલો અચુક ફેંકી તે મનુષ્યના ઘોડાને ઘાયલ કર્યો. હવે ઘોડો પહેલાંની પેઠે શી રીતે દોડે ? ખાનનાં માણસોએ આગલા સવારની એવી સ્થિતિ જોઈ પોતાના ઘોડા એક વાર ફરીથી ઘણા જોરથી દોડાવ્યા અને જોતજોતામાં તે મનુષ્યને ઘેરો ઘાલ્યો. તેણે પોતાનો ભાલો મારી એક જણને ઠાર કર્યો. બધાએ પોતપોતાની તલવાર ખેંચી. તે વખતે રાત ઘણી થઇ હતી. નભમંડળમાં તારાઓ ચમકતા હતા; તેમના ચળકાટથી ઝાંખો પ્રકાશ પડતો હતો, તેથીજ તેઓ એકબીજાને જોઇ શકતા હતા. ચોમા-

આમાં વાદળાંના ઢગલા વચ્ચે એક સરખી રીતે ચળકતી વિજળીની પેઠે, આછા પ્રકાશમાં તલવારો ચળકતી હતી. ખાનને અને તેના મંડળને હવે અત્યંત આનંદ થતો હતો. કારણ કે તેમને રાજારામ મહારાજ જીવતા મળ્યા. પાદશાહ કેટલું ઇનામ અને માન મરતબો આપશે? એ વિચારમાં ખાન ગરક થઇ ગયો હતો. તેણે એને જીવતાં પકડવાનો હુકમ આપ્યો. એટલામાં મેઘ ગર્જના પ્રમાણે ગડગડાટ કરી તે મનુષ્યે ઘણા જુસ્સાથી ખાનને ઉદ્દેશીને કહ્યું: "અરે મૂર્ખા! કેવી ખુબીથી તને છેતર્યો! જો મારા સ્હામું. બરાબર જો. હું રાજારામ મહારાજ નથી સમજ્યો. પરમેશ્વરની કૃપાથી રાજારામ મહારાજ તો આ વખતે ધનાજીની છાવણીમાં નિર્ભયપણે આનંદ કરતા હશે. બસ! આજે તમારાં મોગલોનાં સોએ વર્ષો પુરાં થયાં એમ સમજજો. સુવર્ણગઢનો ઘેરો હવે ઉઠ્યોજ સમજો." એમ કહેતાં કહેતાં તે મનુષ્યે પોતાનો ફેંટો દૂર કર્યો તેથી બધાએ તેને ઓળખ્યો કે તે પ્રતાપરાવ છે. આ વખતે ખાનની સ્થિતિ બહુ કઢંગી થઇ પડી. માન મરતબાના અતિ ઉચ્ચ શિખર ઉપરથી, અપમાન અને હાસ્યની અતિ ભયંકર ઉંડી બખો-લમાં કોઇ તેને નાખી દેતું હોય એવું તેને લાગ્યું. તેથી તેનો ક્રોધાગ્નિ વિશેષ ભડકી ઉઠ્યો. ખાને મ્યાનમાંથી તરવાર ખેંચી અને પ્રતાપરાવ ઉપર ટૂટી પડ્યો. પ્રતાપરાવ કંઈ અસાવધ નહોતો. એવું કાંઇક બનશે એમ તે જાણ-તોજ હતો. તેણે ખાનનો ઘા ચુકવી દીધો અને બહુજ હુંશિઆરીથી ખાનના ડાબા હાથ ઉપર જોરથી ઘા કર્યો. ખાને તે પોતાની ઢાલ ઉપર ઝીલી લીધો અને તેજ વખતે પ્રતાપરાવના માથા ઉપર જબરો પ્રહાર કર્યો, પણ શું ચમત્કાર! તલવારનો ઘા થતો જોઇ પ્રતાપરાવ વિજળી જેવી ઝડપે બે ડગલાં પાછળ હઠ્યો, અને ખાન અશક્ત છે એમ જાણી તર-વાર સહિત તેનો જમણો હાથ તેણે કતલ કર્યો. ખાનની તરવાર અને તેનો પ્રચંડ ભુજદંડ બીજા એક મોગલ સરદારના શરીર ઉપર અચાનક જઇ પડ્યા. બધા મોગલો પ્રતાપરાવના એ કૃત્યથી ઘણાજ ચિઢાયા. તેમણે બધાએ એકદમ તેના પર હલ્લો કર્યો. બિચારો પ્રતાપરાવ એકલો અને તે પણ પૃથ્વી પર ઉભેલો હતો, જ્યારે તેના શત્રુઓ ઘોડા ઉપર હતા. એવી રીતે

તે કેટલો વખત ટકી શકે? તેના શરીર ઉપર અનેક પ્રહાર થયા. તેના દરેક જખમમાંથી ઘણોજ રક્તસ્રાવ થવાથી તેને ચક્કર આવતાં હતાં. પ્રતાપરાવ એકદમ પૃથ્વી પર ગબડી પડયો. તેને મૂર્છા આવી. તેને પૃથ્વી પર પડેલો જાણી તેનું શીર ધડથી વેગળું કરવાનું માન મેળવવાના હેતુથી દરેક સવાર ઘોડા ઉપરથી કૂદી તેના તરફ દોડયો, પણ તેટલામાંજ ખાને તેમને હુકમ કર્યો કે, તેના પ્રાણ લેવા નથી. તેને જીવતો પાદશાહ પાસે લઈ જવો છે. બધા નિરાશ થયા! ખાને પોતાના અને બીજા સવારોના જખમો બંધાવ્યા. પ્રતાપરાવના જખમો ઘણીજ કાળજીથી બાંધવાનું ભૂલ્યા નહિ. બધા પાછા ફર્યા, જેટલા જોરથી તે ગઢ ઉપરથી નીકળ્યા હતા તેટલાજ જોરથી હવે તેઓ શી રીતે પાછા જાય? ખાને ઝુલ્ફીકારખાનની છાવણી તરફ જવાનો હુકમ નહિ આપતાં એકદમ ખુદ પાદશાહની છાવણી તરફ જવાનો હુકમ કર્યો. બધા તે દિશા તરફ વળ્યા.

તુલાજીરાવની મદદથી રાજારામ મહારાજ ધનાજીની છાવણીમાં જઈ દાખલ થયા. ગઢમાંથી નીકળતી વખતે તુલાજીએ પોતાના હાથે ગઢને આગ લગાડી હતી. પચીસ માઇલ વેગળેથી આગના ભડકા દેખાતા હતા. મહારાજને સુરક્ષિત જોઇ ધનાજી, સંતાજી વગેરે રણવીર મરાઠા મુત્સદ્દીઓને ઘણોજ આનંદ થયો. તેમની નિરાશા છેક કયાં ને કયાંયે જતી રહી! સુવર્ણગઢનો ઘેરો બે દિવસમાં ઉઠાવવાનું તે વીરોએ મહારાજને વચન આપ્યું. એ વીરપુરૂષનું વચન એટલે બ્રહ્મ વાકયજ હતું. નક્કી થયા પ્રમાણે ખરેખર ઝુલ્ફીકારખાનને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. કારણ કે ધનાજી અને સંતાજીના માણસોએ જે કતલ ચલાવી તેની પાસે બિચારા નિર્બળ મોગલો શું કરે? તેમની ફોજને પાણી મળવું પણ મુશ્કિલ થયું. બહારથી આવતા અનાજ પાણીની બંધી થઇ. "અલ્લાહ! ખુદા!" કહેતાં કહેતાં મુસલમાન ભાઇઓએ પોબારા ગણવા માંડયા. પછી શું પૂછવું! ધનાજીના લુટારૂ મંડળે તો છેકજ તોફાન કરી મૂકયું. મહારાજે કબુલ કર્યા પ્રમાણે અણીને વખતે હંબીરરાવને મદદ મળી અને સુવર્ણગઢ અજીત રહ્યો! રાત્રે છાવણીમાં રાજારામ મહારાજ અને હંબીરરાવની મુલાકાત થઇ. મહારાજે

પ્રતાપરાવ સંબંધી બધી વાત કહી સંભળાવી. તે કહેતાં તેમની આંખમાંથી એક સરખી અશ્રુ ધારાઓ ચાલતી હતી. એકાદ અબળા જાતિ પ્રમાણે તે શોક કરતા હતા. ગમે તેમ પણ હમ્બીરરાવ પ્રતાપરાવનો પિતા હતો. તેને લાગણી કેમ ન થાય ? પણ સ્વામીકાર્ય કરતાં કરતાં પોતાના પુત્રની સદ્‌ગતિ થઇ એ સાંભળી તેનું મન સંતોષ પામ્યું, અને તે તેણે મહારાજને કહી પણ બતાવ્યું. પરસ્પર આ પ્રમાણે વાતચીત થતી હતી, એટલામાં એક ગુપ્ત જાસુસ ત્યાં આવ્યો. તેણે પ્રતાપરાવની સર્વ હકીકત સવિસ્તર કહી સંભળાવી. તેણે કહ્યું: "મહારાજ ! પ્રતાપરાવને ઘણાજ જબરા જખમો થયા હતા. તેમને ડોળીમાં નાખી દિલ્હીપતિ ઔરંગજેબ પાદશાહ પાસે લઈ ગયા. સ્વામી માટે સ્વદેહ આપનાર વીર કેવો અને કોણ છે એ જોવા માટે પાદશાહ તેને ખાસ દરબારમાં લઇ ગયા. પ્રતાપરાવથી ઉભા પણ રહેવાતું નહોતું. તે ડોળીમાં પડેલા હતા. આટલો બધો રક્તસ્રાવ થયો હતો તો પણ તેના ચહેરા ઉપર એક પ્રકારનું તેજ ચમકતું હતું. પાદશાહ જાતે ઉઠીને ડોળી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે: "કેમ અલ્યા ! તારૂં નામ શું ?" પ્રતાપરાવે કહ્યું. "મહારાજાધિરાજ છત્રપતિ રાજારામનો હું નોકર છું. મારૂં નામ પ્રતાપરાવ." પાદશાહે હસતાં હસતાં કહ્યું: "પણ આટલી બધી ખટપટ કરવાથી તને શું મળ્યું ? તારા પ્રાણ જવાની તૈયારીમાં છે." જવાબમાં પ્રતાપરાવે જુસ્સાથી કહ્યું: "મને જે જોઇતું હતું તે મળ્યું છે. એટલુંજ નહિ પણ તે કરતાં પણ વધારે મળ્યું છે સમજ્યા! રાજારામ મહારાજ તમારા સપાટામાંથી બચ્યા એટલુંજ નહિ પણ સુવર્ણગઢ અજીત રહ્યો. મારા પિતા હંબીરરાવને મદદ મળી. મારા એકલાના પ્રાણ જતાં બે મોટા મનુષ્યોના પ્રાણ બચ્યા છે. એમાં કંઇજ નહિ કેમ ? એક અત્યંત પ્રજા પ્રેમી શ્રેષ્ઠ સ્વામી અને એક અત્યંત પ્રિય પિતા, એ બેને માટે પ્રાણ સમર્પણ કરવાનું પુણ્ય બહુજ થોડાને મળે છે. એમ કરવાથી અમને સ્વર્ગ મળે છે."

પાદશાહ ક્રૂર હતા પણ તેનું જુસ્સાદાર, તેજસ્વી ભાષણ સાંભળી ખુશી થયા. તેમણે પુનઃ કહ્યું: "પ્રતાપરાવ ! તને હું મારા હકીમ તરફથી સારો

કરાવું પણ તું મારી નોકરી કરવાનું કબુલ કરે તો ! હું તને દખ્ખણનો સુબો નીમીશ." એ શબ્દો કાને પડતાંજ વિજળીનો ધક્કો લાગે એવું પ્રતાપરાવને થયું. તે જોરથી બુમ પાડી બોલ્યો: "શું મુસલમાનની નોકરી? આ જન્મમાં તો નહિજ." ગુસ્સાના આવેશમાં બોલવાથી તેમના બધા જખમોમાંથી રક્તસ્રાવ શરૂ થયો. તેને જોરથી આંચકો લાગ્યો. તેનું માથું એક બાજુએ ઢળી પડયું. છેવટના શબ્દો ઉચ્ચારતાં તેને શ્વાસ ચ્હડયો. એ જોઇ રાજારામ મહારાજનો કંઠ રૂંધાઇ ગયો. તેમણે તેને ધીમેથી કહ્યું: "કેમ અલ્યા ! તેણે છેવટે શું કહ્યું ?"

"મહારાજ" તેણે કહ્યું: "હે પ્રભો ! મારા મહારાજને અખંડ આયુષ્ય આપ, અને તેમાં મારા બાકી રહેલા આયુષ્યવડે ઉમેરો કર. પિતાને મારા દંડવત્. મહારાજ, મ્હારા જેવા એક નોકરને યાદ કરજો—સરકાર—" કહેતાં કહેતાં તેની જીભ ખેંચાઇ અને તેણે દેહ છોડયો.

હંબીરરાવ એકાદ ચિત્ર પ્રમાણે સ્તબ્ધ થઇ ગયો હતો. તે શાંતતાથી બોલ્યો: "બાળ, શાબાસ ! ધન્ય છે તને, બાળ પ્રતાપ ! સ્વામીકાર્ય બજાવતાં તારો પ્રાણ જાય છે તેથી તને સ્વર્ગ પ્રાપ્ત થશે. શાબાસ."

મહારાજ છેવટે થોડા શબ્દ બોલ્યા પણ તેમાં કેટલા જુદા જુદા અર્થ ભર્યા હતા ? તેમણે કહ્યું: "શાબાસ ! રાજભક્ત પ્રતાપ ! શાબાસ ! સ્વામિભક્ત સેવકો અંતે સ્વર્ગનું સુખ ભોગવે છે એવું ગીતાજીમાં ભગવાને પણ કહ્યું છે."

---

# ૯ અઢીસો વર્ષ પૂર્વે !



પ્રિય વાચક ! ઇતિહાસ—સરિતાના સ્વચ્છ અને શાંત જળ પ્રવાહમાં સ્નાન કરવા માટે આપ એક પવિત્ર સ્ફટિકમય તટ પર શું નહિ આવો ? એ ગંગાનું જળ અત્યંત ઉંડું હોવાને લીધે જો તમને તેમાં તરતાં આવડતું નહિ હોય તો પણ તે તમને ડુબાવશે નહિ એ નક્કી. તેમાંનાં સર્વે જલચર પ્રાણીઓ અનાહારી છે, તેથી તેની

તમારે ભીતિ રાખવી નહિ. અસંખ્ય જન સમુદાયે હંમેશાં એ નદીમાં સ્નાન કર્યું છે, તો પણ એ નદીનું જળ આરસા જેવું સ્વચ્છ છે. બીજી નદીઓમાં સ્નાન કરવાથી કિંવા નાચવા કૂદવાથી થાક લાગશે પણ અહીં તેમ થશે નહિ. અહિં તો ઉલટું તમારો ઉત્સાહ વૃદ્ધિ પામતો જશે અને તમને તેનાં જળમાંથી બહાર નીકળવાની ઉત્કંઠા થશે નહિ, એવો એનો પ્રભાવ છે. વળી તે શ્રમહારી, આનંદદાયી, આરોગ્યદાત્રી છે. એમાં એક બીજો એવો અમૂલ્ય ગુણ છે કે સ્નાન કરી બહાર આવતાંજ અનેક દિવ્ય દ્રશ્યો તમારી દૃષ્ટિએ પડશે, તેથી તમારી દૃષ્ટિ દિવ્ય થશે. પહેલાં તમને જે રસ્તો પાષાણ, કાંકરા, ઝાંખરા, પહાડ ઇત્યાદિથી ભરપૂર દેખાતો હતો તેજ સ્નાન કર્યા પછી રાજમાર્ગ જેવો દેખાશે. એવી અપૂર્વ સરિતા ઉપર આવવાને તમે બીલકુલ આનાકાની કરશો નહિ, એવી મારી ખાત્રી છે.

ચાલો, ત્યારે મનરૂપી અશ્વ પર સ્વાર થાઓ! જોયો પેલો સંમુખ દેખાતો કિનારો? તે કેવો તેજસ્વી જણાય છે! એનું નામ શું છે? તે હું તમને અત્યારે કહીશ નહિ. જુઓ, આપણે અત્યારે જેના કિનારા પર ઉભા છીએ તેનાં પાણી કેટલાં બધાં સ્વચ્છ અને સુંદર દેખાય છે? ચાલો ત્યારે અંદર કૂદી પડો. કપડાં ઉતારવાની બીલકુલ આવશ્યકતા નથી. કારણ પાણીમાંથી બહાર આવતાંજ તમે નવાં વસ્ત્રો પહેરીનેજ તેમાંથી નીકળ્યા છો એવું તમને લાગશે. બોલો, હરહર મહાદેવ અને મારો ભૂસકો.

શું થયું? આમ આંખો કાઢી ગાંડાની પેઠે આસપાસ જોવાનું શું કારણ છે વારૂ? પેલી જોઇ કે? તમારા નાકની દાંડી સ્હામુ જણાતી અઢીસો વર્ષ પૂર્વની ખીણ? શંગણાના કિલ્લાથી ત્રણ ગાઉ પર જે ખીણ કહે છે તે એજ. જુઓ, ત્રણ ઘોડેસ્વાર તદ્દન જોસભેર ઘોડા દોડાવતા સામેથી ખીણ તરફજ જાય છે, અને બીજા હજાર પાંચસો જવાંમર્દ હાથમાં ભાલા તથા તીર કામઠાં લઇ તેની પાછળ જાય છે. તે ત્રણે પૈકી વચ્ચેના ઘોડેસ્વારનો બાંધો જરા ઠીંગણો છે, તેનો ચહેરો ભવ્ય, તેજસ્વી તથા ટેકીલો દેખાય છે, અત્યંત ક્રોધથી તેના ઓઠ ધ્રૂજે છે, આંખોમાંથી હમણાં અગ્નિના તણખા નીકળશે કે શું? એટલી બધી તે લાલચોળ થઇ છે. ખીણની પાસે

આવતાંજ તેણે ઘોડાને અટકાવ્યો, તેજ વખતે સાથેના બંને સ્વાર તથા તેનું સર્વ સૈન્ય થોભ્યું. ઘોડેસ્વારના ઘોડાઓ પણ કેવા ખંધા છે ! નાળની બાજુએ પોતાના બંને કાન રાખી જાણે ઘડીવારમાં કેવું એક મોટું સંકટ આવવાનું હોય તે સૂચવતા હતા. તે પોતાના સ્વારને આગળ ચાલવા માટે જમીન પર છલંગો મારી, ખોંખારા કરી ઇશારત કરતા હતા. સ્વારો તરફ જુઓ. બીજા બંને સાથે આવેશયુક્ત વાણીથી તે બોલે છે. વાચકગણ, આમ આશ્ચર્ય ચકિત ન થતાં એમનો સંવાદ આપણે લક્ષપૂર્વક સાંભળીએ.

"બાજી." વચ્ચેનો સ્વાર બોલ્યો: "ખરેખર, આજે આપના પરાક્રમની હદ થઇ. દશ બાર હજાર મોગલોનો ઘેરો ભેદી છેક બહાર નીકળી તમે આજે જે શૂરાતન બતાવ્યું, તે જોઇ મારાં નેત્રો સંતોષ પામ્યાં. ધન્ય છે તમારી માતાને કે જેણે આપના જેવા વીરને જન્મ આપ્યો ! બાજી, આપણે જો કે મોગલ હાર ભેદી અત્યારે અહીં આવ્યા છીએ તો પણ શત્રુ આપણી શોધ કરતો આપણી પાછળ આવ્યા સિવાય રહેશે નહિ. શત્રુ હજી તાજો છે, ત્યારે આપણા ઘોડા થાકી ગયા છે. આપણે જૂવાનમર્દ છીએ પણ થાકેલા જેવા દેખાઇએ છીએ. બાજી, આ ખીણમાં આપણે અડધે જઇશું ન જઇશું તેટલામાં તો શત્રુ પાછળથી આવી પડશે. તેથી સર્વ લોકો સાથે ખાણ ઓળંગી સુરક્ષિતપણે રાંગણા પર જવું બની શકે એમ નથી, માટે તમે અડધાથી ઉપરાંત માણસને લઇ આગળ જાઓ અને હું......"

"મહારાજ." બાજીએ તેને આગળ બોલતો અટકાવી ઉત્તર આપ્યો. "જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી એ વાત ત્રિકાલમાં પણ બની શકે એમ નથી. આપના ઉપર તો સમસ્ત મહારાષ્ટ્રની આશાઓ અવલંબન કરી રહી છે. હિંદુ સામ્રાજ્યની ઇમારતનો પાયો આપના જીવની હાનિ થયા પછી કોણ નાંખી શકશે ? મહારાજ, હું એક ક્ષુદ્ર માવળો સિપાઇ, આપના અન્નથી પોષાએલો, તે જો મરણ શરણ થયો તો તેથી મરાઠી રાજ્યનું કાંઇ પણ અહિત થવાનું નથી. પરંતુ આપના જેવા આગેવાન, હિંદ દેવીએ અકાળે ગુમાવ્યા, તો તેથી કેટલું બધું ભયંકર નુકસાન થશે વારૂ ! એવો આગ્રહ આપ કદી કરશો નહિ. આપ હજાર માવળા સાથે ચાલ્યા

જાઓ. આપના સેવકની બીલકુલ ચિંતા કરશો નહિ. આપના સુરક્ષિત-પણાની નિશાની કિલ્લા પરથી આવી પહોંચશે ત્યાં સુધી શત્રુને એક ડગલું સુદ્ધાં હું આગળ આવવા દઇશ નહિ.”

બાજી દેશપાંડેએ શિવાજી મહારાજને એ પ્રમાણે નમ્ર વિનતિ કરી. મહારાજનો કંઠ ગદ્‌ગદ્‌ થવાથી આગળ બોલાયું નહિ. પોતાનું દુઃખ ઢાંકીને તેઓ બોલ્યા: “બાજી, ઠીક છે. તું કહે છે તેમ હું કરીશ, પરંતુ કિલ્લા પરથી પાંચ તોપના બાર સાંભળે કે તુરતજ તું અહીં થોભીશ નહિ. ઘણીજ ઝડ-પથી તું કિલ્લા તરફ ચાલ્યો આવજે. વધારે શું કહું?” પછી આકાશ તરફ નિશ્ચલ તથા સ્થિર દૃષ્ટિથી જોઇ તે બોલ્યા: “મા જગદમ્બા! તારા પર મારો પૂર્ણ ભરોસો છે, આ મારા જીવન સ્વરૂપ બાજી દેશપાંડેને તને સોંપી, ભવિષ્યનાં કર્તવ્યો પર દ્રષ્ટિ રાખી, હું અહીંથી આગળ જાઉં છું. તેના પર તારી કૃપાદૃષ્ટિ રાખજે.” એટલું બોલી પોતાના ઘોડાને આગળ ચાલવાની ઇશારત કરવાને માટે શિવાજી મહારાજે એડી મારી. અર્ધ ક્ષણમાં તેઓ તથા તેની સાથેના સરદાર અને હજાર માવળા દૃષ્ટિ પાર નીકળી ગયા.

વાંચક વૃંદ! આંખો પર તમે તમારા હાથ શા માટે ધર્યા છે વારૂ! હજી ભયંકર પ્રસંગ તો આગળ આવે છે. એટલામાં આપનું હૃદય પિગળાવી દેશો નહિ. જુઓ! બાજી દેશપાંડેએ ખીણને મોખરે પોતાના ચૂંટી કાઢેલા પચાસ સાઠ માણસો સજ્જ કરી રાખ્યા છે, તથા બાકીનાં મનુષ્યોને ખીણની આસપાસ ઝાડની અંદર સંતાઈ રહેવાનો ઉપદેશ આપે છે.

અરે! પણ અહીં પરનાળાના રસ્તા તરફ આટલા બધા ધૂળના ગોટેગોટ આકાશ સુધી એકદમ કેમ ઉડવા લાગ્યા હશે? વા વંટોળીઓ પણ કેટલો બધો છે! સમજ્યો. પરનાળા પરથી શ્રી શિવાજી મહારાજ પોતાના અનુયાયીઓ સાથે શત્રુની હાર ભેદી પાર નીકળી ગયા છે તેથી અફ્‌ઝુલ-ખાનનો છોકરો ફાજલખાન સીધી જુહાર ક્રોધથી દાઢીના કેશ ચુંપી નાંખતો, દાંત હોઠ ચાવતો, શિવાજી મહારાજની ભાળ કાઢતો, દશ બાર હજાર મોગલ સૈન્ય સાથે લઈ ઘોડા કૂદાવતો ખીણ તરફ આવે છે. ખાણુથી સો વાર પર પડાણુ સૈન્ય થોભ્યું. જ્યાં ત્યાં તદ્દન શાંતિ હતી. ચારે તરફ બીચ

ઝાડી આગળ પર્વતોની બે બાજુએ ગગન ચુંબિત કાળાં શિખરો, અને અંદરથી છેક ભયંકર મૂર્તિમંત કાળની પેઠે ડાચું પહોળું કરી ઉભી રહેલી ખીણમાં પવનના જોરથી ટેકરી ઉપરથી પડતા મ્હોટા પત્થરનો અવાજ અને તેથી થતા મોટા પ્રતિધ્વનિ સિવાય ત્યાં કાંઇ પણ અવાજ સંભળાતો ન હતો. કોઇ પશુ ભૂલે ચૂકે પણ તે વખત ત્યાં ફરતું ન હતું.

અહીં સુધી પઠાણ સ્વારો આવી પહોંચ્યા છે. "બોલો દીન" એવો ફાજલખાનનો પુકાર થવા સાથે "દીન દીન" એવો ભયંકર અવાજ સર્વત્ર થઇ રહ્યો. કેટલીક મિનિટ સુધી તે અવાજના પ્રતિધ્વનિથી ખીણ ઘુમી રહી. પ્રિય વાંચક! કેમ? આટલા બધા ગભરાઓ છો કેમ? આ જુઓ. પચાશ પચાશ સ્વારોની ટોળીઓ થઇ ખીણના મુખ તરફને રસ્તે હુમલો કરવા લાગી. પણ વળી આ શું? તે પચાશ ત્યાંજ મૃત્યુ પામી ભૂમિપર પડયાં! આ શો ચમત્કાર! અરે! આ બીજા, ત્રીજા, ચોથા, પચાશ પણ તેજ અવસ્થાએ જઇ પહોંચ્યા! અરે! પણ આ છે શું? એમ કરતું મોગલ સૈન્ય એકદમ પાછળ હઠયું. જુઓ. ફાજલખાનના માણસો બ્હીકને લીધે ગભરાઇને નાસે છે તે! "ઇનશાઅલ્લા! તોબા! તોબા!" ફાજલ પોતાના કેશ આમળતો બોલ્યો: "અરે, તમે નાસો છો કેમ?" ખીણ કાંઇ જાદૂથી ભરેલી છે કે શું! મને લાગે છે કે તે ડુંગરનો ઉંદર અંદર સંતાઇ રહેલો હશે. થોભો, યારો થોભો, બ્હીકથી ન્હાસી જશો નહિ. જાફર, તું તારાં ચુંટી કાઢેલાં પચાશ માણસ લઇ આગળ થા જોઉં. બરાબર તપાસ કર." "જી હુજૂર" એમ બોલી જાફર પોતાનાં માણસો સાથે આગળ થયો. દશ ડગલાં ગયો ન ગયો એટલામાં સૂં સૂં કરતાં પચીશ બાણ તેના માણસોમાં ખૂસ્યાં, પચીશ ઘાયલ થયાં! થયું! બીજાં દશ બાણ, દશ પઠાણ ખીણને અર્પણ કરે છે. તે સાથે જાફર ફાજલખાન પાસે પાછળ ન્હાસી આવ્યો, અને બોલ્યો: "તોબા! તોબા! હુજૂર! હજી મરાઠાઓ અંદર સંતાઈ બેઠેલા છે. આપણા માણસોને આગળ પહોંચવા દેતા નથી. માશાલ્લા! કેવી તેઓ અચૂક નેમ તાકે છે!" "ચૂપ, બેવકુફ, આમ છોકરીની પેઠે રડતો પાછો આવી શું મને ડરાવે છે? નામર્દ! ચાલ તારૂં મ્હોં કાળું કર!"

તેને ઉત્તર આપી ફાજલખાને પોતે જાતે પોતાના સ્વારો સાથે સજ્જ થઇ ખીણ તરફનો રસ્તો લીધો. અહા ! કેવો ભયંકર માર્ગ !

માવળા જુવાન પણ ખબરદાર—ઉસ્તાદ—હતા. પાંચ હજાર મોગલ સૈન્ય છેક નાશ પામ્યું, ત્યારે તેમનાં પાંચસો પૈકી બસો ખલાસ થયા. વીર બાજી આમથી તેમ વિદ્યુત્ પ્રમાણે ફરતો અને વીરોને ઉત્સાહ આપતો શત્રુ સૈન્ય કાપી નાખવા લાગ્યો. પુનઃ મોગલ સૈન્ય નાસવા લાગ્યું. વાચકગણ ! જુઓ રજપૂત સૈન્ય હજી સ્વસ્થ ઉભું હતું, તે ખીણ તરફ ધસી આવે છે. મરાઠાઓએ લડવામાં હદ કરી. થયું ! પચાશ માવળા ફક્ત રહ્યા ! બાજીને પણ ભયંકર જખમ થયા છે. આ જુઓ. બાજી પોતાના માથા પરનો જખમ પોતાને હાથે સંભાળી લઈ પોતાના જવાંમર્દોને વિલક્ષણ ઉત્સાહ આપે છે. સાંભળો, સાંભળો, જુઓ, તે શું બોલે છે? "વીરો, શાબાશ, શાબાશ, જુવો, તમારૂં આજનું શૂરત્વ જોઇ તમારા સ્વર્ગીય પિતૃઓ આનંદે ડોલે છે ! વીરો ! હજુ થોડી વેદના સહન કરો, એટલે તમારોજ જય થશે એ ખાત્રી રાખજો. આપણા પંચ પ્રાણ સમાન શિવાજીરાય કિલ્લા પર સુરક્ષિત જઈ પહોંચવા પામે ત્યાં સુધી શત્રુ એક ડગલું પણ આગળ આવી શકનાર નથી. એ માટે તમે નિશ્ચય રાખી શત્રુને કાપતા ચાલો. જો ઉત્સાહ છોડીશું, અને શત્રુને હમણાં ચઢવા દઇશું, તો મહારાષ્ટ્રનો પાયો ટૂટી પડશે. જો તમે દબાઇને નાશી જશો તો શત્રુઓ તમારાં માતાપિતાની, તમારાં સ્ત્રી પુત્રોની, તમારાં ગૌબ્રાહ્મણની આબરૂ લીધા વિના રહેશે નહિ ! તમારા ઘરબારની ભસ્મ કર્યા વિના અટકશે નહિ અને છેવટે ? છેવટે શું ! આપણા પૂર્વજો આપણને ભીરૂ સમજી આપણો તિરસ્કાર કરશે ! આપણા વંશજ આપણને નામર્દ કહી "એજ મરાઠી રાજ્ય ડૂબાવનારાઓ !" એમ કહી આપણી તરફ આંગળી બતાવશે ! એ કલંકમાંથી બચવાનો ખરો સમય આજ છે. ચાલો તો વીરો ! બોલો ! હરહર મહાદેવ ! બોલો શ્રી શિવાજી મહારાજકી જય."

પ્રિયવાચકો ! બાજીના જુસ્સાદાર ભાષણથી મરાઠાઓને કેટલો જુસ્સો અને ઉત્સાહ ચઢયો હશે તે તમે જોયું કે ? જુઓ, બાજી તથા તેની સાથેના

સરદારો કેવું યુદ્ધ ચલાવી રહ્યા છે ! બાપરે ! બાજીને કેટલા જખમ લાગેલા છે ? સંભાળ, બાજી. સંભાળ. અરે, પેલા સ્વારે તેના પર હલ્લો કર્યો ! તે માથા પર ઘા કરશે ! પણ વાહવા શાબાશ બાજી, શાબાશ ! જુઓ ! બાજી, તેનો પ્રહાર ચૂકાવી પોતાની તલવારના એકજ ઝટકાથી તેને જમીનદોસ્ત કરી દે છે ! ગયો ! ઠાર ગયો ! અરે પણ આ શું ? મરાઠાનું ફક્ત પચીશજ માણસ રહ્યું ! બાજી તદન લોહીમાં સ્નાન કરી રહ્યો છે. મરાઠાનું ધૈર્ય ઢીલું થતું દેખાય છે. પણ આ શેનો અવાજ ! સાંભળો ! બે, ત્રણ, ચાર, પાંચ ! શું એ શિવાજી મહારાજ રાંગણે પહોંચ્યાની નિશાની થાય છે ? જુઓ ! મરાઠાઓ હર્ષમાં ગાંડા થઇ પાછા ફરવાના વિચારમાં હોય એમ દેખાય છે. પરંતુ એકદમ જોસભેર મોગલો પર હલ્લો કરી “ મારીએ કિંવા મરીએ ” એવા નિશ્ચયથી તેઓ શત્રુ પર તૂટી પડેલા હોય તેમ દેખાય છે. શાબાશ બાજી ! તું શત્રુને પીઠ બતાવી લડાઇમાંથી પાછો ફરવાનો નથી. હા ક્ષત્રિયની પ્રતિજ્ઞા તેં પૂર્ણ કરી બતાવી. હાય હાય બાજી ! તે દુષ્ટોએ તારા કેટલા બધા કટકા કર્યા છતાં તે વખતે તારા પ્રત્યેક છિદ્રમાં કેવું વીરત્વ છૂપાએલું છે એ તું બતાવે છે. શું પચીશ પૈકી ચાર પાંચજ શિલક રહ્યા ? જુઓ, પોતાના સ્વામીના શરીરના કટકા એકઠા કરી મરાઠાઓ રાંગણા તરફ વળ્યા, પણ જોયું કે ? જે સ્થળે તે વીરનું શબ પડયું હતું, ત્યાંની ધૂળને સીદી જુહાર વંદન કરે છે. બાજી ! જે સ્થળે તારો દેહાન્ત થયો, તેની આસપાસનું એકેએક રજકણ ચિરવન્દનીય છે, તેમાં કાંઇ પણ સંદેહ નથી !

થયું ! મહારાષ્ટ્ર વૈભવ કલ્પતરૂની અભિવૃદ્ધિ માટે જેનું લોહી આ રણાંગણ રૂપી ક્ષેત્રમાં છંટાયું છે, તે બાજી દેશપાંડેનું કીર્તિયુક્ત મૃતક શરીર, માવળા વીરો શિવાજી મહારાજનાં દુઃખાશ્રુથી ન્હવડાવી અંત્યવિધિ કરવા માટે મહારાજ તરફ લઇ જાય છે. વાચકો ચાલો, આપણે પણ એ સ્વામીભક્ત બાજી દેશપાંડેના સ્ફટિકમય શબદને પ્રેમરૂપી અશ્રુ જલથી ભીંજવતાં ભીંજવતાં વંદન કરીએ.

# ૧૦ મહારાષ્ટ્રીય યુવતી રત્ન.

## પ્રકરણ ૧ લું.

### સ્થિતિનું દિગ્દર્શન.


ક્ષિણમાં કોલ્હાપુર સંસ્થાનનું માથેરાન કિંવા મહાબળેશ્વર કહીએ તો તે પન્હાળગઢ છે, પરન્તુ મરાઠી રાજ્ય સંસ્થાપક છત્રપતિ શ્રી શિવાજી મહારાજની કારકીર્દી સમયે ઇતિહાસ પ્રસિદ્ધ પન્હાળગઢનો સામ્પ્રત વૈભવ અને પ્રાચીન સ્થિતિ એ બેમાં કેવડું મોટું આસ્માન જમીન જેટલું અંતર! પોતાના સાચા સ્વામીનિષ્ઠ મિત્રો સાથે જે આંગણામાં બેસી પોતાના છત્રપતિએ રાજ્ય સ્થાપનાની અનેક મસલતો કરી, પોતાના પ્રાણને તાળવે લટકાવી લટકાવી હજારો નરવીરોએ જે ભયંકર રાત મધરાતે દોડી આવી છત્રપતિ શિવાજી મહારાજને સહાયતા કરી, અને જે બુરૂજ ઉપરથી અચુક ગોળા છોડી, પોતાના એક પણ સૈનિકને કિંચિદ્ પણ ત્રાસ ન પહોંચતાં, છત્રપતિએ મોગલ શત્રુની રેવડી દાણાદાણ કરી હિંદુ સ્વરાજ્યનું ભવ્ય મહાલય પ્રતિષ્ઠિત કર્યું, તે આંગણું, તે બારી, તે ગુપ્ત માર્ગ અને તે ગગન ચુંબિત બુરૂજ પૈકીનું એક પણ સ્થળ આજે આંગળી દેખાડવાને માટે પણ શિલક રહ્યું નથી! સર્વભક્ષક કાળે તે સર્વેનો માત્ર એકજ ગ્રાસમાં અંત આણી નાંખ્યો છે, અને હવે પન્હાળગઢ એ ફક્ત હવા ખાવાનાં ઠેકાણાંના નામ માત્રથી પ્રસિદ્ધ છે. જ્યાં ત્યાં મોટી વિસ્તીર્ણ સડકો થયેલી હોવાથી જે સ્થાન પર પહેલાં વીરોને ચઢવાને ડોળીની મદદ લેવાની જરૂર પડતી, તેજ સ્થાન પર આજ સાયકલો અને મોટરો ભોં ભોં કરતી સહેલાઇથી દોડા દોડ કરી રહી છે.

આવી સ્થિતિ હોવા છતાં ગઢના નૈસર્ગિક સૌંદર્યથી આજે પણ એક

પ્રકારનો વિશેષ આનંદ પ્રાપ્ત થાય છે. ગઢની તળેટીમાં આવેલું શ્રી સાષોબાનું તળાવ, છત્રપતિના રાજસમયની અત્યારે પણ દૃષ્ટિગોચર થતી લીલી પ્રચંડ વાવ, જ્યોતિર્લિંગનું અખંડ દર્શન કરવા માટે ઉંચી ડોકે નિહાળી રહેલા પ્રશસ્ત રાજ્ય મહાલો વગેરે નૈસર્ગિક રમણીય સ્થાનો હજી પણ છત્રપતિના વૈભવની થોડી ઘણી સાક્ષી પૂરે છે. ગઢ ઉપરનું સઘન આંબાવાડીયું, મધુર સુવાસ વડે સમસ્ત ગઢને સુવાસિત કરનાર સુવર્ણ ચંપાનાં ગગન ચુંબિત વૃક્ષો, નાના પ્રકારનાં ચિત્રવિચિત્ર પુષ્પ ભારે નમી રહેલી વનરાજિ અને રંગબેરંગી મૃત્તિકાને લીધે ઇંદ્ર ધનુષ્યનો આભાસ પાડનારા પર્વત ખંડ, આજે પણ ઘડી પર્યંત પ્રેક્ષકોનું મન આકર્ષે છે! એક બાજુએ ઉંડી ખીણમાંથી સર્પાકારે વહેતી પંચ ગંગા, દૂરથી જણાતા તુટેલા ભયંકર ખડકો અને બીજી બાજુએ જાણે પ્રત્યક્ષ આકાશ સાથે સ્પર્ધા કરવા તૈયાર થયા ન હોય એવા પર્વતરાજ વગેરે દેખાવો જોનારના હૃદયને ભયકંપિત કરે છે. આવા વિકટ સ્થાનમાં થઇને અર્ધ રાત્રિએ પોતાના પ્રિયપ્રાણની લેશ પણ દરકાર ન કરતાં, કેવળ સ્વામીનિષ્ઠાના બળ ઉપર અવલંબન કરી જે હજારો મહારાષ્ટ્રીય વીરોએ આ દુર્ગમ માર્ગને સુગમ બનાવી છત્રપતિને યશ પ્રાપ્તિ કરાવી છે તેમનું જેટલું ગૌરવ કરીએ તેટલું ઓછુંજ ગણાશે; પરંતુ "**तेहिनो दिवसागताः**" એજ સત્ય છે. પ્રચંડ કાળચક્રના સપાટામાં, તે વૈભવના, તે વૈભવશાળી પુરૂષોના અને તેમનાં અદ્વિતીય બાહુબળનું દિગ્દર્શન કરાવનારા સ્થાનના ચુરેચુરા થઈ ગયા છે, તેથી તે સર્વ હવે સ્મૃતિ પથમાંથી પણ ભૂસાઇ જશે કે કેમ તે બાબત શંકા રહે છે!

આપણા આ લઘુ કથાનકનો કાળ જો કે છત્રપતિની પૂર્ણ જાહોજલાલી વેળાનો છે તોપણ, કથાનકમાં નિર્દિષ્ટ થયેલાં સ્થાનો પૈકી ઘણાં ખરાં આજ નાશ પામ્યાં છે. તેમનું મહાત્મ્ય જો અવશેષ રહ્યું હોત તો પણ ચાલત, પરંતુ દુર્દૈવની વાત એ છે કે, સાંપ્રત સમયમાં તેની પણ ખામી જણાય છે; તેથી આપ સર્વને અમારી સાથે કલ્પના સૃષ્ટિમાંથીજ પસાર થવું પડશે એ બદલ અમને ખેદ થાય છે. પરંતુ એમાં અમારો ઉપાય નથી. કાળનો મહિમાજ એવો વિચિત્ર છે. સૃષ્ટિનો આટલો મોટો વિસ્તાર

કેવળ કાળને આધિન હોવાથી, તેના ભક્ષ્ય સ્થાને પડેલી વિધવિધ વસ્તુનો કિંવા તેના વિચિત્ર કૃત્યો પૈકી એકાદનો પણ નામોચ્ચાર કરવામાં સુદ્ધાં "કાળ દ્રોહ" થશે કે કેમ એવી અમને ભીતિ રહે છે !

છત્રપતિની રાજ્ય સંસ્થાપનાની એકંદર યોજના જોતાં તેમની ઐહિક યાત્રા તદ્દન અલ્પાવધિ હતી, એમ સર્વે કોઇ કબૂલ કરશે. મહારાષ્ટ્રીય રાજ્યનાં દુંદુભી કઇ યોજનાથી જગતમાં નિરંતર સંભળાતાં રહે તેજ વિચાર માત્ર તેમના હૃદયમાં ઘોળાયા કરતો હોવાથી સુખ–રાજ્યસુખ–એ શબ્દનો તેમણે ઉચ્ચાર સુદ્ધાં પણ કર્યો નહતો. ગાઢ જંગલમાં થઇને અથવા ગિરિકંદરમાં થઇને પોતાના માવળા લોકને સાથે લઇને આજ તેમને સ્વતઃ હલ્લો કરવો પડતો તો કાલે તેમના પ્રતિસ્પર્ધીના હલ્લાનો પ્રતિકાર કરવો પડતો. એવું નિરંતર ચાલતું હોવાથી તેમણે મહાકષ્ટે મેળવેલાં સિંહાસનનો સુખે ઉપભોગ કરવાનો એક દિવસ પણ મળ્યો નહતો, એટલુંજ નહિ પણ જરા નિશ્ચિતનો સમય મળતો ત્યારે તે સમયે તેઓ યુદ્ધના વિચારોમાં કિંવા દુઃખી મનુષ્યોનાં દુઃખ નિવારણ કરવામાં ગુંથાયલા રહેતા હોવાથી સંસાર વ્યહવારમાં ચિત્ત પરોવવાની તેમને જરાયે ફુરસદ મળતી નહતી.

છત્રપતિને મરાઠી રાજ્યનું ભવ્ય મહાલય ઉભું કરતાં કેટલા બધા ભયંકર પ્રસંગો સાથે યુદ્ધ કરવું પડ્યું હતું ! મોગલ બાદશાહ–અને તેમાં પણ વળી ઔરંગજેબ કે–જેના નામ માત્રનું સ્મરણ કરતાં અત્યારે પણ રોમાંવલિ ઉભી થાય છે. તે તેમનો મુખ્ય શત્રુ હોવાથી એવા બળવાન પાદશાહ સાથે સ્પર્ધા કરી પોતાની ધારેલી ધારણા પાર પાડવી એ કાંઇ નાની સુની વાત નહતી. પરંતુ ધન્ય છે છત્રપતિને અને તેમના ચરણમાં પોતાના અમૂલ્ય પ્રાણ પાથરનાર તાનાજી, હિરાજી સરખા મહારાષ્ટ્ર વીરોને ! મુઠ્ઠીભર માવળા લોકોનાં અતુલ પરાક્રમ વડે આપણા "ડુંગરકા ચુવા" છત્રપતિ મહારાજે પોતાનું કાર્ય સાધ્યું અને મરાઠી રાજ્યની ધ્વજા સમસ્ત મહારાષ્ટ્રમાં ફરકાવી ! છત્રપતિના ઉત્તમોત્તમ ગુણોનું અને તેમના સ્વામીનિષ્ઠ અનુયાયીઓનાં અદ્વિતીય પરાક્રમનું જેટલું વર્ણન કરીએ એટલું ઓછું ! કિંબહુના તે અમારી શક્તિ બહાર છે. તે સમયની સ્થિતિનું દિગ્દર્શન

આટલેથીજ સમાપ્ત કરી હવે આપણે મૂળ વાર્તા તરફ વળીશું.

તે સમય પુષ્કળ ધામધુમનો હોવાથી ગઢ ઉપર સર્વત્ર લશ્કરી બંદોબસ્ત હતો. મોગલ બાદશાહના અફઝુલખાન, સાહિસ્તખાન વગેરે જેવા વિક્રાળ સરદારો ગઢની આજુબાજુમાં પડેલા હોવાથી દિવસે પણ કોઇ મનુષ્યને સહેલાઇથી ગઢ ઉપર ઉતરચઢ કરવા દેવામાં આવતા નહતા, તો પછી રાત્રિનું તો નામજ ક્યાં લેવું ? સરદાર અફઝુલખાન મહા ક્રૂર હતો. એવા જબરદસ્ત શત્રુ સાથે યુદ્ધ કરવું પડશે એવા વિચારથી ગઢ ઉપર સર્વત્ર ઉદાસિનતા છવાઇ રહી હતી. પ્રત્યેકને છત્રપતિ માટે વિશેષ ચિંતા થતી હતી. તરૂણ વીરો તેમજ સ્ત્રી બાળકને મોઢે અફઝુલખાનનો વિષયજ ચર્ચાતો હતો. વિશેષ દિલગિરીની વાત તો એ હતી કે: અફઝુલખાનને પ્રત્યક્ષ કોઇએ જોયો નહતો. તે વેષ બદલવામાં વિશેષ કુશળ હોવાથી, કઇ વેળા, કયા રૂપમાં તે ગઢમાં પ્રવેશ કરશે તેનું ઠેકાણું નહતું તેથી ગઢ ઉપરનાં પ્રત્યેક મનુષ્ય પૂર્ણ સંભાળથી રહેતાં હતાં.

અણીના પ્રસંગ જેવો ભય દૃષ્ટિ સમીપ જણાતો હોવાથી સૂર્યાસ્ત પછી કોઇએ પણ ગઢ ઉપર દિવો કરવો નહિ, એવો સખ્ત હુકમ છત્રપતિએ કાઢ્યો હતો. તેનો અમલ બરાબર થાય છે કે કેમ તે જોવા સરકારની સ્વારી અર્ધ રાત્રિએ પણ વેશ બદલી બહાર નીકળતી. શિવાજી મહારાજ મહા દયાળુ હતા અને પ્રજાજનોનું પોતાના બાળક પ્રમાણે પાલન કરતા હતા; તેથી પોતાનાં રોદણાં સરકાર આગળ રડતાં પ્રજાજનને કોઇ પણ પ્રકારની ભીતિ લાગતી નહતી; પરંતુ છત્રપતિ કાયદાની બાબતમાં પ્રત્યક્ષ પુત્રને પણ ક્ષમા કરતા ન હોવાથી પ્રજા ઉપર તેમનો દાબ વિલક્ષણ હતો. તે પ્રજાને હાથે તેમના નિયમોનું ઉલ્લંઘન થયાનું સ્વપ્ને પણ સાંભળવામાં આવતું નહતું, એટલુંજ નહિ પણ તેમની સ્વામીનિષ્ઠ પ્રજા તેમના નિયમોને સખ્ત રીતે પાળી તેમનાજ ઇષ્ટ ચિંતનમાં સદા તત્પર રહેતી.

કથાનકનો સમય ઉપર પ્રમાણે ધામધુમીનો હોવાથી, પ્રત્યેક મનુષ્ય પોતાની, પોતાના દેશની અને પોતાના પ્રજાપાલન દક્ષ રાજાની ચિંતા કરતા હતા. ખાનનું લશ્કર પ્રપંચી હતું. સૈનિકોના અત્યાચારની નવી નવી વાતો

નિત્ય આવતી હોવાથી ગઢ ઉપરની સ્ત્રીઓ તથા બાળકો ભયથી કંપતાં હતાં. યુદ્ધ પ્રસંગ અનિવાર્ય હતો. સર્વ પુરૂષ મંડળી યુદ્ધે જનાર હોવાથી પ્રત્યેક ઘરમાં અત્યંત ખેદજનક ખાનગી ખટપટો ચાલી રહી હતી. કોઇ પોતાના પુત્ર માટે, કોઇ પોતાના બંધુ માટે, તો કોઇ પ્રેમાળ સ્ત્રી પોતાના પુત્ર માટે, કોઇ જુવતિ માટે, એમ પ્રત્યેક ઝુંપડીમાં પ્રત્યેક મનુષ્યો ચિંતા કરી રહ્યાં હોવાથી સર્વત્ર દિલગીરી પ્રસરી રહી હતી.

મધ્ય રાત્રિનો સમય હતો. ગઢનાં સમસ્ત મનુષ્યો, પાસે આવેલા અરિષ્ટ સંબંધી વિચારમાં ગરક થયાં હોય એમ સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય સૂચવતું હતું. કોમળ બાળકો પોતાના પિતાનો હવે ટુંક સમયમાં વિયોગ થવાનો હોવાથી તે સમય વિતાડી દેવા માટે જાણે પોતાના બાહુ પાશથી તેમને દૃઢ આલિંગન દઇ સ્વસ્થ નિદ્રા સુખ અનુભવતાં હતાં. યુદ્ધ પ્રસંગનાં અનેક ગપાષ્ટકો સાંભળી આવેલી પતિ પ્રેમી સ્ત્રીઓ જાણે પતિના જીવિત સંબંધી છેક નિરાશ થઇ હોય તેમ તેમના પગ પાસે અવ્યવસ્થિત સ્થિતિમાં પડી હતી! કેટલાક વૃદ્ધ ગૃહસ્થ અને વયોવૃદ્ધ સ્ત્રીઓ પોતાના તરૂણ પુત્રોના યશચિંતન માટે અને સાથે સાથે છત્રપતિના સ્વાસ્થ્ય માટે પરમેશ્વરની પ્રાર્થના કરતાં કરતાં ઝોકાં ખાતાં હતાં! આવા અગવડ ભરેલા પ્રસંગે સમસ્ત જીવન સૃષ્ટિ વિશ્રાંતિ લેતી હતી. માત્ર એકજ ઘરમાં તે વેળાએ નિદ્રા દેવીનો સંચાર થયો ન હતો.

તે ઘર કાંઇ મોટું ન હતું, અને હતું પણ તદ્દન જુની પદ્ધતિનું. એક નાની ઓસરી અને તેની અંદર તેટલાજ માપની પરસાળ હતી. તેમાં એક પડદો બાંધી નાની સરખી ઓરડી બનાવી હતી. સૂર્યાસ્ત પછી ગઢ ઉપર દિવા કરવાની સખ્ત મનાઇ હતી, તેમાં વળી આજે અંધારી રાત હતી. ઘરની અંદરનો ભાગ જોવાનો કાંઇ આધાર ન હતો. પરન્તુ અમને નવલકથાકારોને શું? અમને કોઇ પણ સ્થળે જવાનો પ્રતિબંધ નથી! વિષયી પુરૂષોના અંતઃકરણમાં આવતા તેમના પ્રેમપાત્રો સંબંધી વિચાર, વિરહિણી સ્ત્રીઓના અંતઃકરણમાં અગ્નિ પ્રદિપ્ત કરનારી તેમના પ્રિય પાઠકોની સ્મૃતિ, દેશ પ્રીતિમાંજ તલ્લીન થનારા વીર યુવકોના હૃદયમાં ઉછળતી દેશભક્તિની

ઉજ્જવલ કલ્પના, વગેરે જે જે વસ્તુ સામાન્ય ચર્મ ચક્ષુને અગોચર હોય છે, તે સર્વે અમારી આગળ ઇચ્છા માત્રથીજ હાજર થાય છે, તો પછી આ ક્ષુદ્ર ઝુંપડીની તો વાતજ કયાં ? અંદર બનતા બનાવો અમને ધોળા દિવસની પેઠે સ્પષ્ટ દેખાય છે. જુઓ; સામે ઓરડીના પડદાને ટેકવી પિસ્તાળીશેક વર્ષનો એક ગૃહસ્થ બેઠેલો જણાય છે, તેની સામે સુમારે સત્તર અરાઢ વર્ષની એક તરૂણ સ્ત્રી પોતાના ડાબા હસ્તથી કોમળ કપોલ પ્રદેશને ટેકવી તે ગૃહસ્થ તરફ સંકુચિત મુખમુદ્રાએ જોતી બેઠી છે. ઝુંપડીના સર્વ સામાન ઉપરથી અને તેમના પહેરવેશ ઉપરથી ઉભય મરાઠા જ્ઞાતિનાં હોય એમ સ્પષ્ટ જણાય છે. પ્રિય વાંચક, ચાલ, બહાર ઉભા રહીને તે ઉભય વચ્ચે થતું સંભાષણ આપણે થોડી વાર સાંભળીએ. આ સમય અત્યંત શાન્ત હોવાથી આપણાથી તેમનું સંભાષણ સાંભળી શકાશે.

ગૃહસ્થના હૃદયમાં શા વિચારો ઉદ્‌ભવતા હતા, તે તો પ્રભુ જાણે; પરન્તુ કેટલીક વાર થયાં તે શૂન્ય મુખે યુવતીની સામે જોતો બેઠો છે. કાંઇ પણ બોલવાની ઇચ્છાથી શબ્દો તેના ઓઠ નજદીક આવતા હતા, પરન્તુ જાણે ઉચ્ચાર કરવાનું તેનામાં ધૈર્ય ન હોય, તેમ મહા કષ્ટે ઓઠે આવેલા શબ્દો ગળી જતો, તથાપિ તેના અંતઃકરણમાં વારંવાર આવતી વિચાર લહરીનો તેણે કરેલો અવરોધ કેટલી વાર ટકશે ?

ગૃહસ્થ સામે બેઠેલી તરૂણ યુવતી વિચાર તંદ્રામાંજ ગરક હોવાથી, તેનું એ બાજુએ બિલકુલ લક્ષ્ય ન હતું, એમ કહીએ તો પણ ચાલે. તેનું અંતઃકરણ કોઇ વિલક્ષણ કલ્પના તરંગથી કલુષિત થયું હતું, પરન્તુ તે ગૃહસ્થનાં—તેના પિતાનાં—પ્રતિક્ષણે વૃદ્ધિ પામતાં ડસકાં સાંભળી તે એકદમ ચમકી, અને અકલ્પિત સ્થિતિ જોઇ ગભરાટમાંજ પોતાના પિતાને ગળે વળગી પડી.

ઘણા સમય સુધી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. આવી સ્થિતિ દશેક મિનિટ રહી તો પણ પિતાની વૃત્તિમાં રતિ માત્ર પણ ફરક પડયો નહિ ત્યારે આજે કાંઇ પણ વિલક્ષણ બનાવ બનેલો હોવો જોઇએ એમ ધારી તેણે બાહુપાશથી પિતાનો કંઠ મુક્ત કર્યો અને આંખનાં અશ્રુ લુછી પોતાનો કોમળ જમણો હાથ તેમના સ્કંધ ઉપર મુકી ધીમેથી

બોલી: "પિતાજી! આજે આ શું આરંભ્યું છે? આજે સાંજથી હું તમને ઉદાસ જોઉં છું. દરબારમાં તમારૂં કોઇએ અપમાન તો નથી કર્યું?"

પુત્રીના શબ્દો સાંભળતાંજ પિતા બોલ્યો: "છટ્! છટ્! બેટા! એવી નકામી કલ્પના ક્યાંથી કરી? દરબારમાં અને તે વળી મ્હારૂંજ અપમાન! મારા ભોળા શિવરાયાના દરબારમાં અપમાન એ શબ્દ કોઇ પણ જાણતુંજ નથી. અમે નોકર નામ માત્રના છીએ. ખરૂં જોતાં તો અમે છત્રપતિના ગળાના માદળીયા જેવાજ છીએ. છત્રપતિ પોતે હમેશાં અમારીજ સલાહ લે છે, એટલે અમારૂં અપમાન કરવાની કોની છાતી ચાલે?"

છત્રપતિ પોતાના સેવકો ઉપર અપૂર્વ પ્રેમ રાખતા હતા એ સર્વને ખબર હતી, પરંતુ ખરેખર સેવા ધર્મ ખરેખરો કઠિનજ! એ ધર્મ પાળતાં કસોટી થવાના ઘણા પ્રસંગ જરૂર આવવાનાજ, તે સર્વમાં ટકી રહી અંતે કંચન ઠરવું, એ થોડાનાજ નશીબમાં હોય છે. એવા વિચાર કરતાં આજે કંઇ ઓછું વત્તું થયું હોવાથી પોતાના અભિમાની પિતાને દિલગીરી ઉત્પન્ન થઇ હશે, એવું તેને પ્રથમ લાગ્યું; પરન્તુ પિતાના ઉપલા ભાષણે તેનો એ ભ્રમ ઝટ દૂર કર્યો. અને છત્રપતિ તરફથી તો કોઇ પણ પ્રકારનું અપમાન થયું નથી, એવી તેના મનને ખાતરી થતાં પિતાના શોકનું ખરૂં કારણ શું હશે? એ સ્વાભાવિક પ્રશ્ન તેના હૃદયમાં ઉપસ્થિત થયો તેથી તેણે ખુલાસો પૂછયો હતો પરન્તુ તેના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે તેમની મુખમુદ્રા પુનઃ મલિન થઇ. તે શંકાશીલ મુખમુદ્રાએ આમ તેમ જોવા લાગ્યા અને તેમના નેત્રોમાં પુનઃ પાણી ભરાયાં.

આ દેખાવ પુત્રીને અસહ્ય થઈ પડયો. "પિતાના અંતઃકરણમાં કોઇ પણ અનિવાર્ય વેદના થતી હશે પરન્તુ તેની મને ખબર પડવા ન દેવી, એવો તેમનો હેતુ જણાય છે." એવું વિચારી તેને વિશેષ ઓછું આવ્યું. તે ગદ્‌ગદિત કંઠે અને ત્રુટક શબ્દે પુનઃ બોલી: "પિતાજી, હું ક્યારનીએ તમને પુછું છું પરન્તુ આજે તમે તે તરફ દુર્લક્ષ્ય કેમ કરો છો? શું હું આજે તમને કોઇ પારકી છોકરી ભાસું છું? આવી તરેહના શોક કરતાં, મારા જન્મમાં મેં તમને આજેજ જોયા છે એમ નથી, પણ આજે એક-

એક શું થયું છે? આજ સુધી તમે મારાથી કંઇ પણ ગુપ્ત રાખ્યું નથી, તો પછી મારા તરફ આજે આટલા બધા નિષ્ઠુર કેમ થાઓ છો? તમારી પ્રકૃતિ તો ઠીક છે ને? કહો-કહો અને તમારા દુઃખની મને સહભાગિની થવા દો."

પુત્રીનું કથન સાંભળી તે ગૃહસ્થનું હૃદય અધિક પિગળ્યું, અત્યાર સુધી શરૂ થએલાં અશ્રુ બિન્દુઓ પુરજોશથી વહેવા લાગ્યાં. તે ક્ષણભર મુગ્ધ થયો, પરન્તુ કાંઇ પણ જવાબ નહિ આપવામાં આવે તો સરળ અને ભોળી બાળકીને વિના કારણ ખેદ થશે, એવું વિચારી તે બોલ્યોઃ "બેટા, હું તને ન કહું એવી મારી કંઇ વાત છે? તું મારી એકની એક કન્યા છે. તેમાં વળી મારા વિશ્વાસનું, પ્રેમનું સ્થાન-કિંબહુના સર્વસ્વ તુંજ છે, તો પછી તારાથી એક પણ વાત છુપાવું, એવો તને સંશય કેમ ઉત્પન્ન થાય છે? પુરૂષ સરખો પુરૂષ થઇને હું આજે એક અબળાની પેઠે શોક કરૂં છું, એ જોઇ તને વિસ્મય લાગતું હશે, એ તો હું પણ કબુલ કરૂં છું, પરન્તુ હું શું કરૂં? મારા હૃદયમાં આજે જે ચિંતાએ ઘર કર્યું છે તે તારા ઉપરના પ્રેમને લીધે મારાથી કહી શકાતી નથી. મોહ એ મૂળથીજ કઠણ છે અને તેમાં વળી સંતતિ ઉપરનો મોહ! હાય! એની વેદના કલ્પનાથી પણ તીવ્ર થાય છે."

"પણ બાપા, જો મારા પ્રેમને માટેજ તમે આમ મૂઢ થઇ અંતરમાં બળતા હો, તો મારા ઉપર તમારો ખરો પ્રેમજ નથી!" તે બાળા કિંચિત્ રૂંધાયલે કંઠે બોલીઃ "જો મારા ઉપર તમારો પ્રેમ હોય, મારેજ માટે જો તમને કષ્ટ થતું હોય, અને આ શોક જો મારેજ માટે હોય તો શું તે મારે જાણવું ન જોઇએ? ગમે તેમ હો, મારો સમ્બન્ધ હોય અને વિશેષતઃ જે કારણને લીધે તમારા જીવને કષ્ટ થતું હોય, ત મારે જાણવુંજ જોઇએ."

"તારો આગ્રહજ છે ત્યારે સાંભળ બાપુ." એમ બોલી તે ગૃહસ્થે આગળ ચલાવ્યુંઃ "આપણા ગૌબ્રાહ્મણ પ્રતિપાળક છત્રપતિ શીવાજી મહારાજ ઉપર જે ભયંકર પ્રસંગ આવ્યો છે તે તો તને માલુમજ હશે."

"હા, મોગલોનો સરદાર, જ્યોતિબાની ટેકરી સુધી આવી પહોંચ્યો છે એવું કહેવાય છે. પણ તેમાં સત્ય કેટલું છે તે તો પ્રભુ જાણે." પુત્રીએ પ્રત્યુત્તર વાળ્યો.

"ખરૂં તદન ખરૂં." તે ગૃહસ્થ જરા ધીમેથી બોલ્યો: "ખરી વાત જાણવાથી ગઢ ઉપરની સર્વ સ્ત્રીઓ ગભરાઇ જાય, એટલા માટેજ એ હકીકત કોઇએ પણ પોતાને ઘેર કહેવી નહિ, એવો છત્રપતિનો સખ્ત હુકમ છે. મેં પણ તે હુકમ આજ પર્યંત મહા કષ્ટે પાળ્યો; પરન્તુ તારી આગળ આજ હું લાચાર છું."

"પણ પિતાજી, મ્હેં તમારી એક પણ વાત બહાર કહી દીધી હોય, એવું તો થયું નથી ને ?"

પુત્રીને છાતી સાથે દાબી તે ગદગદ કંઠે બોલ્યો, "એમ કોણ કહે છે બેટા ! અન્ય સામાન્ય સ્ત્રીઓના જેવી શું હું તારી ગણના કરૂં છું ? તું એવી ગુપ્ત વાતો બીજાને કદી કહેનાર નથી એવી મારી ખાત્રી હોવાથીજ મ્હેં તને આજે કહ્યું, પણ જવા દે. હું શું કહેતો હતો ? હાં. શત્રુ આટલો બધો નજદીક આવેલો હોવાથી કઇ વેળાએ કેવો પ્રસંગ આવશે, એનો નિયમ નથી. તાનાજી, હીરાજી, બહીરજી વગેરે સરદારો સાથે છત્રપતિ સરકાર સલાહ મસલત ચલાવી રહ્યા છે, નાકાબન્ધીના બન્દોબસ્ત માટે કોની કોની નિમણુંક કરવી એ માટે કાલે સવારે ખાસ દરબાર ભરવામાં આવનાર છે."

"ત્યારે તો પિતાજી ! લડાઇ પાસે આવી હોય એમ જણાય છે."

"હા, બેટા, પ્રસંગ ખરેખર વિકટ છે. પરન્તુ સરકાર સ્વારી પ્રત્યક્ષ યુદ્ધ ન કરતાં કલ્પનાને પ્રભાવે આવેલા સમયને ગમે તેમ વિતાડવા ધારે છે. એ સર્વનો આધાર કાલના દરબાર ઉપર છે."

"ઇશ્વર કરે અને આપણા મહારાજાને યશ મળે." બાળાએ ઇશ્વર ઉપર વિશ્વાસ મુક્યો. "માતા અમ્બાભવાની સરકારની અધિષ્ઠાત્રી છે અને તાનાજી સરખા નરવીરો પોતાના પ્રાણ સરકારના ચરણકમળમાં અર્પવાને તૈયાર છે, તો પછી સરકારને ચિંતા કરવાનું કારણ શું ? પણ પિતાજી, એમાં તમને ચિન્તા કરવાનું કારણ શું ? એ ચિંતાનો મારી સાથે સમ્બન્ધ શો ?"

"ગાંડી છોકરી, યુદ્ધનો પ્રસંગ તો જાણે તને એક રમત જેવોજ લાગે છે કેમ ! યુદ્ધનું વર્ણન વાંચીએ અગર સાંભળીએ તે કરતાં યુદ્ધ પ્રત્યક્ષ

જોવું એ ઘણુંજ ભયંકર છે અને તેમાં દાખલ થવું તે તો તેથી પણ વિશેષ ભયંકર ! ઈશ્વર તેવો પ્રસંગ આપે નહિ, પણ દુર્દૈવે જો તેવો પ્રસંગ આવે તો ગઢની સ્થિતિ કેવી થાય ? તો પછી આવી શાન્તિ અને આવું સુખ કાયમ રહેશે કે ? ઉભય પક્ષનાં અસંખ્ય વીરો રણાંગણમાં પોઢી જશે અને રક્તની નદીઓ વહેશે ! આ ગઢ ઉપર સરકારના કૃપા છત્ર હેઠળ રહી સુખાસ્વાદ લેનારને કેવો ત્રાસ થશે ? મોગલોનો અત્યાચાર જગપ્રસિદ્ધ છે, અને તેમાં તેમને આવી સંધિ મળી તો પછી પૂછવુંજ શું ? કોઇ કોઇની દાદ સાંભળવાનું નથી. બેટા, એ સર્વ અનર્થ આજ મને સ્પષ્ટ દેખાય છે; એ તોફાનમાં તારૂં શું થશે ? એજ ચિંતા મારૂં હૃદય કોતરી ખાય છે. "

" પણ પિતાજી ! મહારાષ્ટ્રની આબરૂ કરતાં અને તેમાં તમારા પોતાના જીવ કરતાં મારીજ ચિંતા તમને કેમ વધારે થાય છે એ હું સમજી શકતી નથી. "

" ભોળીરે ભોળી ! " તેનો પિતા કિંચિત્ હાસ્ય કરી બોલ્યો. પણ તેજ વેળાએ તેને કાંઇક યાદ આવવાથી તેનો ચહેરો એકદમ ખિન્ન થયો, નેત્રોમાં પાણી ચમકવા લાગ્યાં, પણ કદાચિત્ પોતાના એવા શોકને લીધે પુત્રીને વિશેષ ખોટું લાગશે એવી શંકા થતાં તેણે નેત્રો એકદમ લૂછી નાંખ્યાં અને કહ્યું: " તારૂં ભોળપણ જોઇ મને પાછલો એક હૃદયદ્રાવક પ્રસંગ યાદ આવે છે. આજ તે વાતને સુમારે સત્તર વર્ષ થયાં હશે. તારો જન્મ થયાને પુરા છ મહિના પણ થયા નહતા. તે સમય છત્રપતિના શિકારનો હતો. એ વેળા મારા ઉપર મોટો દુઃખનો ડુંગર ઉછળી પડયો હતો ! મારી પરમ સાધ્વી પત્ની—તારી માતા, પ્રેમ, દયા, માયા સર્વ કાંઇ છોડી દઇ આજ ઘરમાં તને બાલ્યાવસ્થામાં અને મને વિધુરાવસ્થામાં છોડી ચાલતી થઇ તે દિવસ મને હજી પણ સાંભરે છે. ભરજુવાનીમાં પત્ની વિરહ મને અત્યંત કઠણ લાગ્યો, પણ તેજ વેળા મારા અન્નદાતા ઉપર પણ અણીનો પ્રસંગ આવવાથી તારી માતાના શબ સાથે તેના ઉપરના મારા અખંડ પ્રેમને અને તેની સર્વ પ્રેમ સ્મૃતિને એકદમ ચિતામાં પધરાવી તને પીઠ પાછળ બાંધી આ નગ્ન સમશેરના જોર ઉપર સ્વામીને યશ સંપાદન કરાવવાની જરૂર

પડી ! કેવો તે વિકટ પ્રસંગ ? ગિરિકંદરમાં તાપ તડકામાં દોડતાં, રાતે–મધરાતે શત્રુની છાવણી ઉપર છાપો મારતાં, અને હાથે હાથ મેળવી "હર હર મહાદેવ" ની ગર્જના કરી, એક હાથમાં પ્રાણ અને એક હાથમાં તરવાર લઇ લડતાં મારી પ્રેમાળ પત્નીની કદી સ્મૃતિ પણ થઇ નહિ. એટલુંજ નહિ પણ સ્વામીસેવા એ એકજ વિષય મારી નજર આગળ ખડો હોવાથી મારાં પેટનાં સંતાનને–મારી પીઠ પાછળ બાંધેલી પુત્રીને–એક ઘુંટડો પાણી પાવાની ફુરસદ પણ મને મળતી નહિ. તે વેળા પણ ગઇ ! સ્વામીના યશ પ્રાપ્તિની અને મારાં કોમળ બાળકની જગદમ્બાને એક સરખીજ કાળજી હોવાથી તેવા પ્રસંગમાં પણ મારો ટકાવ થયો, પરંતુ આજનો પ્રસંગ ઘણોજ વિકટ ! એમાંથી પસાર કેમ થવું એ વિચારથી મારૂં હૃદય કચવાય છે."

"પિતાજી, તમારી હવે વય થઇ તેથી તમને એમ લાગે છે. જો એમજ હોય તો યુદ્ધમાં જવા કરતાં અહીંજ ગઢ ઉપર એકાદ બંદોબસ્તના કામ માટે નિમણુક કરાવી લેવાય એવું બને તેમ નથી ? ખરેખર, તેમજ કરો. આપણા તાનાજી એ કામ સહેલાઇથી કરી શકશે." પુત્રીએ આતુરતાથી પુછ્યું.

"ચાલ, ચાલ, મને વર્ષ થયાં તેથી શું થયું ! યુદ્ધની મને કંઇ ભીતિ લાગતી નથી. શત્રુનો પરાજય કરવાનું સામર્થ્ય હજી પણ આ બાહુઓમાં જેવું ને તેવું કાયમ છે. મને જે વિચારો આવે છે તે ફક્ત તારાજ ! તારી માતાના સ્વર્ગવાસ પછી આજ પર્યંત મેં તારૂં સંરક્ષણ કર્યું. તારી માતાના સ્થાનની જગ્યા મારેજ લેવી પડી, અને પત્ની પ્રેમ વડે છિન્ન વિછિન્ન થયેલું હૃદય–બન્ધન કન્યા પ્રેમ વડે ઢાંકવાની જરૂર પડી. તારો વિરહ મારાથી ક્ષણ માત્ર પણ સહન થઇ શકે એમ નથી. યુદ્ધ પ્રસંગ તો નજર સ્હામુ અલેક કરી ઉભો છે. એ સ્થિતિમાં મારા અંતઃકરણમાં કેવી વેદના થતી હશે, તેની કલ્પના અત્યારે તને આવવાની નથી." તે ગૃહસ્થ છેવટના શબ્દો ઉચ્ચારતાં વિશેષ દુઃખી થયો હોય એમ જણાયું.

"હા પિતાજી, મારા ઉપર તમારો તેવોજ પ્રેમ છે એથી હું અજાણ નથી." બાળકી પોતાના કિંચિત્ ભીંજયલાં નેત્રો લૂછતાં બોલી : "પણ શું ફક્ત મારા પ્રેમને માટે આપનું કર્તવ્ય ચૂકશો ?"

"નહિ બેટા, તેમ કદી પણ બનશે નહિ." પુત્રીની પીઠ ઉપર હાથ ફેરવતાં, સજળ નેત્રે તે ગૃહસ્થ બોલ્યો: "કર્તવ્ય ચૂકી સ્વામી દ્રોહ અને દેશ દ્રોહ હું શી રીતે કરીશ? માત્ર તારા તરફની મારી પવિત્ર ફરજ હું ચૂકીશ, એટલા માટેજ મને પશ્ચાત્તાપ થાય છે. તારા ઉપરના મારા અનિવાર્ય પ્રેમને લીધે, તારા ભાવિ સુખની મને લેશ માત્ર પણ કલ્પના આવી નહિ એ જાણી મને અત્યન્ત ખેદ થાય છે. તેનો હવે ઉપાય શો? તારે યોગ્ય એકાદું સ્થળ જોઇ તારો વિવાહ કરી નાંખ્યો હોત તો આજે મને યુદ્ધમાં જતાં જરા પણ સંકોચ થાત નહિ."

"પણ પિતાજી! તે વેળાએ મને તમારો પ્રેમ વિસરવો પડત કે નહિ? મ્હારી અને તમારી કાળજી કરવા અત્યારે બીજું કોણ છે?"

"ગાંડી, તદ્દન ગાંડી!" પુત્રીને છાતી સાથે દબાવી તે ગૃહસ્થે કહ્યું: "તારા આવા પ્રશ્નને લીધે મને તારા બાળપણુની સ્મૃતિ થાય છે. તે વેળાએ પણ તું આવાજ પ્રશ્નો પુછતી પરન્તુ તે વેળા તે તારા ઘેલા પ્રશ્નો જાણીને મનને સંતોષ આપતો પણ તે સંતોષ હમેશાં કાયમ રહે એ કેમ બને? તું હવે બાળક નથી, ખરૂં ખોટું તું હવે સમજી શકે છે. મારા પિતૃ પ્રેમ સિવાય બીજા એક અત્યન્ત ઉજ્જવળ અને પવિત્ર પ્રેમનો તારા ઉપર હક્ક છે અને તેમાંજ તારી ભાવિ માનવ યાત્રા સુખકર થવાની છે, એ જેમ મને જણાય છે તેમ તને પણ જણાતું હશે. વાસ્તવિક જોતાં મારે પહેલેથી તેની તજવીજ કરવી જોઇતી હતી પરન્તુ તારો વિયોગ અસહ્ય થવાની બ્હીકે તે વાત આજકાલ ઉપર મુલ્તવી રાખ્યાં કરી. છેવટે આજનો પ્રસંગ આવ્યો. આજે તું તારા પતિને ઘેર હોત તો યુદ્ધે જતાં તારી વિદાયગીરી લેતાં મને મોટો આનન્દ થાત; પરન્તુ.—"

આટલું બોલી તે ગૃહસ્થ વચમાંજ અટક્યો. તેની મુખમુદ્રા ઉપર શંકા અને ખેદની છાયાઓ સ્પષ્ટ જણાવા લાગી. એ જોઇ પુત્રીને પણ ખેદ ઉત્પન્ન થયો. તેણે પોતાનો કોમળ હાથ પુનઃ એકવાર પોતાની ખાંધ ઉપર મુકી પુછ્યું: "પણ પિતાજી! તેવીજ વિદાયગીરી તમે આજે માગશો તો શું હું તેની આડે આવીશ?"

"નહિ, બાપુ, તેમ નહિ." તેણે સજળ નેત્રે ઉત્તર વાળ્યો. "તારો

મારા ઉપરનો શુદ્ધ અને સાત્ત્વિક પ્રેમ દેશકાર્યની આડે આવશે નહિ એવી મારી પાકી ખાતરી છે. પરન્તુ હુંજ તારી પાસે વિદાયગીરી કેવી રીતે માગું ? એજ મોટો પ્રશ્ન છે. તું જાતે અબળા, તેમાં વળી સુકુમાર કુમારી અને ઘરમાં બીજું કોઇજ નહિ. આવી સ્થિતિમાં મારી પાછળ તારૂં શું થશે! એની મને ભીતિ લાગે છે. મોગલોના એકેક અત્યાચારનું સ્મરણ થતાંજ હૃદય ચરરર થાય છે ! અને આવા અગવડ ભરેલા પ્રસંગે તારૂં સંરક્ષણ, અને સ્વામીની સેવા–દેશ સેવા–જેવી પરસ્પર વિરૂદ્ધ પણ સરખાજ મહત્ત્વની વાતોમાંથી કેવી રીતે પસાર થવું, એજ ચિન્તામાં આજે સવારથી મારૂં હૃદય ઘેરાયું છે.” પિતાની ચિન્તાનો વિષય પુત્રીને ખરો લાગ્યો, પણ તે ધૈર્યવાન હોવાથી કિંવા તેને ચિન્તાનું સ્વરૂપ પિતા જેટલું ભયંકર ન લાગવાથી, તે હસતી હસતી બોલી: “ એ તમારી ! એટલુંજ કે ! મને તો લાગ્યું કે એકાદ મોટું સંકટ આવ્યું હશે. ઓહો ! એમાં એટલી બધી ફિકર કરવા જેવું તે શું છે ? તમે ખુશીથી સરકારને મદદ કરવા જાઓ. મારે માટે તમારે જરાએ કાળજી રાખવાની જરૂર નથી. જો કદાચ તેવોજ ભયંકર પ્રસંગ આવશે, તો સ્ત્રીઓ પણ અબળાજ રહેતી નથી. અમે ચાર સ્ત્રીઓ એકઠી થઇએ તો શું ન કરી શકીએ ? તેનો અનુભવ ખાનના માણસોને એક વેળા તો થયો છે. તેથીજ કહું છું કે, તમે બીલકુલ નિર્ભય રહો. જો તેવોજ પ્રસંગ આવશે તો મને થોડી ઘણી મદદ મળવા સરખું.—”

એટલું બોલી બાળા કિંચિત્ શરમાઇ અને નીચી દ્રષ્ટિયે જોવા લાગી. પિતા એનો અર્થ સમજ્યો અને તેણે પણ કિંચિત્ હાસ્ય કર્યું. પરન્તુ તે ક્ષણેજ તેની મુખમુદ્રામાં એકદમ ફરક પડયો. તે થોડોક આવરો બાવરો બન્યો, અને સંશયિત મુખે ચારે બાજુએ જોઇ ધીમેથી બોલ્યો: “ બેટા, તારા બોલવાનો અર્થ હું સમજ્યો. તે વાતમાં મ્હારે મનથી આનન્દજ છે. ગમે તેમ હો, તારી પસંદગી પરિણામે તને સુખકર થશે કે કેમ એ સંબંધી મને જરા શંકા રહે છે.”

“ કેમ વારૂ ? ” પુત્રીએ શંકાશીલ મુખે પૂછ્યું: “ એકાએક શંકા થવાનું કાંઈ કારણ ? ”

પુત્રીના પ્રશ્નનો શો ઉત્તર મળ્યો તે આપણાથી સમજી શકાય એમ નથી. કારણ એ પછીની વાત ઘણીજ ધીમેથી ચાલતી હતી.

બાળાએ પિતાના સંશયનું કારણ જાણ્યું એટલુંજ આપણે જાણી શક્યા છીએ. ઉભયને નિદ્રા સુખનો થોડોક અનુભવ લેવાને છોડી આપણે આપણા ઉદ્યોગે લાગીશું.

વાસ્તવિક જોતાં આવી શાન્ત વેળાએ આપણે પણ થોડી ઘણી વિશ્રાન્તિની જરૂર છે; પરન્તુ તેના કરતાં વિશેષ મહત્ત્વનું એક કામ આપણી નજર આગળ બાકી રહી જતું હોવાથી આપણે તુરત તે બાજુએ લક્ષ્ય આપીશું.

પિતા પુત્રી ઉભયનું ઝુંપડીમાં સંભાષણ ચાલતું હતું તે સમયે આપણી સાથે એક બીજો પણ મનુષ્ય ભીંતની એક બાજુએ રહી છુપી રીતે તે વાતચિત સાંભળતો હતો. વાતચિત મોટેથી ચાલતી હતી ત્યાં સુધી તે મનુષ્ય લક્ષ્યપૂર્વક સાંભળતો હતો, પરન્તુ જ્યારે તેણે એક પણ અક્ષર સાંભળ્યો નહિ, ત્યારે તે કંટાળી ગયો અને પોતાને કોઇ જોતું તો નથી એવી તપાસ કરતો સાવચેતીથી ત્યાંથી ચાલતો થયો. ચાલો, વાંચક! આવી મધ્ય રાત્રિએ પિતા પુત્રીનું સંભાષણ ચોરી છુપીથી સાંભળનાર તે મનુષ્ય કોણ હતો તેની આપણે તપાસ કરીએ.

## પ્રકરણ ૨ જું.

### એ મનુષ્ય કોણ?



એ મનુષ્ય ઝુંપડી આગળથી બહાર નીકળી છુપે રસ્તે થઇને ગઢ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. આ સમયે ચન્દ્રોદય થયો હતો. તેનો સ્વચ્છ પ્રકાશ તે ગૃહસ્થનાં વસ્ત્રો ઉપર સ્પષ્ટ દૃષ્ટિગોચર થતો હતો. તેણે તંગ પાયજામો પહેર્યો હતો. પગમાં જરા પણ ન અવાજ કરે એવા જોડા પહેર્યા હતા. માથે ભગવો ફેંટો અને શરીર ઉપર સાદો અંગરખો હતો. કમ્મરે બાંધેલા દુપટ્ટામાં બિછવો, જમૈયો, નાનાં પણ તીક્ષ્ણ હથીઆરો બાંધ્યાં હતાં. તેના જમણા હાથમાં એક તીક્ષ્ણ તરવાર

અને ડાબા હાથમાં એક લઠ્ઠ ડાંગ હતી. ગઢ ઉપરથી ઉતરતી વેળા તેણે પોતાનું સર્વ શરીર વસ્ત્રથી લપેટી લીધું હતું. તેના પહેરવેશ ઉપરથી તે કોઈ પણ માવળી હોવો જોઇએ એમ જણાતું હતું. આવી મધ્યરાત્રિએ સુદ્ધાં તે ચોર વાટેથી ઘણી સહેલાઇથી નીચે ઉતરતો હતો, એ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે ચોર રસ્તાની તેને પુરેપુરી માહીતી હોવી જોઇએ. વાચક, આ ગૃહસ્થ કોણ હશે અને છત્રપતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરી આવી મધરાત્રિએ તે ક્યાં જતો હશે? જવા દો એ વાત. માટે એ આપણે નકામા તર્કકુતર્ક શા માટે કરવા જોઇએ? આપણે તેની પાછળ જઇશું એટલે એની મેળે સર્વ કાંઇ સમજાશે.

ગઢ ઉપરના ચારે રસ્તાની તેને પુરેપુરી ખબર હોવાથી તે જોતજોતામાં નીચે આવ્યો અને ખુલ્લા મેદાનમાં આવતાંજ જાણે નિર્ભય થયો હોય તેમ શરીર ઉપરનો ઝબ્બો ઉતારી બગલમાં માર્યો. આ વેળા તે એક વિશેષ પ્રકારનો આનંદ અનુભવતો હોય એમ જણાતું હતું. તે આનંદની ધુનમાં તેના હાથની હાલચાલ વિલક્ષણ પ્રકારે થતી હતી. ક્ષણમાં તે એકલો વિચારમાં નિમગ્ન થઇ તેજ જગ્યાએ થડકીને ઉભો રહેતો. તે જે કાર્ય માટે ગુપ્ત રીતે જતો હતો, તેમાં તેને ઉત્સાહ તો હતોજ એમ તેની ગતિ ઉપરથી જણાતું હતું; પરન્તુ ગાળે ગાળે ગતિભંગ થતી હોવાથી ધારેલું કાર્ય કરવું કે ન કરવું? એવી તેના હૃદયમાં શંકા થતી હોવી જોઇએ એવું જણાતું હતું.

આ પ્રમાણે કેટલીક વાર સુધી તો સરળ રસ્તેથી અને ઉઘાડા મેદાનમાંથી પસાર થયા પછી તે ગૃહસ્થ ડાબી બાજુની એક પગથી તરફ વળ્યો, ત્યાંથી પુનઃ ચઢાવ ચઢવા લાગ્યો. આ રસ્તો જરા અઘરો હતો, તથાપિ તેનો તે પુરો માહીતગાર હોવાથી સમ્પૂર્ણ ચઢણ ચઢી સુમારે એક કલાકમાં ટેકરીના મથાળા ઉપર આવી પહોંચ્યો. આ ઠેકાણે તેણે ક્ષણ માત્ર વિશ્રાન્તિ લઇ ગજવામાંથી સીસોટી વગાડી.

આસરે પાંચ મિનિટમાં સામી બાજુએથી હાથમાં મસાલ લઇ ચાર મનુષ્યો એકદમ હાજર થયા, અને તે ગૃહસ્થ કોણ છે તેની પૂર્ણ ખાતરી થતાં સર્વેએ તેને ક્રમે ક્રમે સલામો કરી. ત્યાર પછી તે સર્વ જણ જમણી

બાજુએ ચાલવા લાગ્યા. રસ્તે તેમના પૈકી કોઇજ બોલતું ન હતું તથાપિ તે ચારેના પહેરવેશ ઉપરથી અને વિશેષ કરી તેમની કાળી અને લાંબી દાઢી ઉપરથી તે ચારે જાતે મુસલમાન હોવા જોઇએ એવું સ્પષ્ટ જણાતું હતું. રસ્તામાં મોગલોના સૈન્યની વિસ્તીર્ણ છાવણી પડેલી હતી, ઠેકઠેકાણે ચોકીઓ હતી, પરન્તુ આ ચાર ગૃહસ્થ પાસે પરવાનો હોવાથી તેમને તથા આપણા મરાઠા મિત્રને કોઇએ અટકાવ્યા નહિ. ઘણા તમ્બુ વીતાવ્યા બાદ તે પાંચે ગૃહસ્થ એક ભવ્ય તંબુ પાસે આવી પહોંચ્યા. આ તમ્બુની બહાર ઉત્તમ રોશની હતી અને ચારે બાજુએ નગ્ન તરવારનો અજીત પહેરો હતો. "કોણ છે ?" એ પ્રશ્ન થતાંજ તે ચાર પૈકી એક ગૃહસ્થે એક લખોટો કાઢી પહેરાવાળાના સરદારને આપ્યો. તેણે તે વાંચી જોઇ એક વાર મરાઠા તરફ દૃષ્ટિપાત કર્યો. તે સર્વને ત્યાંજ ઉભા રહેવા દઈ પોતે તમ્બુની અંદર ગયો. સુમારે પાંચ મિનિટની અંદર તે બહાર આવ્યો. પછી મરાઠા સોબતીને તેના સર્વે હથિઆરો છોડાવી દઇ પૂર્ણ બન્દોબસ્ત સાથે તંબુની અંદર લઇ ગયો. ચારે ગૃહસ્થ પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા.

તમ્બુની અંદર બહારની રોશની કરતાં વિશેષ પ્રકાશિત રોશની હતી. જ્યાં ત્યાં જાડી અને નરમ શેત્રંજીઓ પાથરી તેના ઉપર ભારે કિમ્મતના ગાલીચા બિછાવેલા હતા. તમ્બુના મધ્યભાગે એક ઝુમ્મર ઝગઝગ પ્રકાશતું હતું. તે પોતાના પ્રકાશવડે ખાનના ચાંદીના પલંગને વિશેષ પ્રકાશિત કરતું હતું. ખાનની સ્વારી મસ્તકને ડાબા હાથનો ટેકો આપી પલંગ ઉપર પડી હતી. પલંગની ચારે બાજુએ ચાર ખોજા હાથમાં નગ્ન તરવાર લઇ માલિકનું સંરક્ષણ કરવા તત્પર ઉભા હતા. આ તમ્બુ ખાનનું વિશ્રાન્તિ સ્થાન હતું.

પહેરાવાળાના સરદારે પોતાના મરાઠા સોબતીને અંદર પ્રવેશ કરાવતાંજ તેણે પોતાના ઘુંટણ ઉપર પડી કુર્નિસ બજાવી. ખાને કિંચિત્ સ્મિત વદને તેનો સ્વીકાર કર્યો. તે પછી ઉભય વચ્ચે સંભાષણની શરૂવાત થઇ; પરન્તુ તે ઘણુંજ ધીમેથી ચાલતું હોવાથી તેનો એકાદ અક્ષર પણ સંભળાવાનો સંભવ ન હતો. ખાને તે મરાઠા વીરને શા શા પ્રશ્નો પૂછ્યા અને તેનો તેણે શો ઉત્તર આપ્યો, એ વાત અત્યારે તો અમારાથી ગુપ્તજ છે;

પરન્તુ એટલું તો ખરૂંજ કે, ઉભય વચ્ચે સુમારે એક કલાક એકાન્ત વાતચિત થયા પછી પૂર્વોક્ત પ્રમુખને બોલાવ્યો, અને તે મરાઠા વીરને બે કિમતી સુવર્ણાલંકાર અને એક મન્દિલ આપી તેની સાથે વિદાય કર્યો. ખાનની કિમતી બક્ષીસ માટે માવળા બહાદુરે પણ સપ્રણામ આભાર પ્રદર્શિત કરી ત્યાંથી રજા લીધી.

પૂર્વોક્ત ચાર ગૃહસ્થ પહેલાંની પેઠેજ કેટલીક વાર સુધી તેની સાથે હતા, પરન્તુ આ સમયે તેમના પૈકી કોઇ પણ તેની સાથે બોલતો ન હતો. એક ચોક્કસ સ્થળે તેને મુકી દઇ સલામ કરી તેઓ પાછા ફર્યા. આ સમયે અરૂણોદય થવાની તૈયારી હતી, તથાપિ સર્વત્ર શાંત જણાતું હતું. આપણા મરાઠા મિત્રને આનંદિત થવાનાં સાધનો વાસ્તવિક રીતે જોતાં પહેલા કરતાં વિશેષ અનુકૂળ હતાં; પરન્તુ આ સમયે આનંદ પામવાને બદલે તે ચિન્તાતુર જણાતો હતો. એમ થવાનું કારણ શું હશે તે તો તેજ જાણે! એકદમ સપાટાબંધ ટેકરી ઉતરી વચલે રસ્તે થઇને સૂર્યોદય થતા પહેલાં ગઢ ઉપર હાજર થયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### પાત્રોની ઓળખ.




પણી આ નાની નવલકથાની રંગભૂમિ પર અત્યાર સુધીમાં ત્રણ પાત્રોનાં દર્શન થયાં છે. તેમનું ભાવિ કર્તવ્ય ધીમે ધીમે આપણી સમક્ષ જણાશેજ; પરન્તુ તે સ્પષ્ટ સમજવા માટે ત્રણેનો થોડો પૂર્વ ઇતિહાસ આપણા જાણવામાં આવે તો તેમના ભાવિ કર્તવ્ય ઉપર વિશેષ પ્રકાશ પડશે એમ અમને લાગે છે, તેથીજ પ્રથમ આપણે એ ત્રણેની ઓળખ કરી લઇશું.

છત્રપતિની ભર યુવાવસ્થામાં મહારાષ્ટ્રમાં મરાઠાની રાજગાદી સ્થાપન કરવાની મહત્વાકાંક્ષાને ઉત્તેજિત કરનાર અને ભવિષ્યમાં પ્રત્યેક પ્રસંગે તેમના જમણા હાથ જેવા બે ચાર વીર પુરૂષો હતા, તે પૈકી માનાજીરાવ મોહિલે

પણ એક હતો. પ્રત્યેક રણસંગ્રામમાં અને પ્રત્યેક ક્ષુલ્લક સલાહ મસલતમાં માનાજીરાવ હમેશાં છત્રપતિની પાસેજ રહેતો. તાનાજી, હીરાજી વગેરે છત્રપતિના અન્ય જીવજાન દોસ્તો માત્ર તરવાર બહાદુર હતા; પરંતુ માનાજી-રાવ સર્વગુણસંપન્ન હોવાથી છત્રપતિ તેને હમેશાં પોતાની પાસે ને પાસેજ રાખતા. માનાજીરાવને જો કે લખતાં વાંચતાં આવડતું ન હતું તો પણ તેની સલાહ સુયોગ્ય અને પ્રૌઢ હતી. તે દૂરદર્શી હોવાથી તેના સદ્દગુણ ઉપર લુબ્ધ થઇ શિવાજી મહારાજે તેને હમેશાં ગઢ ઉપર રહેવાની સગવડ કરી આપી હતી.

માનાજીરાવનું છત્રપતિ આગળ સારૂં વજન પડતું. યુદ્ધ પ્રસંગે તો તે તેમના જમણા હાથ રૂપ હતો, તથા હા જી હા કહેવાના દુર્ગુણથી તે દૂર હતો. યુદ્ધ પ્રસંગે જેમ તે શત્રુની કાળજી કરતો નહિ, તેજ પ્રમાણે અભિપ્રાય આપતાં પોતાના સરળ અને સ્પષ્ટ ભાષણથી કોઇનું મન દુખાશે કે કેમ તેની તે બીલકુલ પરવા કરતો નહિ. એથી કેટલીક વખત તો તેને છત્રપતિ સાથે પણ ચકમક ઝરતી. પરન્તુ તેની નિસ્પૃહા બદલ છત્રપતિની ખાતરી હોવાથી વિરોધ ભક્તિ હોવા છતાં છત્રપતિ તેનું ગૌરવ કરતા.

પરનાળમાં માનાજીરાવનું એક નાનું સરખું ઘર અને થોડીક ખેતી-વાડી હતી. શરૂવાતમાં માનાજીરાવ સ્વારીમાં રહેતા, ત્યારે ઘરની બધી વ્યવસ્થા તેમની સ્ત્રી કરતી. આગળ જ્યારે તેઓ વિધુર થયા, ત્યારે મહારાજે તેને સ્વારી અને શિકારમાંથી મુક્ત કરી તેમની ગઢ ઉપર કાયમની નિમણુક કરી. ભરજુવાન વયમાં પોતાના સ્વામીને ઉપયોગી થઇ પડાતું નથી એ જાણીને તેને બહુ ખેદ થતો. તેના સાંસારિક અલ્પ સુખનું એક સ્મારક એકની એક કન્યા હતી. તે હવે સર્વ રીતે તેમનેજ ગળે પડેલી હોવાથી નાઇલાજે જોરજુલમથી તેમને ઘરમાં ગોંધાઈ રહેવું પડતું.

પહેલી સ્ત્રી મરી ગયા પછી માનાજીરાવને બીજું લગ્ન કરવા માટે ખુદ છત્રપતિએ પુષ્કળ આગ્રહ કર્યો હતો, પરંતુ સ્વામીસેવામાં અડચણ આણનાર એક અડચણ અનાયાસે દૂર થયા છતાં પુનઃ તે ખટપટમાં પડવું સુખદ થશે નહિ, એવો વિચાર કરીને અને વિશેષે કરીને બીજા લગ્નથી

પ્રથમ પત્નીની કન્યાને સુખસંતોષ મળવાનો સંભવ રહેશે નહિ એવું જાણીને તેણે અવશેષ આયુષ્ય વિધુરાવસ્થામાં ગાળવામાંજ સુખ માન્યું હતું.

માનાજીરાવને એકજ સંતાન અને તે પણ કન્યા હતી, એમ ઉપર કહ્યું છે. કન્યાનું રાશિનામ સગુણા હતું. પોતાના એ વ્હાલા બાળકનું લાલનપાલન કરવા માટે તેની માતા એક વર્ષ પણ જીવી નહિ. કેવળ પોતાના વંધ્યત્વનું નિવારણ કરી માત્ર સાત-આઠ મહિનામાંજ તેણે આ નશ્વર જગતને છેવટના પ્રણામ કર્યા. તે દિવસથી નાની સગુણાના સંરક્ષણનો ભાર સર્વ રીતે માનાજીરાવ ઉપર પડ્યો.

એવી ઓચિંતી આફત પડેલી જોઇ છત્રપતિએ પણ માનાજીની ગઢ ઉપરની જવાબદારી ઘણીજ ઓછી કરી. તેમ થવાથી માનાજીરાવને પત્ની વિરહ કંઇજ જણાયો નહિ. સગુણાના બાળપણાના તોતડા બોલો સાંભળી માનાજીરાવનું મન સંતોષ પામતું. તેમાંજ તે પત્નીનું દુઃખ ભૂલી જતો, પણ કન્યા જેમ જેમ મોટી થવા લાગી, તેમ તેમ તેને પત્નીની ખોટ જણાવા લાગી. કારણ આજે નહિ તો કાલે છોકરીનું લગ્ન થયા પછી તે સાસરે જનાર હોવાથી તેને કાંઇક ગૃહ સંસારી કેળવણી આપવાની અત્યંત અગત્ય હતી, અને એ કામમાં પુરૂષો કરતાં સ્ત્રીઓનીજ જરૂર વધારે હોવાથી પત્ની વિરહના ખરા દુઃખ તેને હવેજ લાગવા માંડયા.

પણ શું કરીએ? માનાજીરાવના ઘરનું અથવા પત્નીના પિયરનું તેમને ઘેર આવી રહે એવું કોઇ પણ મનુષ્ય નહિ હોવાથી પોતાનું દુઃખ ગળી જઇ તેને પુત્રી તરફ જોવાની જરૂર જણાઈ હતી. પુત્રીનું ભવિષ્યમાં શું થશે? એજ કાળજી તેને અહોરાત્ર થવા લાગી. બધાંમાં સુખ માનવા જેવો તેનો ખરો આધાર કહીએ, તો તેનો પોતાનો સુસ્વભાવજ હતો. તે પોતે મીઠા બોલો, અને મન મેળવી લે એવો હોવાથી બધો પાડોશી વર્ગ તેણે પોતાનો જ કરી લીધો હતો, તેથી પુત્રી સંબંધી તેની ઘણી ખરી કાળજી દૂર થઇ હતી. સગુણાબાઇનો ચોટલો ગુંથવો, લુગડાં ધોવાં, ખાવાપીવાનું આપવું વગેરે બધું કામ પાડોશીની સ્ત્રીઓ ઘણી હોંશથી કરતી, અને સગુણા હોંશીઆર તથા બુદ્ધિમાન હોવાથી પ્રત્યેક કામ ધ્યાન દઇને કરતી. તેમ

થવાથી તે સર્વે કામ ઝટ શીખી જતી. એમ થવાથી થોડા સમયમાંજ તે પોતાના નામ પ્રમાણે ખરેખરી સગુણા બની ગઇ.

એક ચિંતા મટયા પછી માનાજીરાવને પુત્રી માટે એક બીજી ચિંતા ઉત્પન્ન થઇ. તે યોગ્ય વયની થઇ હતી તેથી તેનો હવે વિવાહ થવો જોઇએ. જેણે પત્નીના દુઃખને તદ્દન વિસારે પાડયું, તે એકની એક કન્યાનું લગ્ન થતાં વિયોગ થાય અને તેથી જે વિરહ થાય તે તેને ઘણો દુઃસહ જણાતો હતો. પરંતુ છોકરીને અવિવાહિત રાખવી એ પણ ઠીક નહિ, એવો પુખ્ત વિચાર કરી જમાઇની શોધમાંજ હતો. તે માટે તેણે ઘણીજ ખટપટ કરી, પરંતુ અદ્યાપિ પર્યંત તેને મનગમતું ઘર મળ્યું નહતું, તેથી માનાજીરાવ તેજ ચિંતામાં ચિંતાતુર જણાતો હતો.

હમણાં માનાજીરાવની જાણે કસોટીનોજ સમય હોય તેમ હતું. મોગલોના કેટલાક સરદાર આજ વખતે છત્રપતિ પર હલ્લો કરવાના ઉદ્દેશથી આવ્યા હતા. પરનાળ ગઢથી માત્ર બે ત્રણ માઇલ પર તેમની છાવણી હતી. તેઓ ક્યારે ચઢી આવશે, તેનો કાંઇ નિયમ નહતો. સમસ્ત ગઢ ચિંતાતુર જણાતો હતો. ગઢ ઉપરના પ્રમુખ અધિકારી તરીકે માનાજીરાવે પણ આગળ શું કરવું તેની તેને ચિંતા થતી હતી. વાચક ! આ પ્રસંગ સંબંધી તેમની પુત્રી સાથે થએલું સંભાષણ કથાની શરૂઆતમાંજ અમે આપ્યું છે. હવે આપણે આગળ વધીશું.

જમાઇ શોધવાના કામમાં માનાજીરાવ અવિશ્રાન્ત ખટપટ કરતો હતો, ત્યારે આપણી સગુણબાઇ કંઇ છેક મુંગી બેસી રહી નહોતી. તે હવે મોટી થઇ હતી, તે પોતાનું હિતાહિત સારી પેઠે સમજતી હતી. તેના ઘરની પાડોશમાં આબાજીરાવ શિરકે નામક એક સુખી ગૃહસ્થ રહેતા હતા, તેમના એકના એક પુત્રને સગુણાએ પોતાના ભાવિ પતિ તરીકે યોજ્યો હતો.

આબાજીરાવનો ચિરંજીવી નિંબાજીરાવ વયે તરૂણ, પચીશની ભરજુવાનીમાં હતો. ખુબસુરત પુરૂષ હતો. તેમનું કુટુંબ મૂળથી શ્રીમંત હોવાથી સિપાઇગિરિ સાથે તેમને ઓળખ ન હતી. તોપણ તે સમયના ઇતર તરૂણોની પેઠે પટા ખેલવા, ભાલા ફેંકવા વગેરે મર્દાઇની રમતોમાં નિંબાજી

ઘણો કુશળ હતો. તેના એજ ગુણ ઉપર અને વિશેષ કરીને ખુબસુરતી ઉપર લુબ્ધ થઇને સગુણાએ તેને વરમાળા પહેરાવવાનો વિચાર કર્યો હતો.

બંનેનું વારંવાર છૂપી રીતે પ્રેમ સંમેલન થતું. પ્રથમ એક બીજાનાં નેત્ર વાતો કરતાં. પછી જીભથી વાતો થઇ. એટલુંજ નહિ પણ પરસ્પર પ્રતિજ્ઞા સુદ્ધાં લીધી હતી. હવે વિવાહના સુખકર દિવસનો સૂર્ય ક્યારે ઉગે તેની બંને આતુરતાથી વાટ જોતાં હતાં. માનાજીરાવને કાને પણ એ વાત આવી પહોંચી હતી. પુત્રીના સુખ તરફ નજર કરી તેઓ પણ તેજ ઘર અને વર પસંદ કરવાના હતા. પરંતુ નિંબાજી સ્વભાવે જરા તોફાની અને ચંચલ હોવાથી તેના મનમાં ખેંચતાણ ચાલી રહી હતી. માનાજીરાવે એ પ્રશ્નને પણ વિશેષ મહત્ત્વ આપ્યું ન હોત, પણ સાંપ્રત ગઢ ઉપર કેટલુંક અરિષ્ટ ડોકીયાં કરતું હતું. પ્રત્યેક માણસ કઇ ચિંતામાં હતો એનો વિચાર કરતાં શિરકેના કુટુંબને તેણે તદન તટસ્થ જોયું, ત્યારે તેને તે કુટુંબ સંબંધી અને વિશેષ કરી તરુણ નિંબાજીની રાજનિષ્ઠા સંબંધી શંકા થતી હતી. એ શંકા જો કે તેમણે જાહેર કરી ન હતી, તો પણ શિરકેના ઘર પર અને મુખ્યત્વે નિંબાજીની હીલચાલ પર તેણે ઘણી બારીકાઇથી ધ્યાન આપ્યું હતું. નિંબાજી માટેની એ શંકા માનાજીરાવે સગુણાને પ્રસંગોપાત જણાવી દીધી હતી. એ આપણે ઉપર જોઈ ગયા છીએ. ત્યારે તેની શંકા અસ્થાને હતી કે કેમ? તે હવે આપણે જોઇએ.

નિંબાજીની રાજનિષ્ઠા સંબંધી તપાસ કરવા માટે આપણને બહુ ઉંડા ઉતરવાની જરૂર નથી. પૂર્વોક્ત કથાનકમાં પિતાને પુત્રી સાથે ચાલેલું સંભાષણ બહારથી સાંભળનાર અને તે પછી ખાનની છાવણીમાં જઇ તેમની એકાંતમાં મુલાકાત લઈ સૂર્યોદય થતા પહેલાં ગઢ ઉપર હાજર થનાર મનુષ્ય તેજ સગુણાબાઇનો ભાવિ પતિ નિંબાજીરાવ હતો. એટલું જાણવાથીજ તેની સ્વામીનિષ્ઠા કેટલે અંશે હતી, તે સહજે સમજાઇ આવશે, અને તે ઉપરથી ધૂર્ત માનાજીરાવની શંકા પણ છેકજ અસ્થાને ન હતી, એ ખુલ્લું થશે.

નિંબાજીનું કુટુંબ શ્રીમંત હતું. તેમને પોતાના ભરણપોષણની ચિંતા ન હતી. ગઢ પર તેમને કોઇ પણ પ્રકારની વિશેષ ફરજ સોંપવામાં આવેલી

ન હોવાથી તેમને કોઇની પણ આજ્ઞામાં રહેવાનું ગમતું ન હતું. આબાજીરાવ ઘણા ટેકીલા હતા. તેણે કદી કોઇને નમતું આપ્યું ન હતું. તે મોટા ચાણાક્ષ હતા. વખત પ્રમાણે કામ કરવાની તેને પૂરેપૂરી માહિતી હતી. તેનો એ અજબ ગુણ તેના છોકરામાં ઉતરેલો ન હોવાથી મોગલોનો ઉપર ઉપરનો ભપકો જોઇ તેના મુખમાં ઝટ પાણી છૂટયું, અને આવે અણીને પ્રસંગે છત્રપતિ સાથે નિમકહરામ થઇ એકદમ મોટાઇ મેળવવાની તેને મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી.

ગઢ પરના ગુપ્ત રસ્તાઓની તેને સંપૂર્ણ માહિતી હતી, તે પૈકી એકાદ બરાબર બતાવવાથી ખાન તરફથી પોતાને મોટી જાગીર મળશે, એવી લાલચથી તે પ્રત્યક્ષ પોતાના જ્ઞાતિબંધુ પર અગ્નિ નાખવા તૈયાર થયો હતો! માનાજીરાવને તે ઓળખતો હતો. આવે પ્રસંગે તે પોતાને માટે કંઈ શંકા કરે છે કે કેમ? તે સાંભળવા મારેજ જાણી જોઇને અંધારામાં છૂપી રીતે તે ઉભો હતો. પણ તેનું તે વખતે તેને એવું કાંઇ નહિ જણાયાથી ત્યાંથી તે ખાનની છાવણી તરફ ગયો હતો.

ખાનને તેણે કાંઇ પણ ખાસ મહત્ત્વની બાતમી આપેલી હોવી જોઇએ, નહિ તો આપણે ઉપર જોયું તેમ તેનું એટલું બધું સન્માન થવાનું કારણ શું? કથાનકમાં આવેલા ત્રણે પાત્રોની આપણને થોડી ઘણી ઓળખ થઇ છે, માટે આપણે હવે તેમનું આગળનું કર્તવ્ય કમે જોઈએ.

---

## પ્રકરણ ૪ થું.

---

### રાજદ્રોહી ભાવિ પતિ.




ન પાસેથી ઘણું માન, જરી કસબથી ભરેલો પોશાક અને નજરાણું મળ્યા પછી પિતાના કૃત્ય માટે આનંદ માનતા નિંબાજીની સ્વારી ઘણી ઉતાવળથી ગઢ તરફ પાછી ફરી. તે વખતે તેની મુખમુદ્રા જોઇએ તેટલી પ્રફુલ્લિત ન હતી. આપણે ઉપર કહી ગયા છીએ તેટલો બધો આદરસત્કાર થયા પછી તેના ચ્હેરા ઉપર

હર્ષની છાયા દેખાવી જોઈતી હતી, એવો સહજ જ પ્રશ્ન થશે પણ નહિ. ખાન તરફ જતાં તેની માનસિક વૃત્તિ જેટલી ઉલ્લસિત હતી તેટલી પાછાં આવતાં રહી નહિ, એનું કારણ એજ કે પોતાનાં કર્મ માટે તેને હવે બ્હીક લાગવા માંડી હતી. વાસ્તવિક રીતે કહીએ તો આવે વખતે તેને પશ્ચાત્તાપ થવો જોઇતો હતો, અને તે થયો હોત તો તેના અંતઃકરણની શુદ્ધિ થઈ હોત, પરંતુ દુર્દૈવની વાત છે કે પશ્ચાત્તાપનો પવન તેને સ્પર્શી શક્યો નહિ! "છત્રપતિના આપણે નોકર નથી કિંવા કોઈ પણ રીતે તેમની સાથે આપણે બંધાયલા નથી. આપણે થોડી ઘણી કામગીરી બજાવીએ તે બદલ તેણે આપણને થોડું ઘણું પારિતોષિક આપ્યું તો તેથી શું થયું? ભારે ઇનામ અને માન આપે એવા કોઇ ગૃહસ્થનું કામ કરીએ તો તેથી શિવાજી મહારાજના આપણે નિમકહરામ ઠરીએ એવું કાંઇ થોડુંજ છે!" આવી ઉચ્છૃંખલ કલ્પનાઓ વડે તેનું મગજ ભરાઈ ગયેલું હોવાથી પોતાનાં અવિચારી કૃત્યો તેને સુઝયાં નહિ! વળી શત્રુને જાતે પોતાના ઘરમાં દાખલ કર્યા પછી કદાચ વખત આવે તે આપણી કદર કરશે નહિ, એવી કલ્પના મનમાં ઉત્પન્ન થઈ નહિ તો પછી પશ્ચાત્તાપ તો તેને થાયજ ક્યાંથી?

પરંતુ જો કદાચિત્ પોતાનું કૃત્ય પકડાઈ ગયું તો છત્રપતિ શિવાજી મહારાજ તેને ગઢ પર રહેવા દેશે નહિ પણ વખતે એથીએ ભારે દંડ કરશે, અને તેમ થયું તો પોતાના પિતાની પણ સહાનુભૂતિ પોતાને મળશે નહિ. એ વિચારને લીધેજ હવે તેને બ્હીક લાગવા માંડી હતી. પરંતુ અવિચારે અંધ થયેલા નિંબાજીના અંતઃકરણમાં ભયની એ કલ્પના વધારે વખત ટકી નહિ. શિવાજી મહારાજ બહુ તો આપણને હદ પાર કરશે પણ તેમ કરવામાં તેમનો એક રીતે આપણા પર ઉપકારજ થશે, એવું તે મૂર્ખને લાગ્યું! શિવાજી મહારાજ હદપાર કરે તે પહેલાં તો મોગલોના આશ્વાસન પ્રમાણે આપણે જાહેર રીતે મોગલોનો આશ્રય લઇશું, અને તેમના તાબામાં રહીને પોતાના ભાગ્યનો ઉદય કરી લઇશું. એવું સુંદર સ્વપ્ન તેની આંખ આગળ તાદૃશ્ય થવાથી તેનું અધમપણું બીલકુલ તેની નજરે પડયું નહિ!

એ બધાં કરતાં તેને જે મોટી ચિન્તા હતી તે સગુણાની હતી. તેના પ્રેમપાશમાં તે બદ્ધ થએલો હતો, અને ભાવિ સુખમય સંસાર-યાત્રા બદ્દલ તે બંનેએ પરસ્પર વચનો આપ્યાં હતાં. માનાજીરાવ નિઃસીમ સ્વામી ભક્ત હતો. શિવાજી મહારાજના વાળને ધોકો લાગે તો એને પ્રાણાન્ત વેદના થતી ! સગુણા તેનીજ આબેહુબ પ્રતિમા. એવી સ્થિતિ હોવાથી માનાજીરાવને જો પોતાને માટે સંશય આવે, કિંવા તે સંશય જાહેર થતાં શિવાજી મહારાજનો પોતાના પર કોપ થાય, તો સુંદરી સગુણાનો પ્રેમ એ ભયંકર કસોટી વખતે ટકશે કે નહિ, તેની તેને શંકા થવા લાગી. એ શંકા ક્ષણે ક્ષણે વધતી જવાથી આખરે તેણે ભયંકર સ્વરૂપ પકડયું, અને તેથીજ તેના હૃદયનો ઉલ્લાસ આથમી જઇ, તેનો ચહેરો મલિન થયો હતો.

પરંતુ નિંબાજી એવી ક્ષુદ્ર કલ્પનાઓથી ડગી જાય એટલા કાચા મનનો પુરૂષ ન હતો. તેની પાસે યુક્તિઓની જબરી ખાણ હતી. અને જોઇએ ત્યારે યુક્તિ પ્રયુક્તિથી ભોળી સગુણા પર આપણે આપણો અમલ બજાવીશું, એવી તેની ખાતરી હતી. સગુણાનો તેના પર પૂર્ણ પ્રેમ હતો. પ્રેમને લીધે જ સગુણા માનાજીરાવની વિશેષ પરવાહ રાખશે નહિ, એવું તે સમજતો હતો. કેવળ એ એકજ આશાના જોર પર તેની બધી શંકા કુશંકાઓ છેક આથમી ગઇ અને પોતાના ઘર પાસે આવતાંજ તે પુનઃ પૂર્વવત્ ઉલ્લસિત બન્યો.

એ તે કેવી અધમતા ? મહારાષ્ટ્રમાં સર્વત્ર મરાઠી રાજ્યની સ્થાપના થાય, તે માટે અહોરાત્ર અવિશ્રાંત શ્રમ કરનાર છત્રપતિ મહારાજનાં કાર્ય પરત્વે તેને તૃણ માત્ર પણ સહાનુભૂતિ કિંવા આદર ન હતો. તે તો ઠીક પણ જેના રાજ્યમાં આપણે સુખેથી નિવાસ કર્યો છે તેના જ ઘર પર ધગધગતા અંગારા મૂકવા તૈયાર થઇએ, તો આપણે ભારે દંડને પાત્ર થઇશું, એવી તેને લવલેશ પણ ભીતિ લાગી નહિ ! એ કરતાં પણ તેની અધમતાની હદ કહીએ તો શુદ્ધ અને સાત્વિક મનની ભોળી સગુણાને પણ તે પોતાના જેવીજ સમજ્યો હતો. એ કેટલું આપસ્વાર્થીપણું ? મૂર્ખ નિંબાજી ! જેની રાજનિષ્ઠાની ઇતિહાસ સાક્ષી આપે છે, અને જેની નિઃસીમ સ્વદેશ-

ભક્તિ ઉપર અને સ્વામીનિષ્ઠા ઉપર લુબ્ધ થઇ છત્રપતિએ જેને પોતાના પ્રાણુથી પણ પ્રિય ગણ્યો છે, તે માનાજીરાવ જેવો અદ્વિતીય વીર કિંવા તેની સંતતિ પ્રાણાન્તે પણ રાજભક્તિથી ડગશે, એવી તને કલ્પના કેમ આવી? તારા જેવા "કુહાડીનો દાંડો અને કુળનો કાળ!" નિમકહરામ-પુરૂષકંટક છત્રપતિના રાજ અમલમાં ઘણા નિપજ્યા નથી! એ તે મહાન્ પુરૂષનું નસીબજ જાણવું જોઈએ. જવા દે એ યુક્તિવાદ. આ વખતે તે તને પસંદ પડશે નહિ એટલા માટે અમે તુરત તો ગમજ ખાઇએ છીએ, પણ ધ્યાનમાં રાખજે કેઃ અસત્યનો કદાપિ જય થતો નથી. તારા જેવા ક્ષુદ્ર ઉંદર ગમે તેટલું અકાંડ તાંડવ કરશે તો પણ છત્રપતિ જેવા પુરૂષસિંહનું શું થવાનું હતું? તારૂં દુષ્કૃત્ય એક દિવસ બહાર આવશેજ અને તે વખતે તારા નેત્રમાં ચચરતું અંજન પ્રાપ્ત થશે જ થશે! ત્યારે તેની યાતનામાંથી મુક્ત થવું તને ઘણું જ કઠણ થઇ પડશે!

આ પ્રમાણે પોતાની અમૂલ્ય સમજણ પ્રમાણે મનમાં નાના પ્રકારના આનંદની કલ્પના કરતો નિંબાજી પોતાને ઘેર આવી પહોંચ્યો. એ વખતે અજવાળું થયું હતું. સાંપ્રત સમય તોફાનનો હોવાથી ગઢ પર માણસોની આવ જા, આ પહેલાંજ શરૂ થઇ હતી, તેથી ઘરમાં પ્રવેશ કરવા માટે નિંબાજીને પાછલા બારણાનોજ આશ્રય લેવો પડયો. આબાજીરાવ કયારના ઉઠયા હતા, તો પણ તેમનું બધું કામકાજ આગલે દરવાજે જ થતું હોવાથી અને નોકર ચાકર તો ઘણાખરા નિંબાજીને જ વશ હોવાથી રાત્રે તેની ગેર-હાજરી અને સવારના પહોરમાં તેનું ઘરમાં ચોરી છુપીથી આવવું એ કોઇના પણ જોવામાં આવ્યું ન હતું. ઘરમાં પ્રવેશ કરતાં જ તે સીધો પોતાની ઓરડીમાં ઘુસ્યો, અને થોડા વખતમાં તો ઘરમાં નવો જુનો પણ થઇ ગયો. ત્યારે ચાલો વાચક! આપણે હવે નિંબાજીને ત્યાં જ છોડી થોડો વખત આપણી સગુણા તરફ વળીએ.

સવારના પહોરમાં જ કોટવાળીમાં એકઠા થઇ નાકેબંધીની નિમણુકો થવાની હતી. યુદ્ધનો પ્રસંગ પાસે આવી પહોંચે તો પોતાની લાડકી કન્યાનું શું થાય? એ એક અત્યંત પ્રખર ચિંતાથી માનાજીરાવને આખી રાત

ઉંઘ આવી નહિ. સગુણાને શું ? તે બિચારીને ચિંતાનો એટલો ચટકો ન હોવાથી તુરતજ નિદ્રાવશ થઇ હતી, પરંતુ તે સુખનો અનુભવ તેને પણ ઘણું તો બે ત્રણ કલાક કરતાં વધારે મળવો શક્ય ન હતો. માનાજીરાવ સૂર્યોદય વખતે કોટવાળીમાં હાજર થવાના હોવાથી તેમના સ્નાન વગેરેની તજવીજ કરવા માટે સગુણા મળશ્કે ઉઠી, અને સ્નાન આદિ આટોપી લઇ માનાજીરાવ ચાલ્યા ગયા પછી તે પોતાના નિત્ય કૃત્યે વળગી.

ગમે તેમ હો પણ તેનું લક્ષ્ય આજે ગૃહકાર્યમાં હંમેશના જેવું ચોંટયું ન હોતું. માનાજીરાવના રાતના શબ્દોનું તેને ઉપરાચાપરી સ્મરણ થયું. "મારૂં હવે શું થશે ?" એ નવીન ચિંતાએ આજે તેને ઘેરી લીધી હતી. આજ સુધી એ વિચારનો તેને સ્પર્શ થયો ન હતો. સ્રી ધર્મ પ્રમાણે વિવાહ બંધનથી પોતે બદ્ધ થાય તો પણ સાસરૂં અને પિયેર બંને એકજ ગામમાં અને તે પણ છેક પાડોશમાં હોવાથી પિતાથી પોતાનો વિયોગ થશે, એવી તેને કલ્પના પણ ન હતી. પરંતુ આજે સર્વ બાબતનો વિચાર કરતાં તેને બહુ જ ઉલટું જણાવા લાગ્યું. સાંપ્રત ગઢ પર એક વિલક્ષણ ધામધૂમ ચાલી રહી હોવાથી લગ્ન જેવા શુષ્ક વિષયમાં મન ઘાલવાની માનાજીરાવને ફુરસદ ન હતી. એટલુંજ નહિ, પણ તેણે મનથી વરેલા પતિ સંબંધી માનાજીરાવને એક વિલક્ષણ શંકા આવેલી હોવાથી વહેલે મોડે પણ નિંબાજી સાથે વિવાહ કરવામાં પિતાની સંમતિ મળશે કે નહિ, તેની તેને શંકા જ હતી. એ વિચાર થતાં જ દેશાભિમાન શ્રેષ્ઠ કે પ્રેમ શ્રેષ્ઠ ? એ માટે તેના મનમાં વિચારો થવા લાગ્યા.

નિંબાજીના રૂપ ઉપર અને વિશેષે કરીને તેના ગુણ પર લુબ્ધ થઇ સગુણા તેને પોતાના જ મનથી વરી હતી. અર્થાત્ પોતાનો સર્વસ્વ પ્રેમ તેણે તેને અર્પણ કર્યો હતો. તે કાર્ય હવે કેવી રીતે પાર પાડી શકશે ? ઢળતા પ્રદેશમાંથી વહેનારો નદીનો પ્રવાહ જેમ પાછો ફેરવવામાં આવતો નથી, તે પ્રમાણે એક વખત કોઇ એકાદ વિશિષ્ટ વસ્તુ તરફ સ્થિર નિશ્ચયથી વહેવા માંડેલો પ્રેમનો પ્રવાહ પાછો ફેરવવો સર્વથા અશક્ય છે ! વારૂં ! માનાજીરાવને નિંબાજી માટે જે એક શંકા થઇ હતી તે શા કારણથી હતી, એનો

તેણે ઉલ્લેખ પણ કર્યો ન હતો. નિંબાજીના શૌર્ય સંબંધી તો તેની ખાતરી હતી, તથા યુદ્ધમાં પોતાનો ભાવિપતિ કદીએ પરાજય પામશે નહિ, એવો તેને પૂર્ણ ભરોંસો હતો. રાજનિષ્ઠા સંબંધી કહીશું તો છત્રપતિનો પુણ્ય પ્રતાપ જ એવો જાજ્વલ્યમાન હતો કે તેનો ઑાળો સુદ્ધાં સર્વથા વંદનીય હતો. તેમ જેના પેટમાં તેમનું અન્ન ગએલું હશે, તેના હૃદયમાં નિમકહરામીપણાની કલ્પના સુદ્ધાં આવવી અસંભવનીય હતી ! "આબાજીરાવના કુટુંબી સારા પ્રતિષ્ઠિત હતા. કિલ્લા પર આ પૂર્વે તેના કુટુંબની ત્રણ પેઢી થઇ હતી. તે કુટુંબના પુરૂષો છત્રપતિથી વિરૂદ્ધ જશે એવી શંકા કોઇને પણ ન હતી. પછી માનાજીરાવના કહેવાનો અર્થ શો હશે ? ગમે તે હો. નિંબાજીના શરીરમાં એક વખત દુર્ગુણ પ્રવેશ કરે, તો પણ મ્હારા પ્રેમના બળ વડે હું તેમના દુર્ગુણને ફેરવી સદ્‌ગુણી બનાવી શકીશ. પરંતુ તેનો તિરસ્કાર કરીશ નહિ." તેના મને એવો નિશ્ચય કર્યો, તથા માનાજીરાવ પાછા આવે નહિ, એટલામાં પોતાના પ્રિયતમની મુલાકાત લઈ સર્વ શંકાનું સમાધાન કરી લેવાની ઉત્કંઠા થઇ.

સગુણા તું કેવી ગાંડી છે ! તને ગાંડી કહેવા કરતાં ભોળી કહીએ તો તે ઠીક જણાશે. તારા સાત્વિક અને શુદ્ધ પ્રેમને અનુસરી તેં પોતાના ભાવિ પતિનું જે ચિત્ર ચિતર્યું તે વસ્તુ સ્થિતિથી કેટલું અસંગત છે ? નિંબાજી અને રાજનિષ્ઠ, એ બે શબ્દમાં કેટલો બધો વિરોધ ! તું સર્વ જગતને પોતાના જેવું શુદ્ધ માને છે, પરંતુ નિંબાજીનાં કાળાં કૃત્ય તારાથી કદાપિ પણ સમજી શકાશે નહિ. તારો પ્રેમ તેના પર અનિવાર્ય છે એ કબૂલ પરંતુ અસલ કસોટી પર ચઢેલા શુદ્ધ સુવર્ણ સાથે પેલા નકલી સુવર્ણની સરખામણી શી રીતે થઈ શકશે ! તારૂં કુળ રાજનિષ્ઠ, તારો પિતા નિસ્સીમ સ્વામી ભક્ત–રાજભક્ત–દેશભક્ત; અને તું પણ સ્વત: દેશાભિમાની ! પણ તારો ભાવિ પતિ ? તેનાં કાળાં કૃત્યોમાંનું એકાદ પણ જો તારા સમજવામાં આવે, તો તારા હૃદયમાં ઉત્પન્ન થએલું પ્રેમ વૃક્ષ તુર્તજ દગ્ધ થઇ જશે ! એટલુંજ નહિ પણ તું સુદ્ધાં તેનો તિરસ્કાર કરવા લાગશે. માટે અત્યારે જ સાવધ થઇ તેને શુદ્ધ સુવર્ણ માની ગળામાં ધારણ કરતાં

પહેલાં પ્રથમ તેની પરીક્ષા લે! ઓ દેવી! તેની પરીક્ષા લે! નહિ તો ખરેખર તું પશ્ચાત્તાપને પાત્ર થશે.

નિંબાજીનો મેળાપ કરવા માટે સગુણાનો નિશ્ચય થયો છે, પરંતુ આજે કોણ જાણે તેના ભ્રમનું પૂર્ણપણે સ્પષ્ટિકરણ જ થવાનું છે કે શું? તેથી તેની ઇચ્છા પૂર્ણ થવાનો અનાયાસે ત્યાં ને ત્યાંજ યોગ પ્રાપ્ત થયો. નિંબાજીની સ્વારી આજે સવારે પ્રથમ પ્રહરે બનીઠની સગુણાની મુલાકાત લેવા માટે ખાસ આવી પહોચી. સગુણાને ઘેર હંમેશા નિંબાજી આવતો હતો, પણ આજે એકદમ અંદર પ્રવેશ કરતાં જરા ખંચકાયો. તેનું અંતઃકરણ પાપી હોવાથી તો કદાચ એમ થયું નહિ હોય! જવા દો એ વાત! નિંબાજી ચિત્ર કામમાં અતિશય કુશળ હતો, તેથી જાણે પોતાને કોઇ પણ જાતની શંકા આવી નથી, એવો ડૉળ બતાવી સગુણા રસોડામાં બેઠી હતી ત્યાં સુધી ઠેઠ જઈ પહોંચ્યો.

ઇચ્છા થતાંજ ભાવિપતિનું દર્શન થયું, તેથી સગુણાને અતિશય આનંદ થયો. નિંબાજીની આગતાસ્વાગતા નિત્યના કરતાં આજે જરા વિશેષ આદરપૂર્વક થઇ. કેટલોક વખત સુધી આગળ પાછળની વાતો થયા પછી તેમની વાતનું વલણ સહજ કિલ્લા પરની ધામધૂમ તરફ વળ્યું. કિલ્લા પરની સ્થિતિ અતિ ભયંકર હતી. છત્રપતિના રાજ્ય માટે પ્રત્યેકને કેવી ફીકર હતી, તથા તેણે આરંભ કરેલાં મહાન્ કાર્યની સિદ્ધિ થવા માટે પ્રત્યેક જણ કેવા ચિંતાતુર હતાં તે વગૅરે હકીગત સગુણાએ મુક્ત કંઠે તેને કહી. છેવટે "માનાજીરાવ આજે મોટે મળસ્કે ઉઠી કોટવાળીમાં ગયા છે, અને હમણાજ નાકેબંધીની વ્યવસ્થા કરનાર છે." એ હકીગત પણ સગુણાએ નિંબાજીના કાન પર નાખી. પોતાના ભાવિપતિ તરફથી પોતાને સહાનુભૂતિદર્શક ઉત્તર મળશે, એવી તેને ઉત્કંઠા હતી; પરંતુ સગુણાના કહેવાની નિંબાજીના મન પર બીલકુલ અસર થઇ નહિ! ઉલટું કંઇ તિરસ્કારયુક્ત ભાષણ કરી તે જરા હસીને બોલ્યો કેઃ "સગુણા! એ બાબતમાં એક વખત હું તને બે વાત કહેવાનો હતો, તે યોગ આજે અનાયાસે પ્રાપ્ત થયો છે, એ સારૂંજ થયું. તમે લોકોએ છત્રપતિનું આટલું બધું મહત્ત્વ વધારી દીધું છે, એનો અર્થ શો?"

"છત્રપતિ" અને "મહત્ત્વ" એ શબ્દ સાંભળતાંજ સગુણાને વિજળીના જેવો આચકો લાગ્યો! તેના શરીરમાં અગ્નિ ઉત્પન્ન થયો. તે કિંચિત્ ક્રોધ કરી આશ્ચર્ય પામતી બોલી: "એટલે? એનો અર્થ શો? તમે શું કહો છો? કોઇ સાંભળશે તો શું કહેશે?"

નિંબાજીનું મન અજબ ગંભીર હતું. તે હસીને બોલ્યો: "કેમ વારૂ? એવું હું શું બોલ્યો? જેને સાંભળવું ન ઘટે તેની સામે હું એવું બોલું જ શું કરવા?"

સગુણા વધારે ગુંચવણમાં પડી, અને બોલી: "આજે આ તમે શું આરંભ્યું છે?"

"હું તને જે કંઇ કહું છું તે બરાબરજ છે." નિંબાજી સગુણાનો હાથ પકડી બોલ્યો: "પણ આ ઘોડે ચઢેલી સ્વારી જરા નીચે તો ઉતારો!"

"કંઇ જરૂર નથી! ઉભા છો તે શું ખોટું છે? અહીંથી મને બધું સંભળાય છે." સગુણા પોતાનો હાથ ખેંચી લઇ બોલી.

"તારાથી સંભળાતું હશે તેથી શું થયું, પણ મારા તો પગ દુઃખે છે ને. માટેજ કહું છું કે અહીં જરા બેસ, અને પછી હું સેવામાં હાજર છુંજ." નિંબાજીરાવ હસતે મુખે બોલ્યો.

"એ તો જોયું બધું! એવું ચીબાવલાપણું મારે નથી જોઇતું! તમે શું કહેવા માગો છો, તે એક વાર કહી દો." સગુણા જરા રોષથી બોલી.

"તું એકદમ ચીડવાઇ જશે, એવો મેં પ્રથમથી જ તર્ક કર્યો હતો." નિંબાજીરાવ જરા ગંભીર મુખે બોલ્યો: "પણ તેથી શું થયું? આવો પ્રસંગ એક દિવસ આવવાનો જ હતો, તે આજે જ આવ્યો છે. એમાં કાંઇ ખોટું થયું નથી. ઠીક છે. તું સાંભળ. તમોએ છત્રપતિનું આટલું બધું મહત્ત્વ વધાર્યું છે, તે શા કારણથી? હું પુનઃ એક વાર તો પૂછું છું, બોલ! એને માટે તારે શું કહેવું છે?"

"નિંબાજીરાવ મને લાગે છે કે તમે આજે શુદ્ધિમાં નથી, નહિ તો તમારા મુખમાંથી આવા શબ્દ નીકળે નહિ!" સગુણા આંખો ચઢાવી રોષથી બોલી:

"શબ્દો તો હું બોલી ચૂક્યો છું. તે માટે મારે હવે કશું કહેવાનું રહ્યું જ નથી. શુદ્ધિ સંબંધી જો કહેતી હોય તો ખરેખર અત્યાર સુધી હું શુદ્ધિમાં ન હતો, પણ હવે મારી આંખો સારી પેઠે ઉઘડી છે. તમારે છંદે લાગી હું પણ તમારા છત્રપતિનાં પુષ્કળ બણગાં ફુંકતો હતો, પરંતુ મારૂં મૂર્ખપણું હવે મને સારી રીતે સમજાયું છે !"

"નિંબાજીરાવ ! મારા બોલવાથી તમને કદાચ ગુસ્સો ચઢ્યો હશે પણ ક્ષમા કરો. તમે અત્યાર સુધી અમારા સ્વામીની નિંદા સંભળાવી એટલું જ બસ છે. જો તમારે એવી જ વાતો કહેવી હોય તો આજથી આપણે એક બીજાને તદન વિસરી જવું ઇષ્ટ છે." સગુણા કઠોર વાણીથી બોલી.

"પણ સગુણા, એનું પરિણામ શું આવશે, તેનો તેં કશો વિચાર કર્યો ?"

"કર્યો છે. સારી પેઠે કર્યો છે !" હવે સગુણાનો મિજાજ ગયો. તે છંછેડાયલી નાગણ પેઠે નેત્ર ફેરવી બોલી.

"સગુણા, તારે મારા પ્રેમને છોડવો પડશે. થોડા જ દિવસમાં આપણા વિવાહ થવાનું નક્કી થયું હતું, તે તું વિસરી ગઇ જણાય છે."

"અને થયો હોત તો પણ શું થયું ? નિંબાજીરાવ, એવા પ્રેમની દરકાર શી ? જેને પોતાના દેશની, પોતાની આબરૂની અને પોતાના રાજાની બીલકુલ દરકાર નથી, તે પોતાની પત્ની પર શી રીતે પ્રેમ રાખશે ?" સગુણા જરા છણકો કરી બોલી.

"સગુણા, મારા શબ્દોનો આવો અવળો અર્થ ના કર."

નિંબાજી જરા ઝંખવાણો પડી બોલ્યોઃ "દેશની કિંવા રાજાની મને જરા પણ પરવાહ નથી, એ કેવળ તારી ભૂલ છે. દેશને માટે મને પૂર્ણ અભિમાન છે, પરંતુ રાજા કોને કહેવો ? ખાલી અંધ શ્રદ્ધાને વળગી એકાદ બાવળાને "રાજા" કહી લોકો તેના નચાવ્યા નાચે, તેજ પ્રમાણે મ્હારે પણ નાચવું કે ? એવા સ્વતંત્ર રાજા ગમે ત્યારે અને ગમે ત્યાં મળે, તો શું આપણે તેની પરીક્ષા ન કરવી !",

"બસ કરો નિંબાજીરાવ ! શિવાજી મહારાજના અનેક ગુણોની

પરીક્ષા અમને કરવાનું કહેતાં પહેલાં મેં પ્રથમથી તમારી જ પરીક્ષા કરી નહિ, તે માટે મને ઘણો જ પશ્ચાત્તાપ થાય છે ! પણ હજીએ શું ગયું છે? પિતાજીના શબ્દોનો મેં કાલે જ અનાદર કર્યો હતો પણ તેમનો અભિપ્રાય આજે ખરો ઠર્યો ! ” સગુણા અતિશય ચીડવાઇને બોલી.

માનાજીરાવનું નામ સાંભળતાં જ નિંબાજી જરા ચમક્યો, અને પોતાનું પ્રપંચી કૃત્ય કદાચ તેના કાન પર પહોંચ્યું તો નહિ હોય? એવી તેને શંકા થઈ. તેની શંકા ખરી હતી, છતાં એવી સામાન્ય શંકાથી તે ડગે તેવો ન હતો. તે આવેશથી પણ જરા મૃદુ સ્વરથી બોલ્યો: “ સમજ્યો, તારા બોલવાનો ભાવાર્થ હું સમજી ચૂક્યો છું. માનાજીરાવે સુદ્ધાં એ બાબતમાં તારી પાસે “ **सूतजवाब** ” કરી મૂક્યું હોય એમ લાગે છે. ખરેખર, આ વખતે તે અહીં નહિ હોવાથી મને ઘણો જ પશ્ચાત્તાપ થાય છે. ”

“ અને ખરેખર આ વખતે તેઓ અહીં નથી તેથી મને પણ ઘણો જ પશ્ચાત્તાપ થાય છે. ” સગુણા મિજાજમાં જ બોલી.

“ કદાચ માનાજીરાવ હોત, અને તેને મેં એ વાત સમજાવીને કહી હોત, તો મારી ખાતરી છે કે તે તારા કરતાં જલદી સમજી શકત. ”

“હા, ખરી વાત કહી. અને તેઓ તમારા જેવા રાજદ્રોહી–સ્વામીદ્રોહીનો બંદોબસ્ત પણ તુરતજ કરત ! ” સગુણા તિરસ્કારદર્શક સ્વરથી બોલી.

“ સગુણા, સહજ બોલતાંમાં તું મારૂં આવું અપમાન કરે છે કે ? ” નિંબાજી જરા ખીજવાઇને બોલ્યો.

“ અપમાન ? એમાં વળી અપમાન કેવું ? આ વાત જો પિતાને કહી હોત, તો તેનું પરિણામ કંઇ જુદું જ આવ્યું હોત સમજ્યા નિંબાજીરાવ ? હું કહું છું કે તમને આબરૂની દરકાર હોય તો અહીંથી હવે સીધાવો ! અમારા અન્નદાતાની નિંદા અમારા પ્રાણાંત સુધી અમારાથી સહન થશે નહિ. ”

એ વાક્ય સાંભળી નિંબાજી નિરૂત્તર થયો. સગુણા પાસે પોતાની માત્રા ચાલતી નથી, એ જોઇ હવે શું કરવું, તે તેને સૂઝ્યું નહિ. સગુણાના બોલવાથી તેને અત્યંત ગુસ્સો તો આવ્યો, પણ કરે શું બિચારો ?

કંઇ ઓછાવત્તા શબ્દો બોલાઇ જવાય, તો કામ પડયું છે માનાજીરાવ સાથે ! તે તો છત્રપતિના ગળાનું માદળીયું છે ! તુરતજ તેમના કાન ભંભેરે એવું જાણી તે નાઇલાજ થયો. પણ "હા, માં હા ભણવી ઠીક" એવો વિચાર કરી જાણે કશું બન્યું જ નથી એવું ડૅાળ બતાવી તે હસતાં હસતાં બોલ્યો: "સગુણા ! એટલામાંજ તું ખીજવાઇ ગઇ કે ? અરે ગાંડી ! હું તો કેવળ તારી પરીક્ષા કરવા માટે મશ્કરીમાં બધું બોલ્યો છું ! જે આપણા સર્વનો અન્નદાતા, જેની કીર્તિ શત્રુ સુદ્ધાં ગાય છે. તથા "ગો બ્રાહ્મણનું પ્રતિપાલન કરવું એજ જેનું વ્રત છે, તે પ્રત્યક્ષ શંકરાવતાર છત્રપતિ શિવાજી મહારાજની નિંદા મારા મુખથી થાય, એ શું તને સાચું લાગે છે ? એ તો મેં જરા તારા પ્રેમને કસોટીએ ચડાવી જોયો. કારણ કે દ્રવ્ય આગળ મન ચલિત થાય છે, પ્રમાણિકપણું ડગમગી જાય છે, પણ ધન્ય છે, માનાજીરાવને અને ધન્ય છે તને ! તમે બંને શુદ્ધ સુવર્ણ છો. છત્રપતિએ માનાજીરાવને પાસે રાખ્યાનું સાર્થક થયું છે. સગુણા ! મ્હેં આજ સુધીમાં ખુદ મહારાજાને અને તમને જે કંઇ કહ્યું હોય, તેની મને ક્ષમા આપો."

ઉપલા શબ્દો બીજા કોઇને મુખેથી નીકળ્યા હોત તો સગુણાને ખરા લાગ્યા ન હોત, પરંતુ નિંબાજી જે તેનો ભાવિપતિ, તથા તેનું પ્રેમ સર્વસ્વ હતો તેના પ્રપંચી શબ્દોમાં તે બિચારી ભોળી બાળા સહજમાં ફસાઇ ! તેનો રોષ ક્ષણમાં ઉતરી ગયો. વાદળાં વગરના સ્વચ્છ ચંદ્ર જેવા હસિત વદને સલજ્જ પણ અધીરતાથી તે પોતાના પ્રિયતમના બાહુપાશમાં જકડાઇ જનાર હતી, પણ એટલામાં—નિંબાજીના દુર્દૈવને લીધે જ તેની નજર નિંબાજીના કંઠમાં ધારણ કરેલા એક અપરિચિત ઉજ્જવલ ભૂષણ પર પડી. તેને લીધે તેને તેજ ક્ષણે વિલક્ષણ શંકા થઇ. શંકા થતાંજ તે વેગળી ખસી ગઇ.

નિંબાજીએ તે જોયું પરંતુ છટકી ગએલા શિકાર વિષે જરા પણ ખેદ ન દર્શાવતાં ઉલટો તે આગળ વધી બોલ્યો: "કેમ વારૂ ? આલિંગન એ તો કામી સ્ત્રી પુરુષોના ભાવિ સુખ મંદિરનો દરવાજો છે, ત્યાં તદ્દન નાકેબંધી કેવી ? સગુણા ! આલિંગન એટલે પરસ્પર બે પ્રેમી જીવનું એક થવું. લોખંડના બે કટકા ખૂબ તપાવી એક મેકના ઉપર જોરથી મૂકવાથી

તે બંને જેમ એક જીવ થાય, તેજ પ્રમાણે પ્રેમાનલથી સંતપ્ત થએલા બે આત્મા, આલિંગનથી એક રૂપ થાય છે. આવે વખતે એક આત્મા બીજા તરફ અતિ વેગથી દોડતો આવે છતાં તેનો અટકાવ કરવો, એટલે મહાવેગથી આગળ જતા એકાદ પ્રવાહને વચમાંજ બંધ બાંધ્યા જેવું નથી થતું કે ? અટકેલા પ્રવાહની જેવી સ્થિતિ થાય છે તેવીજ બિચારા પ્રેમ ઘેલા આત્માની ગતિ ! માટે જ કહું છું કે આગળ નાંખેલો પગ પાછળ લઇશ નહિ. તારા પગના પાછાં ખસવા સાથે મારા પ્રાણ હૃદયમાંથી બહાર નીકળી પડશે એવી મને બ્હીક લાગે છે. ”

આ પ્રપંચી ભાષણનું સગુણાના અંતઃકરણ પર બીજી વખતે કદાચ સારૂં પરિણામ આવ્યું હોત, પરંતુ આ વખતે તેનું અંતઃકરણ સંશયગ્રસ્ત હોવાથી આ પટપટારો ક્યારે પૂરો થાય, એવું તેને લાગ્યું. તે ઉભી હતી ત્યાંથી જરા પાછી ખસી બોલીઃ “ નિંબાજીરાવ, એક વખત પોતાના કરેલાં માણસ સાથે સરળ અને નિષ્કપટ પ્રેમ કરતો, એટલું જ માત્ર હું સમજું છું. તમારૂં આવડું લાંબુ લચક પ્રેમઘેલું વ્યાખ્યાન મને ગાંડીને તે શું સમજાય ? તમારૂં કહેવું સરળ રીતે ચાર શબ્દમાં પણ તમે ધાર્યું હોત તો કહી શકાત, પણ જવા દો હવે ! તમે ગળામાં પહેરેલો આ અલંકાર કંઇ નવીન જ દેખાય છે ! તેની કારીગરી સુદ્ધાં આપણા તરફની જણાતી નથી. તે ક્યાંની બનાવટ છે વારૂ ? ”

પોતાના પ્રશ્નનો એવો જ ઉત્તર મળશે એવું નિંબાજીએ નક્કી ધાર્યું હતું, તેથી તેનો ઉત્તર આપવાને તે તૈયાર પણ હતો. ખાને ભેટ આપેલાં જરજવાહિર શરીર પર ધારણ કરી સગુણાની પાસે આવવા માટે તેને પશ્ચાત્તાપ તો થયો, પરંતુ ગમે તે રીતે પણ તેના મનને સંતોષ આપવાની જરૂર હતી. તેથી જરા વિચાર કરી બોલ્યોઃ “ સગુણા, મારાં પાછલાં કહેવાથી તારા સંશયની નિવૃત્તિ થઇ, ત્યાર પછી તારા શાંતિદાયક આલિંગન સુખનો આસ્વાદ હું લેનાર હતો, એટલામાં આકસ્મિક તારી ગતિ ભંગ થવાનું કારણ આ અપજશીઓ અલંકાર હશે, એવો મેં તે વખતે જ તર્ક કર્યો હતો. તે વખતે જ એનો ઇતિહાસ કહી તારી ક્ષમા માગવી એવું મને

એક વખત થયું હતું ખરૂં, પરંતુ એકાદ મોટી ભૂલની ક્ષમા માગવી હોય, તો તે યોગ્ય સમય સાધીને માગવી, નહિ તો ક્ષમાને બદલે ક્રોધજ પ્રાપ્ત થાય એ હું જાણું છું. ક્રોધના ઝપાટામાંથી મુક્ત થઇ તું શાંત થવા લાગી. તેં એક પગ આગળ મૂક્યો હોત, તો કદાચ તને ફરીથી ક્રોધ આવત એવું ધારી મેં તે વિષય તદન છોડી દીધો, અને હજી પણ તારી પરવાનગીથી તે વિષય આવતી કાલે કહેવા ઇચ્છું છું."

"નહિ. જે હોય તે હમણાંજ કહી દો. પાપ ગમે તેવું હોય તો પણ તેના અંકુર મૂળમાંથી જ ખોદી કાઢવાં જોઇએ. દિવસ વીતે છે તેમ તે જૂનું થાય છે. જૂનું થવાથી તે વજ્રલેપ થાય છે માટે જે હોય તે સ્પષ્ટ કહી દો. તમે વિલંબ કરો છો તેમ મારી ઉત્કંઠા ઘણીજ વધે છે." સગુણા અધીરી થઇ બોલી.

"મારી ખાતરી છે, કે તું મ્હારૂં કહેવું નહિ જ સાંભળે. તારો હઠીલો સ્વભાવ મને કેટલાએ દિવસથી પરિચિત છે. ઠીક છે, અપરાધનો એક વાર સ્વિકાર કરીને તે અપરાધ તથા તેને ઉત્પન્ન કરનાર આ અલંકાર એકદમ કંઠમાંથી દૂર કરૂં છું, પછી તો હું તારા આલિંગનને પાત્ર થઇશ ને? આપણી પેલી જ્યોતિબાની ટેકરી પાછળ મોગલોના કેટલાક સરદારો ઉતર્યાં છે, તે તો તું જાણે છે ને?"

"વારૂ પણ તેનો આ અલંકાર સાથે શો સંબંધ?"

"બધું કહું છું. જરા ધીરજ તો ધર." નિંબાજી હસીને બોલ્યો. "તે સરદારના તંબુ આગળ પરમ દિવસે દંડપટા વગેરે કેટલીક મર્દાની રમતો થઇ હતી. મને અનાયાસે તેની બાતમી મળવાથી હું ત્યાં ગયો હતો. મારૂ કૌશલ્ય જોઇ સરદારે ખુશી થઇ આ અલંકારો મને બક્ષીસ આપ્યા."

"એ શું બક્ષીસમાં મળ્યા છે? અને તે પણ મોગલોને હાથે? નિંબાજીરાવ, મને તો એમાં કંઇ પ્રપંચ લાગે છે, કારણ કે કિલ્લા પરથી નીચે, અને નીચેથી કિલ્લા ઉપર ન જવા માટે મહારાજનો સખ્ત હુકમ છૂટેલો છે, છતાં આવું સાહસ તમારે હાથે કેવળ બક્ષીસની લાલચથી કેમ થયું? એમાં જ મને મોટું રહસ્ય લાગે છે. વળી તમારા કામને માટે તમે આટલા

બધા પ્હેરા ચૂકાવી નીચે ગયા, અને પુનઃ ઉપર આવ્યા, તે માટે તમે રાત જ સાધેલી હોવી જોઇએ. વળી મર્દાની રમતો રાત્રે થવી અશક્ય જ છે. એ સર્વનો વિચાર કરતાં આ દાગીના સંબંધી તમને મહાન પાપ જ લાગેલું હોવું જોઇએ! મારી મનોદેવી મને એવીજ શાખ દે છે. એ કાર્ય ગમે તે હો તે સાંભળવાની મારી ઇચ્છા નથી, પણ નિંબાજીરાવ, તમે હવે અહીંથી ચાલ્યા જાઓ એજ વધારે સારૂં છે." સગુણા ચીડાઇને બોલી.

સર્વ દોષ પોતાને માથે આવેલો જાણી નિંબાજી ગભરાઇ ગયો. સગુણાના એ વકીલાત ભરેલા ભાષણનો શો ઉત્તર આપવો, તે તેને સુઝયું નહિ. એકાદ અજ્ઞાન છોકરીએ તેના કાન ઉઘાડયા, તે માટે તેને થોડો પશ્ચાત્તાપ થયો ખરો, પણ હવે તેનો શો ઉપયોગ? બિચારાને મૌન ધારણ કરવું પડયું. જરા વાર રહી તે કિંચિત્ ખંચાતો ખંચાતો બોલ્યોઃ "પણ સગુણા, મ્હારૂં થોડું સાંભળ તો ખરી."

"બસ કરો. હવે મને તમારો એક શબ્દ પણ સાંભળવાની ઇચ્છા નથી." સગુણા અધિકારદર્શક સ્વરથી બોલીઃ "કોયલો જેમ જેમ ઘસીએ, તેમ તેમ વધારે ને વધારે કાળોજ નીકળશે. તમને તમારા જીવની જો દરકાર હોય, તો તમે એકદમ આ કિલ્લો છોડો, એમાંજ તમારૂં કલ્યાણ છે. આજે જ નાકેબંધી થઇ હશે, અને તેના પર પિતાજીની જ દેખરેખ હોવાથી પરિણામે તમને ઘણાં દુઃખ ભોગવવાં પડશે. તમારા જેવા ઘરખૂણે બેસી રહેનારા લોકો મહારાજાના રાજ્યમાં વધારે નથી, એ અંબામાતાની કૃપા!"

"હાં–હાં–સગુણા, ગુસ્સાના ઉભરામાં મર્યાદાનો અતિક્રમ થાય છે હોં." નિંબાજીરાવ જરા તેને ડરાવીને બોલ્યો.

"હવે શાની મર્યાદા? તમારા જેવા રાજદ્રોહી–દેશદ્રોહી પુરૂષોએ ક્યાં મર્યાદા રાખી છે? તમારા કરતાં તો અમે સ્ત્રીઓ ઘણી સારી. રાજા અને દેશને અમારા પ્રાણ જેવા ગણીએ છીએ." સગુણા તિરસ્કારયુક્ત વાણીથી બોલી.

"સગુણા, તું તો હવે ઘણી જ બ્હેકતી ચાલીને કંઇ! વારૂ, હવે ફક્ત એકજ પ્રશ્ન, અને તે પણ તારા અને મારા ભાવિ સંબંધી. બોલ, તેનો શો ઉત્તર આપે છે?"

"એનો ઉત્તર તો હું પૂર્વે જ આપી ચૂકી છું." સગુણા નિશ્ચિંતતાથી બોલી.

"શું તુ મને છોડી દેશે ?"

"હા, દેશના અને રાજાના કલ્યાણ માટે મારે તેમ કરવાની ફરજ પડે છે. મારા પિતા કોણ? હું કોણ ? અમારાથી રાજદ્રોહી કદી પણ થવાશે નહિ."

"એમ ? તુ તારો જ મમત ચલાવશે ?" નિંબાજી જરા ડરાવી બોલ્યો: "ઠીક છે, પણ લક્ષ્યમાં રાખજે, મારી સાથે શત્રુતા ?"

"નિંબાજીરાવ, આવી બ્હીક કોને બતાવો છો ? તમારૂં અંતઃકરણ પાપી છે. અપરાધી છે. તેને કોઇ એક દિવસ પણ પશ્ચાત્તાપ થશે જ થશે ! તે વખતે મારા જેવી એક સરળ અને ભોળી અબળાને વિનાકારણે ડરાવવા માટે તમારૂં મન તમને જ ડંખશે. એટલી શિક્ષા જ તમને બસ થશે. મારૂં મન શુદ્ધ છે. મને તમારા બોલવાથી જરા પણ ભય લાગતો નથી. બહુ થયું હવે. રહેવા દો એ વાત. નકામું પીંજણ શા માટે કરો છો ! તમારા પ્રશ્નનો ઉત્તર તમને મળ્યો ને ? હવે તમે ચાલ્યા જાઓ. પિતાજીને આવવાની વેળા થઇ છે." સગુણા નિશ્ચયથી બોલી અને સ્વતઃ ઉઠી બારણા બહાર ચાલી ગઇ.

નિરાશ થયેલો નિંબાજી પણ ઉઠયો, અને સગુણાના તડ ને ફડ વાગ્શસ્ત્ર આગળ પોતાનું કંઇ જ ચાલ્યું નહિ, એ જોઇ તેણે બહારનો રસ્તો પકડયો. જતાં જતાં તેણે કહ્યું: "ઠીક છે. નિંબાજીનું આટલું બધું અપમાન ? એક અજ્ઞાન છોકરીએ કરેલા સાહસને પણ જોઇ લઇશ." તે અનેક પ્રકારનો બડબડાટ કરતો હતો. પરંતુ સગુણાનું તે તરફ લક્ષ્ય કયાં હતું ? નિંબાજી બહાર નીકળતાં જ તેણે એકદમ અંદર આવી દરવાજાને જોરથી સાંકળ વાસી, અને તુરત તે પોતાના નિત્યકર્મમાં લાગી.

વાચક ! નિંબાજીનો દુષ્ટ હેતુ શો હતો, એ જો કે આપણને પૂરેપૂરો સમજાયો નથી, તો પણ તેનો સ્વભાવ કેટલો નીચ અને ઘાતકી હતો, એ હવે આપણને પૂરેપૂરો સમજાઇ ગયો. ચાલો ત્યારે, હવે તેના પાતાલયંત્રને કેટલો યશ મળે છે તે જોઇએ.

# પ્રકરણ ૫ મું.

## તરૂણી પ્રેમ.



નિંબાજી ઘરમાંથી નીકળી ગયા પછી સગુણા ગૃહ-કૃત્યમાં મગ્ન થઇ ખરી, પરંતુ તેમાં તેનું ચિત્ત બીલકુલ ચોંટયું નહિ. નિંબાજી એ તેનો ભાવિ પતિ હતો. તેના પર તેની સર્વ આશા અવલંબી રહેલી છે. આજે તેની આશાનો અકલ્પિત રીતે ભંગ થયો તે તેને ઘણો જ અસહ્ય થઇ પડયો. અનિવાર્ય પ્રેમને લીધે તેનું કોમળ હૃદય હજી પણ તેના તરફ આકર્ષાઇ જતું હતું તથા હજીએ તેને પશ્ચાત્તાપ થશે એવી તેને આશા હતી, એટલું જ નહિ પણ પ્રેમના બળને લીધે જ તેને સમજાવી લઇ ઠેકાણે આણવાની ઉલટથી તેણે વિચિત્ર ઉત્તરો આપી તેનું માન ભંગ કર્યું, એ એક પ્રકારે તેના દુષિત સ્વભાવને મદદ જ કરી તે માટે તેનું મન તેને ડંખતું હતું.

પણ તે સાથે જ નિંબાજીની ઘાતકી વર્તણુંક માટે તેના હૃદયમાં જે એક વિચાર આવતો હતો, તેને લીધે પ્રેમની કલ્પના તે તદન ભૂલી જતી અને તેના ઉપર પુષ્કળ તિરસ્કાર ઉત્પન્ન થતો હતો. છત્રપતિએ આરંભેલું મહત્ કૃત્ય તથા તેની આડે આવનાર નિંબાજીનું વર્તન, એ બંનેનો વિચાર કર્યો, ત્યારે તેનો પોતે ફક્ત તિરસ્કાર કર્યો, એ શિક્ષા તેને ઘણી ઓછી જણાવા લાગી ! નિંબાજીના વિચાર કેવળ રાજદ્રોહી હતા, અને તેની તે દુષ્ટ કલ્પના છત્રપતિની વિશાળ રાજ વ્યવસ્થાને અત્યંત ઘાતક હતી. એવે વખતે તેનો પાકો બંદોબસ્ત કરવો જોઇએ તેને બદલે માત્ર તેનું દીલ દુખવી છોડી દીધો, એ સારૂં કર્યું નહિ અને એમ કર્યાથી પોતાના પિતાની ઉજ્જવલ રાજનિષ્ઠાને ધોકો લાગશે કે કેમ ? તે માટે તેને બ્હીક લાગવા માંડી. અર્થાત્ એક તરફ નિંબાજી પરનો તેનો આજ સુધીનો પ્રેમ તેને વિકારવશ કરવા લાગ્યો, ત્યારે બીજી તરપ સ્વામીનિષ્ઠ માનાજીરાવની પુત્રી તરીકે પોતાનું કર્તવ્ય ચુકી ગઈ તેથી તે કર્તવ્ય તેને અતિ ભયંકર

સ્વરૂપે નાના પ્રકારે દોષ દેવા લાગ્યું! બિચારી સગુણાએ જે કર્યું તે સારૂં કર્યું કે નઠારૂં કર્યું, તેમજ જો તે નઠારૂં હોય તો તેના પ્રતિકારાર્થે હવે શું કરવું તેની તેને કશી સૂઝ પડી નહિ. એમ થવાથી તેના મનની શાંતતામાં ભંગાણ થયો તેથી તેનું લક્ષ્ય કશા પર ચોંટયું નહિ.

એ સમયે જ માનાજીરાવનું આવવું સગુણાને શાંતિદાયક થઇ પડયું. કારણ કે કેટલીએ વાર સુધી તે ભ્રમિષ્ટ જેવી થઇ બેઠી હતી. માનાજીરાવ રોજ સવારે છત્રપતિનાં દર્શન માટે જતો હતો; ત્યાંથી આવ્યા પછી કોઇ પણ વિષય પર સગુણા સાથે કલાક દોઢ કલાક વાતો કર્યા પછી તે ભોજનને માટે ઉઠતો. પણ તેની આજની સ્થિતિ તદ્દન જૂદી જ હતી. તે જેવો આવ્યો તેવો જ શરીર પરનાં વસ્ત્રો સુદ્ધાં ન કાઢતાં, બહારના દરવાજાની ભીંતે અઢેલી વિચાર કરતો બેઠો. તે કેવા વિચારમાં નિમગ્ન થયો હતો, તે તો કોણ જાણે? પરંતુ સગુણા તેની સંમુખ આવી ઘણીએ વાર ઉભી રહી, પણ તે તરફ સુદ્ધાં તેનું લક્ષ્ય ગયું નાહ.

ગઢ પર ધામધૂમ શરૂ થઈ ત્યારથી જ માનાજીરાવની વૃત્તિમાં ફરક પડેલો હતો તે સગુણા સારી રીતે સમજતી હતી. તેથી તેણે પણ કેટલીક વાર સુધી તેની શાંતતાનો ભંગ કર્યો નહિ. કેટલીક વારે તે ઉઠયો ત્યારે સગુણા તેના ભોજનની તૈયારી કરવા ગઇ. હજી સુધી ઉભય વચ્ચે એક શબ્દ પણ બોલાયો ન હતો. સગુણાએ પણ તે તરફ કંઇ વિશેષ લક્ષ્ય આપ્યું ન હતું. પરંતુ અર્ધાથી પણ વધારે ભોજન થયા છતાંએ જ્યારે માનાજીરાવનું મૌન કાયમ જ રહ્યું, ત્યારે સગુણાથી રહેવાયું નહિ. આજે કંઇ પણ વિશેષ થયું હોવું જોઇએ એવી શંકા આવતાં તેણે બોલવાની શરૂવાત કરી. બ્હીતાં બ્હીતાં તથા ધીમે સાદે તે બોલી: "કેમ દરબાર ભરાયો હતો ને પિતાજી?"

માનાજીરાવનો ઉત્તર તદ્દન ત્રોટક એટલે માત્ર "હા" એવો એકાક્ષરી આવેલો જોઇ સગુણાને પુનઃ આચકો લાગ્યો. તો પણ પોતાનો વિકાર દાબી તેણે પુનઃ પૂછ્યું. જોઇએ તેવી નાકેબંધી થઇ છે ને?"

માનાજીરાવે એનો પણ તદ્દન ટૂંકાણમાં માત્ર "હા" એવો ઉત્તર

દીધો. પણ સગુણાની સમજણ એટલી ટૂંકી ન હતી. થોડો સમય જવા દઈ તે પુનઃ બોલી: " પણ આખરે શું ઠર્યું ? શું આખરે તમારે જવું જ પડશે કે ? "

એ પ્રશ્નનો ઉત્તર આપતાં માનાજીરાવને જાણે અધિક શબ્દોની ગૂંથણી કરવાની હોય તેમ તે કંઇક ઉંડા વિચારમાં ગુંથાયો, અને જાણે પોતાનું સ્થાન નક્કી થયું છે, એવું બતાવી બોલ્યો: " હા બેટા ! મારા વિના શી રીતે ચાલે ? હું આવે વખતે નકામો કેમ બેસી રહું ? સરકાર સ્વારીએ તો મને તેમાંથી માફી બક્ષી હતી, પરંતુ મેં જાતે જ તે મ્હારે માથે લીધું છે."

" કયું કામ પિતાજી ? " સગુણાએ ઉત્સુકતાથી પૂછ્યું.

માનાજીરાવ પુનઃ વિચારમાં પડયો. જાણે મનના વિચાર પુત્રીને કહેવા કે નહિ, તે માટે તેના મનની ખેંચતાણ ચાલતી ન હોય ! સગુણા તુરત જ સમજી ગઇ, તથા પિતા પોતાની પાસે કંઇ પણ હકીકત છૂપાવી રાખવા ઇચ્છે છે, એવું જોઇ બોલી: " નહિ પિતાજી ! મને કહેવામાં મહારાજની એકાદ વાત ફુટી જવાનો સંભવ હોય તો મારો આગ્રહ નથી. "

" સગુણા, તારી પાસે હું કાંઇ છુપાવું છું એમ તું શાથી ધારે છે ? તથાપિ એકાદ વાત એક વખત મુખમાંથી નીકળી ગયા પછી તેના પર બોલનારની સત્તા રહેતી નથી. તેથી પ્રત્યેકે જરા સાવચેત રહેવું એ સારૂં ખરૂં કે નહિ ? મેં મારા માથા પર જે કામ ઉપાડી લીધું છે, તે જેટલું મહત્વનું છે, તેટલું જ મુસ્કેલ છે, અને તેથી જ તે વાત ગુપ્ત રાખવી જોઇએ. ગઢ પરનો કોઇ પણ મનુષ્ય નિમકહરામ રાજદ્રોહી થઇ ગઇ કાલે મોગલો પાસે ગયો હતો. તે ત્યાં કાંઈ પણ પ્રપંચ કર્મ કરી આવ્યો છે, અને તે માટે તેને ખાન પાસેથી મોટી બક્ષીસ મળેલી છે, એટલી બાતમી મહારાજને કાને આવી છે. એવો નીચ મનુષ્ય કોણ હશે તથા તેનું દુષ્ટ પ્રપંચ-કર્મ શું હશે, તે માટે અત્યારે કંઇ પણ જણાતું નથી. એ પ્રપંચની વાત જાણી મહારાજ ગુસ્સે થઇ ઉઠયા છે, સખ્ત પહેરો હોવા છતાં તેમાંથી એ કૃત્ય શી રીતે બન્યું હશે, તે માટે અમને સર્વને મોટો વિચાર થઇ પડયો છે.

એ સાંભળી સગુણાને કેવું થયું હશે ? નિંબાજીની વાત સાંભળી તેને

ઉપજેલા સંશયનો તથા તેના શરીર પરનાં જરજવાહીર સંબંધી સંશયના દઢીકરણનો આ હકીગત સાથે સંબંધ મળી જતો હતો. તેથી સવારે બનેલો બનાવ પિતાને કાને નાંખવાની તેને ઇચ્છા થઇ, અને તેમ કરવું એ તેનું કર્તવ્ય જ હતું. પરંતુ સવારની વાત કહેતાં નિંબાજીનું નીચપણું ખુલ્લું કરવા જેવું તેને લાગતું હતું. "નિંબાજી એટલે મનથી માની લીધેલો પતિ. આ દેહ અગ્નિ, બ્રાહ્મણ સમક્ષ જો કે હજી તમને અર્પણ કર્યો નથી, પણ તે મેં મ્હારા મનથી તો તમને અર્પણ કર્યોજ છે." એવું તેણે તેને વચન આપ્યું હતું. તેજ પ્રમાણે નિંબાજી સિવાય અન્ય પુરૂષને પોતાના નખ સુદ્ધાંનું દર્શન થવા દેનાર નથી, એવો તેણે મન સાથે પાકો નિશ્ચય કર્યો હતો, એમ હોવાથી આ વખતે તેનું નામ તેનાથી કેમ દેવાય વારૂ ! પ્રેમની વાત કાંઇ જૂદી જ છે. પ્રેમને લીધે આંખે અંધ બનેલો પણ એકાદ જન્મમાં દેખતાં કરતાં પણ અજબ કામ કરશે ! શાણો મૂર્ખ, એકાદ ભણેલા મૂર્ખને પોતાના અજબ ચાતુર્યથી શરમાવશે ! એકાદ શૂરવીર, પ્રસંગે હાથ પગ ગાળશે, પરંતુ એકાદ પાંગળો સુદ્ધાં કેવળ પ્રેમ માટે પોતાના અંગના દિવ્ય પરાક્રમથી કોઇ વાર આખા જગતને આશ્ચર્ય ચકિત કરશે ! તાત્પર્ય કે પ્રેમ—શુદ્ધ સાત્ત્વિક તથા નિષ્કપટ એવો તરૂણી પ્રેમ—શું શું કરવાને અસમર્થ છે ! નિંબાજી નિમકહરામ બન્યો હતો તે માટે તેને ભારે દંડ થવો જોઇતો હતો ખરો, પરંતુ પ્રેમના બળ વડે તેને ખરો રાજનિષ્ઠ બનાવી, છત્રપતિની માફી મંગાવી, અંતે પોતાની મનેચ્છા પાર પાડવાની તેની ઉમેદ હતી, કિં બહુના તેને ખાતરી હતી, તેથી તદ્દન હોઠ પર આવેલા શબ્દો તે ગળી ગઇ, અને જાણે પોતે કશું જાણતી જ નથી એવું બતાવી તેણે સાશ્ચર્ય પૂછ્યું: "પણ પિતાજી ! મને કહો, મહારાજાથી વિરૂદ્ધ જનાર એવો કોણ હશે વારૂ ? તેનું કાળજું જીવ સટોસટનું કામ કરવાને કેમ ચાલ્યું હશે ?"

"અમને પણ તેનું જ આશ્ચર્ય થાય છે." માનાજીરાવ એક નિઃસાસો નાંખી બોલ્યો.

"છત્રપતિએ આરંભેલાં સત્કૃત્યમાં વિઘ્ન કરનાર એ નીચ જે હશે તે ખરો, તેની સરકારને બીલકુલ બ્હીક જ નથી. ગુરૂ રામદાસ સ્વામી સર્વ

સંકટમાંથી તેને પાર ઉતારવાને સમર્થ છે, પરંતુ તેણે આજ અમને મોટા ત્રાસમાં નાંખ્યા છે."

"પણ થયું શું પિતાજી?" સગુણાએ ભય પામી પૂછયું.

"શું થયું એમ શું પૂછે છે?" માનાજીરાવ જરા આવેશથી બોલ્યો: "આજે સાયંકાળથી પહેરો વિશેષ સખ્ત થવાનો છે, તથા તેના પર ખુદ મહારાજની સ્વારી આખી રાત દેખરેખ રાખવાની છે. એવા નીચ મનુષ્યને શોધી કાઢી હાજર કરવા માટે ઘણી મોટી બક્ષીસ જાહેર કરવામાં આવી છે, તથા આંખમાં મરચાં આંજી તપાસ કરવા માટે અમને સર્વને છત્રપતિએ ત્રણ ત્રણ વાર ગાઈ બજાવીને કહ્યું છે."

"ત્યારે તો પિતાજી, આજે તમે સંધ્યાકાળે પણ ઘેર નહિ આવો કે?" સગુણાએ ભીતિદર્શક સ્વરે પૂછયું.

"હા બેટા." અતિ ખેદજનક સ્વરથી માનાજીરાવે કહ્યું: "સંધ્યાકાળે તો શું પણ હું અત્યારે જઈશ તે કાલે સવાર સુધી ત્યાંજ રહીશ. રાતમાં એક બે વાર આ બાજુથી કદાચ મારૂં જવું થશે, પરંતુ સરકાર સ્વારી સાથે હોવાને લીધે તે વખતે ઘરમાં આવી તને હોંશિયારીમાં લાવવાનું મારાથી બનશે કે નહિ, તેની મને શંકા છે. બેટા! આજની રાત ભયંકર જણાય છે ખરી! ગમે તેમ હો, આપણો સર્વ ભરોસો શ્રી જગદંબા મા પર છે."

એટલું કહેતાં તેના નેત્રમાં અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં. તેનું મુખ ઉતરી ગયું. તેનું જમવા પર લક્ષ્ય લાગ્યું નહિ.

"મારે માટે પિતાના અંતઃકરણને ખેદ થાય છે." એ જોઈ સગુણાની આંખમાં પણ આંસુ આવ્યાં. તે ગદગદિત કંઠે બોલી: "પિતાજી! ગભરાશો નહિ. મારી એટલી બધી ચિંતા ન રાખો. નિર્ભય થાઓ. તમે સ્વામી-કાર્ય માટે જાઓ છો. મહારાજા પર તમારી પૂર્ણ ભક્તિ છે. મહારાજાને માટે તમે તમારા પ્રાણ સુદ્ધાં જોખમમાં નાખો છો. એ સઘળું સંકટ માતા જગદંબા પર છે. તે જ મહારાજાને તથા તમને સદા સુખી રાખશે. હું સુદ્ધાં તમારા છત્ર નીચે હોવાથી મારી લાજ પણ તેના જ હાથમાં છે!"

પુત્રીનું કથન સાંભળી માનાજીરાવનું હૃદય વિશેષ ગદગદિત બન્યું. હવે

તેને જમવાનું ભાવ્યું નહિ. તેના નેત્ર વાટે અશ્રુની ધારા વહેવા લાગી. તે રૂંધાયલે કંઠે બોલ્યો: "શાબાશ બેટા, ધન્ય છે તને! ઇશ્વર તારૂં સદા કલ્યાણ કરશે. તારા ધૈર્યની, મારા પરના પ્રેમની તથા તારી દૃઢ સજ્જભક્તિની જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી જ છે. આજ સુધી તો મને તારા ધૈર્યનો આધાર હતો, પણ આજે એથીએ વધારે થયો. તારા આશ્ચર્યકારક ધૈર્યને લીધે, મ્હારા પર ગમે તેવાં સંકટ આવે, તો પણ તેમાંથી હું પાર ઉતરીશ. તારા જેવું અદ્વિતીય કન્યા રત્ન ઇશ્વરે મને આપ્યું, તેથી મારા પર તેનો કેટલો મોટો ઉપકાર થયો છે?"

પિતાની પાસે ઘણો વખત ઉભા રહેવાથી કદાચ પોતાની સ્તુતિ વધારે જ લંબાશે, એમ જાણી સગુણા ધીમે રહીને ત્યાંથી આધીપાછી થઇ. માનાજીરાવ પણ ભોજન કરી રહ્યો હતો, તેથી તે પણ ઉઠયો. કેટલીક વારે સગુણાએ ભોજન કર્યું, થોડી વાર વિશ્રાંતિ લઇ માનાજીરાવ પોતાના નાકા તરફ જવાની તૈયારી કરવા લાગ્યો. સગુણાએ પિતાની તરવાર, જમૈયો, બરછી વગેરે સર્વ વસ્તુઓ લાવી આપી. માનાજીરાવ સજ્જ થયા પછી પુત્રીને બરાબર સંભાળીને ધૈર્ય રાખી રહેવા માટે પુનઃ પુનઃ આગ્રહ કર્યો અને આંખો લૂછતો અધોવદને ઘર બહાર નિકળ્યો.

આ દેખાવ ઘણો જ કરૂણાજનક હતો. સગુણાની માતા તેને છોડી ગયા પછી પુત્રીને એકલી ઘેર મૂકી જવાનો અને તેમાં પણ રાત્રે ઘર બહાર રહેવાનો પ્રસંગ માનાજીરાવને આ પહેલો જ હોવાથી તેનું હૃદય ભરાઇ આવતું હતું. તેજ પ્રમાણે વૃદ્ધ વયમાં પિતાના પર આવી પડેલી અગવડ ભરેલી નોકરી જોઇ સગુણાના નેત્રમાંથી આંસુ વહેવા લાગ્યાં. પિતા પુત્રીને અલ્પકાળના વિયોગ માટે થતું દુઃખ જોઈ કોઇ પણ મનુષ્યનું હૃદય દ્રવિત થયા વિના રહે એમ નહોતું. પરંતુ સગુણાના દુઃખનું એક વિશેષ કારણ હતું. તેનો પિતા શૂરવીર હતો, શૂરવીરના કુળમાં તેનો જન્મ થયો હતો. તેના જેવી સતીની આશીષ લેનાર પુરૂષને સ્વામી કાર્ય માટે કમ્મર બાંધવી પડે એમાં તેને વિશેષ આશ્ચર્ય લાગ્યું નહિ, તથા તે માટે તેને જરા પણ ખેદ થયો નહિ, પરંતુ સરળ, નિષ્કપટી તથા પ્રેમાળ પિતાનો આજે તેણે

વિશ્વાસઘાત કર્યો, તથા કેવળ પ્રેમજાળમાં સપડાવાને લીધે સર્વસ્વ રીતે અપરાધી થયેલા પ્રિયતમનો મહા ભયંકર અપરાધ પિતાને ન જણાવતાં છુપાવી રાખ્યો, તેથી તેનું મન તેને ડંખવા લાગ્યું ! એટલું જ નહિ પણ નિંબાજીએ તેની વિનતિને માન આપ્યું નહોતું તેથી જેમ શત્રુ તથા વ્યાધિનું મૂળ હાથમાં ન આવે તો તે જેમ આગળ મહા વિકાળ સ્વરૂપ ધારણ કરે છે, તે જ પ્રમાણે કદાચ નિંબાજીના વર્તનથી છત્રપતિના રાજ-કાર્યને ધોકો લાગે એવી તેને ભીતિ લાગી અને એ વૃથા જવાબદારી તેણે વિના કારણ પોતાના શિર પર લીધી એ માટે તેને હવે ઘણો જ પશ્ચાત્તાપ થયો !

પરંતુ "બનવાનું હતું તે બન્યું. અસાધ્ય કાર્ય કરવા માટે તેના મનનો નિશ્ચય એક વખત થઇ ચૂકયો. હવે પાછી પાની કરવાનું શું કારણ ?" આવા વિચાર કરી ઇશ્વરનું સ્મરણ કરતી સગુણા કંઇક તૈયારી કરવા લાગી.

---

## પ્રકરણ ૬ ઠું.

### મસલત કરી.

સગુણાએ મન સાથે નિશ્ચય કર્યા પ્રમાણે કદાચ તે અધમ નિંબાજી તરફ ગઇ હશે તથા તેણે તેની આજીજી પણ કરી હશે તથાપિ તેની ઇચ્છા પ્રમાણે તેનો ઇચ્છિત હેતુ સધાયો કે નહિ તે જાણવાને હાલ તુર્ત કશો ઉપાય નથી. તેવી જ રીતે માનાજીરાવ, નાનાજી અને હીરાજી વગેરે સ્વામીનિષ્ઠ વીર પુરૂષોની સહાયતાથી છત્રપતિએ રાને કયાં સુધી સખ્ત પહેરો ભર્યો વગેરે કેટલીક વાતો બારીકાઇથી જોવાની આપણને ફુરસદ નથી. હમણાં તો સર્વેએ પ્રથમ સરદાર અફઝુલ-ખાનની છાવણી તરફ જવું જોઇએ, કારણ કે તેનો મેળાપ થવાને ઘણો વખત થઇ ગયો છે તેથી તેની શી સ્થિતિ થઇ તે આપણે જોવી જોઇએ. ચાલો ત્યારે ખાન સાહેબને નિમિત્તે આપણને જ્યોતિબાનું પણ દર્શન થશે.

સ્વરાજ્યદ્રોહી નિંબાજી ગઈ કાલે રાત્રે ખાન સાહેબની મુલાકાત લઇ ગયો છે તે આપણે જાણીએ છીએ. તે વખતે બન્ને વચ્ચે શી વાતચિત થઈ તે આપણાથી સમજાઇ નહોતી, પરંતુ આજે તે વાત ખાન સાહેબની છાવણીમાં સર્વને મોઢે પ્રસરી રહી છે તેથી અવશ્ય તે આપણે પણ જાણવી જોઇએ. પરનાળગઢ દૂરથી દેખાવમાં જેટલો ભયંકર હતો તેટલોજ ઉપર ચઢવામાં કંઇક વધારે કઠણ હતો. દરેક સ્થળે પગ રસ્તો હતો પણ તે કેટલો બધો વાંકો ચૂકો, ઉંચો, સાંકડો અને કાંકરાવાળો હતો! ઉપર જતાં સુધી વચમાં ઘણા ચોકી પહેરાઓ હતા, ત્યાંથી શત્રુની છાવણી કેટલી નજીક છે, તે સર્વ જાણતા હતા. લોભી મનુષ્ય જેમ ધનના ઢગલા ઉપર જાપતો રાખે, તેમ તે રસ્તાઓ ઉપર ચોકી પહેરા હતા; તેમ છતાં એવા સંકટમય રસ્તામાંથી ખાનનું સૈન્ય સુરક્ષિતપણે ઉપર જાય એ કેવી અસંભવિત કલ્પના? પરંતુ કહેવત છે કે, "ઘર ફુટે ઘર જાય." ઘરના વાઘ નિંબાજીએ એ દુર્ગમ માર્ગ સુગમ કરી આપેલો હોવાથી વિજય તો જાણે તેમના હાથની મૂઠીમાં જ છે, એવું ખાનને ભાસવા લાગ્યું હતું. નિંબાજીએ રસ્તાની સર્વ નિશાનીઓ ખાનને સમજાવી દીધી હતી, અને કિલ્લાનો કાચો ભાગ અને તોપના મારાઓની જગાઓનો આબેહુબ નકશો કાઢી આપ્યો હતો. એવું દુષ્ટ નિમકહરામપણું ગમે તે વખતે કરવામાં આવે તો પણ રાજ્યક્રાન્તિનું મુખ્ય કારણ તેજ હોય છે! છત્રપતિ મહારાજનું જેમાં નુકસાન તેમાં ખાનનો ફાયદો હોવાથી નિંબાજી જાણે તેને મનથી પયગમ્બર જેવો દેખાવા લાગ્યો, અને તેણે આપેલી અપૂર્વ માહિતી બદલ ખાને તેને અમૂલ્ય વસ્ત્રાભૂષણ વગેરે આપી વિદાય કર્યો હતો.

હલ્લાનો વિચાર આજ રાત્રિનો ઠરેલો હોવાથી ભાવિ જીતના આનંદમાં ખાન બેબાકળો બની ગયો, અને તેનું પ્રતિબિંબ સૈન્યમાં સુદ્ધાં જણાવા લાગ્યું. આખરે તે મીંયાભાઈજ કેની! સૈન્યના માણસો હુકમના બંદા! માલિકનો હુકમ છુટતાં જ ભાંગ ગાંજા વગેરે કેફી પદાર્થના સેવનથી સર્વે મોજમાં આવી ગયા હતા. ખાનની સવારી પણ સવારથીજ કેફમાં મશગુલ બની હતી. "રાત્રે આપણે કિલ્લા ઉપર છાપો મારીશું અને કિલ્લો હસ્તગત

કરી લઇશું." એ વિચાર તેઓના મનમાં હોવાથી અને તે બદ્દલ તેમની પૂર્ણ ખાતરી હોવાથી નિશાપાણી કરવામાં આજે તેઓએ સવારથી શરૂવાત કરી હતી. નાના પ્રકારના કેફી પદાર્થોનું જાણે સદાવ્રત જ ખુલ્લું મૂકાયું હતું! ઉપરાઉપરી અનેક વેશ્યાઓના નાચ ચાલતા હતા! અને હાથમાં આવે તે ઉંચકીને આપી દઇ, પ્રત્યેક વેશ્યાઓને ખુશ કરતા હતા!

આ પ્રમાણે આનંદ ઉત્સવ ઉડી રહ્યો હતો એટલામાં સૂર્યાસ્ત થઇ જવાથી સર્વ સૈનિકોને હોંશીઆર રહેવા માટે હુકમ ફેરવવામાં આવ્યો. નિંબાજીએ તેમને મધ્ય રાત્રે કુચ કરવાની સલાહ આપેલી હોવાથી અને એક પ્રહર પહેલાં પોતે હાજર થવાનું આશ્વાસન આપેલું હોવાથી આઠ વાગ્યાથી ખાન તેની ઉત્સુકતાથી રાહ જોતો હતો. ધીમે ધીમે નવ વાગ્યા પણ નિંબાજી આવ્યો નહિ ત્યારે વખતે પહેલા પહેરાવાળાએ તેને ન ઓળખવાથી અટકાવી રાખ્યો હોય એવી શંકા આવવાથી ખાને મુદ્દામ તપાસ કરાવી. પછી દશ વાગ્યા, અગ્યાર વાગ્યા, તો પણ નિંબાજીનો કંઇ પણ પત્તો જણાયો નહિ. ત્યારે તેને નિંબાજીની સત્યતા ઉપર શંકા થઇ, અને શત્રુના માણસ સાથે ખુલ્લા દિલથી વર્તવા માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

પ્રત્યેક મિનિટે મિનિટે તેની ધીરજ ઓછી થવા લાગી, અને નિંબાજીએ મને તદ્દન ફસાવ્યો, એવું તેને ભાસવા લાગ્યું. તે વખતે તે નિશામાં ચકચૂર બનેલો હતો, તેમાં જ તેનો ક્રોધ ઉકળ્યા પછી અપશબ્દોનો તો તેણે વર્ષાદ વર્ષાવ્યો! ખાને તંબુમાંથી બહાર અને બહારથી તંબુમાં એકસરખી રીતે આંટા મારવા માંડયા અને વારંવાર નિંબાજીનો ઉચ્ચાર કરવા લાગ્યો. કોઇ સામેથી આવતું દેખાય કે "નિંબાજી આવ્યો" એમ જાણી તેના શરીર તરફ ધસી જાય, પણ જ્યારે તે પોતાનો જ માણસ જણાતો ત્યારે તે નિરાશ થતો! એ પ્રમાણે તે વારંવાર ઠગાયો છતાં તેના તકદીરમાં દરેક વખત નિરાશા ને નિરાશા લખેલી ન હતી. કદાચ તેવું થયું હોત તો ઘણું સારૂં થાત, પણ એવું થાય કયાંથી? નિંબાજી જેવા અધમ માણસો સત્વર ઠેકાણે આવે તો પછી જોઇએ છે શું? અપરાધ અને પશ્ચાત્તાપની ભેટ એવે વખતે થાય છે કે, જેમ પંચ પ્રાણને કાળ મૃત્યુએ આકર્ષી લીધા પછી અશ્વિનીકુમારનો

પણ કંઇ ઇલાજ ચાલતો નથી તે પ્રમાણે અપરાધનું માપ પૂર્ણ ભરાયા પછી પશ્ચાત્તાપ કેવળ પોતાના ઉપરથી અપવાદ ટાળવા ખાતર જ આવે છે. અંતઃકરણ દોષથી પૂર્ણ કલુષિત થયા પછી તેના પર પશ્ચાત્તાપનો ગમે તેટલો લેપ કર્યો હોય તો તેથી શું થાય ? પશ્ચાત્તાપ એ દોષ મુક્ત થવાને માટે એક જબરો ઉપાય છે એ ખરૂં, પરંતુ તે વખતસર થાય તો જ કામનો. ખાનની પ્રથમ મુલાકાત થઇ ત્યારથી જ નિંબાળ્જી અર્ધો અધમ બન્યો હતો, અને સગુણાએ જ્યારે તેનો ધિક્કાર કર્યો ત્યારથી તો તે પુરેપુરો નિમકહરામજ બન્યો હતો; પછી ખાનને આપેલા વચનનો ભંગ તેનાથી કેમ થાય ! કિલ્લા પર સખ્ત બંદોબસ્ત હોવા છતાં સર્વની આંખમાં ધૂળ નાંખી અતિશય ગભરાટમાં તે ખાનની છાવણીમાં દાખલ થયો.

નિંબાળ્જીના આવ્યાની વર્દી મળતાંજ ખાન ગાળો અને શાપનો વરસાદ વરસાવતો બંધ પડી એકદમ તંબુની બહાર આવ્યો. જો આ સપાટામાં નિંબાળ્જી સપડાશે તો કદાચ તેને જબરી શિક્ષા મળશે, એવો સર્વને ભાસ થયો. પરંતુ નિંબાળ્જીનું મગજ ઘણુંજ ફળદ્રુપ હતું, તેની પાસે જાણે યુક્તિનો તો ભંડાર જ હોય, તેમ તે જેવો આવ્યો તેવો જ એકદમ ખાનને દંડવત કર્યા અને જોરથી ખાનના પગ પકડ્યા.

નિંબાળ્જીના હાથમાં કોઇ પણ પ્રકારની ખાસ જાદુગીરી હોવી જોઇએ ! કારણ પગને તેના હસ્તનો સ્પર્શ થતાં જ ખાનના ક્રોધનો અસ્ત થયો, તેણે તેને પ્રેમથી આલિંગન દઇ ઉભો કર્યો. પરંતુ અભય વચન લીધા સિવાય ન ઉઠવાનો તેનો વિલક્ષણ નિશ્ચય હતો. ખાને કહ્યું: "ઉઠો, ઉઠો દોસ્ત! તુમ હમારે ભાઇ હો." એમ બોલી ખાને તેના બન્ને હાથ પકડી ઉભો કર્યો ત્યારે તે ઉઠ્યો. આ દેખાવ જોઇ બાકીનાં સર્વ મનુષ્યો આશ્ચર્યમાં ગરક થઇ ગયાં !

એ વખતની તેની મુલાકાત જાહેર હતી, અને ખાન પણ પૂર્ણ રંગમાંજ હતો! તેથી અંદર જવા માટે કોઇને અટકાવવાનું કંઇ કારણ ન હતું. વાંચક ! હવે આપણે પણ કેમ બહાર રહેવું છે ? ના, ચાલો, અંદર ઘુસો. આપણે શા માટે બહાર ઉભા રહીએ ?

તંબુમાં પ્રવેશ કરતાં જ ખાને નિંબાજીને પોતાને હાથે પોતાના અર્ધા આસન ઉપર બેસાડયો અને સુંદર મદિરાનો પ્યાલો ભરી તેના આગળ ધર્યો. “ મને એની ટેવ નથી ” એવું કહેતાં ખાનને ગુસ્સો આવે, એવો વિચાર કરી નિંબાજીએ એક જુદીજ યુક્તિ કામે લગાડી. “ કાર્ય ઘણુંજ કઠણ છે અને માથા પર જવાબદારી તેવીજ મોટી છે. આવે વખતે સેવકે હોંશિયાર રહેવું એજ સારૂં. હજુરની કૃપાનો અનાદાર થાય છે. પરંતુ સમય ઉપર લક્ષ્ય આપી માફીનો હુકમ થશે એવી સેવક આશા રાખે છે. ” તેણે લહેજતદાર ભાષણ કરી મદિરાનો આગ્રહ ઘણી સહેલાઇથી ચૂકવ્યો. ખાનને પણ તેનું કારણ ખરૂં લાગ્યું. અને વધારે આગ્રહ ન કરતાં ખુદ પોતે જ તે પ્યાલો ખાલી કર્યો. ત્યાર પછી ઉભયે વાતચિતની શરૂવાત કરી.

ઠરાવ પ્રમાણે નિંબાજી હાજર તો થયો પણ તેણે આણેલી બાતમી ખાનના અભિષ્ટ હેતુમાં વિઘ્નરૂપ હતી. નિંબાજી આવતાં જ સર્વ સૈન્યે એકદમ કુચ કરી કીલ્લા પર હલ્લો કરવો પડશે એવું જાણી સૈન્ય તૈયાર કરી ખાન નિંબાજીની ઘણી જ આતુરતાથી વાટ જોતો બેઠો હતો, પરંતુ તેની સર્વ આશા પર નિંબાજીએ આણેલી અનિષ્ટ બાતમીથી એકદમ પાણી ફરી વળ્યું ! “ કોઇ એક માણસ ખાનની છાવણીમાં જઈ આવ્યો છે એવી ખાસ બાતમી શિવાજીને મળવાથી તેમણે ગઢ પરના ચારે રસ્તાઓ, ગુપ્ત ખંડેરો, વગેરે ઉપર ઘણોજ સખ્ત પહેરો મુકી દીધેલો હોવાથી આપણે જાણી જોઇને કાળના મુખમાં કુદી પડવું, એવી સમ્મતિ હું કદાપિ આપીશ નહિ. ” નિંબાજીની નિરાશા ભરી સલાહ સાંભળી ખાનને ક્રોધ ચઢયો તેણે કહ્યું: “ અરે હરામખોર ! એ સર્વ તારીજ ઠગાઈ છે. નહિ તો આટલી બધી ગુપ્ત વાત બહાર ફૂટેજ શી રીતે ? ” એવું કહી ખાન નિંબાજીનો સખ્ત તિરસ્કાર કરવા લાગ્યો.

નિંબાજીને ખાનના તિરસ્કારયુક્ત શબ્દો અસહ્ય થઈ પડયા. તેના મનમાં થયું કે એક વાર સારી રીતે તેના કાન ઉઘાડવા, પરંતુ એક તો તે પોતે એકલો અને ખાન પાસે અનેક મનુષ્યો હતાં એટલુંજ નહિ પણ દારૂની નીશામાં ચકચૂર બની નિરાશાથી ખીજવાયલા મોગલ સાથે આવે

વખતે ઉચ્છૃંખલપણું કરવાથી પોતાના આગલા કર્તવ્યને નડતર આવે, એવો પુખ્ત વિચાર કરી તેણે ઢીલી દોરી મૂકી. ખાનના ક્રોધનો પહેલો આવેશ કિંચિત શાંત થયા પછી પોતાના શરીરપરના રેશમી શેલાવતી પોતાના હાથ બાંધી નિંબાજી અધોવદનથી બોલ્યો: "ખાવિંદ! જરા ક્રોધ શાંત કરી કસુરની માફી આપો! બનનાર બની ગઈ. બુંદસે ગઇ સો હોજસે નહીં આતી. એ વાત ખરી છે તથાપિ આપણો દાવ હજુ પણ સધાશે."

ખાનનો ક્રોધાગ્નિ હજુ સુધી બુઝાયો ન હતો, તે વચમાંજ બોલી ઉઠયો: "બસ કરો, એ વિષે તારા મોઢાનો એક પણ શબ્દ સાંભળવાની મારી ઇચ્છા નથી! બદમાશ, બેવકુફ, તારા જેવા વિશ્વાસઘાતી હેવાનને એકદમ કતલની જ શિક્ષા ફરમાવવી જોઇએ. પરંતુ મારી સાથે મેં તને મારી ગાદી ઉપર બેસાડયો છે, તેથી મારાથી તેવું થતું નથી. ગમે તેમ પણ તું શત્રુનો જ માણસ. પ્રપંચ તો તારા શરીરમાં નખશિખ સુધી ભરેલો છે! મારે તને પ્રથમથી જ ઓળખવો જોઇતો હતો, મગર અફસોસ!"

એ ખાનનો વાક્પ્રહાર નિંબાજીને ઘણો જ અસહ્ય લાગ્યો. તેણે પોતાની દૃષ્ટિ નીચી નમાવી. તેનાં ઉભય નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. ખાનની નજર સહેજ તેના તરફ ગઈ એટલે તે નરમાશ ભર્યા ગુસ્સાથી બોલ્યો: "ક્યું એ રોતી સુરત? આ શો તમાસો લગાવ્યો છે?"

"હજુર, જનાબે આલી, જહાંપનાહ" નિંબાજી નિશ્વાસ નાંખી બોલ્યો: "તકસીર માફ! હજુરની સાથે વાદવિવાદ કરવાને સેવક અશક્ત છે, તથાપિ સરકારે મુકેલા આરોપને આ દાસ સર્વથા અપાત્ર છે, એવું મારૂં વિનતિપૂર્વક કહેવું છે. સરકારની સાથે કાલે રાતે થયેલી વાત આ જીભથી કોઈ પણ જગાએ બહાર ગઇ હોય તો તેને હજુરના ચરણના સોગંદ છે. એટલા ઉપરથી હું નિમકહરામ થયો છું, એવી ખાવિંદને જરા પણ શંકા હોય તો અપયશથી મલિન થયેલા જીવિતને ધારણ કરવા કરતાં હું તે સરકારના ચરણ આગળ અર્પણ કરૂં છું. તેને ફાવે તેમ કરવા હજુર મુખત્યાર છો."

નિંબાજી આટલા શબ્દો બોલીને જ અટકયો નહિ, તેની સાથે તેની કૃતિ પણ તેવી જ થઇ. છેવટના શબ્દો ઉચ્ચારતાં જ તેણે પોતાના જડ

દેહને નિર્જીવ કાષ્ટ પ્રમાણે બનાવી ખાનના પગ આગળ પડતો મુકયો. એ દેખાવ જોઈ ખાનનું હૈયું ભરાઇ આવ્યું, અને પોતે ગભરાટમાં ઉઠી નિંબાજીને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો. નિંબાજીને આ વખતે પ્રબળ મૂર્છા આવી હતી તેથી તેને ઉઠાડવાનું કામ ખાનને પ્રથમ જેટલું સુલભ ભાસ્યું હતું તેટલું તે ન હતું. તુરત જ તેણે સેવકો પાસે ગુલાબ જળ વગેરે શીતોપચાર કરાવી તેને સાવધ કર્યો, ત્યાર પછી તેને કોચ ઉપર બેસાડી પોતે તેની પાસે બેઠો, અને "ભાઇ, દોસ્ત," ઇત્યાદિ ઘણા જ મૃદુ શબ્દોથી સંબોધીને કહ્યું: "હવે જરા સુખ છે ને! બડા ગજબ હુવા? માફ કરો. સહેજ ક્રોધના આવેશમાં આવ્યું તેમ હું બકી ગયો. તેનું આવું વિલક્ષણ પરિણામ આવશે એવું મને લાગ્યું નહિ." ખાન અનેક પ્રકારે તેનું સાંત્વન કરવા લાગ્યો. નિંબાજી હવે બરાબર સાવધ થયો હતો. તે ઉઠીને દૂર ઉભો રહેવાનો હતો પણ ખાને તેને તેમ કરવા દીધું નહિ. તેણે બેઠાં બેઠાંજ હાથ જોડી કહ્યું: "હજુરની કસોટીમાં આ દાસ પાર ઉતર્યો, એ પણ મોટું ભાગ્યજ! એવું થયું એ પણ એક રીતે ઠીક જ થયું, પણ હવે નકામો કાળક્ષેપ કરવાનું કારણ નથી."

"અચ્છા તો ફીર ફરમાઇએ!" ખાન પણ જરા અદબથી બોલ્યો: "આજનો વખત તો ગયો પણ અત્યાર પછી એ વખત સધાશે કે કેમ તેની શંકા છે. અલબત મય સમજતાહું શિવાજી બડા ભારી કારંદાજ હય. હું તો તેને વિચિત્રજ સમજું છું!"

"હશે હજુર! પણ તેવા વિચિત્રને સુદ્ધાં સીસીમાં ઉતારનાર આ પંચાક્ષરી તમારા પગનો ગુલામ હાજર છે પછી તમને ફિકર શેની?" નિંબાજી જરા દમામથી બોલ્યો.

"શું શિવાજી હજી મારા હાથમાં આવશે?" ખાને નિંબાજીની ખાંધ પર હાથ મુકી પૂછ્યું.

"હા જી, હજુર! બંદાના શરીરમાં તે કરામત છે."

"તો ફીર બતાવ તરકીબ! આ વાતથી હું તો શું પણ ખુદ શહેનશાહ પણ તમારા ઋણી થશે. શિવાજી અમારા હાથમાં આવે, તો દીલ્લીના

દરબારમાં હું તમારો ભારે સત્કાર કરાવીશ. તુમકો બડી ભારી જાયદાદ દીલાઉંગા ઔર તુમારા હરહુકમ ફરમાન કીયા જાયગા."

"હાં હાં! એટલામાં જ મારી સ્તુતિ કરો નહિ. હજી કાર્ય થવાની તો વાર છે."

"તો ફીર જલ્દ ફરમાવ. એક એક ઘડી સુન્નેકી જાતી હય."

"સરકાર, મેં જે યુક્તિ શોધી છે તે રામબાણુ છે તો ખરી, પરંતુ—"

"ક્યું? ફીર કહાં અટકતી હય?"

"પ્રશ્ન એટલો જ કે શિવાજી હાથમાં આવશે, પરંતુ તે જીવતો હાથમાં આવવો ઘણુંજ કઠણુ છે!"

"એટલે?"

"તકસીર માફ." નિંબાજી અદબથી બોલ્યો.

"શિવાજી મહાન સાવધ અને તર્કવાળો પુરૂષ છે. એ વાત હજુરના કાન પર આવેલી હોવી જોઇએ."

"બહુતહી દુરૂસ્ત. તેની સાક્ષી ખુદ કાલનો જ પ્રસંગ આપે છે. વારૂ આગળ."

"એવા પુરૂષને આપણે ખુદ તેના જ ઘરમાં પકડવો છે એ કાંઇ નાની સુની વાત છે?"

"તો ફીર તુમારી રાય કયા હય?" ખાને જરા વિચારયુક્ત ચહેરે પૂછ્યું.

"સેવકની સલાહ એવી છે કે એકદમ સ્વારી કરી કિલ્લો હસ્તગત કરી લેવાનો વિચાર તુર્ત વેળા માંડી વાળવો, અને જાણે આપણે બધો વેરભાવ ભૂલી ગયા છીએ, એવું દેખાડી તેના તરફ એક ખલીતો મોકલવો."

"ખલીતા? કાયકા ખલીતા? શાહેનશાહ ઔરંગઝેબ પાદશાહના અવ્વલ દરજ્જાના સરદારને તારા જેવા મરાઠાની સાથે તહ કરવાનું તો તું મને કહેતો નથી ને?" ખાને ક્રોધથી ભવાં ચઢાવી પૂછ્યું.

"સરકાર હું શું કહું છું તે જરા શાંત થઇ સાંભળી તો લો." નિંબાજી ખોળો પાથરી બોલ્યો.

"આવી કેવળ જનાના મસલત મારા કાનને ઘણી જ કડવી લાગે છે!" ખાન જરા ધીમા સ્વરથી બોલ્યો: "વારૂ કહે. તારૂં કહેવું શું છે તે એક વાર પુરૂં કહે. ખલીતો મોકલવા સંબંધી તું કંઇ બોલતો હતો ને?"

"જી, હા, હજુર." નિંબાજીએ નમ્રપણે ઉત્તર આપ્યો:

"તેમાં તેને ઘણો જ ચઢાવી ફુલાવી તેની ભેટ લેવાની ઇચ્છા બતાવવી."

"એવું વિચિત્ર શા માટે લખવું? એ વાત તે અને તેના સલાહકારો કબુલ શી રીતે કરશે?"

"હજાર દરજ્જે આ પાસો ખાતરીથી સવળો પડશે સરકાર."

"તેની સલાહકાર મંડળી એ કેવળ મૂર્ખનું જ બજાર છે! અને તે જાતે પણ ઘણો ભોળો છે, જેથી સહેજે કબુલ થશે."

"અચ્છા, પણ મુલાકાત લઇ કરવું શું?"

"હાં સરકાર. એ મુલાકાત જ મુખ્ય મહત્વની વાત છે. તે પોતાને રાજા કહેવડાવે છે, અને તમો પોતે તો ખુદ દિલ્લીના તખ્તના પ્રતિનિધિ છો એટલે મુલાકાત તદ્દન ખાનગી અને એકાંતમાં જ થવી જોઇએ, એવો બંદોબસ્ત તમારે પ્રથમથી કરી રાખવો જોઇશે."

"નિંબાજી! સલાહ તો ઘણી ઉત્તમ છે અને તેનું પરિણામ હું જાણી ગયો, પરંતુ એ બધું સંભવનીય કેમ થશે, એની જ શંકા છે."

"હા સરકાર, એ વાત કઠણ છે ખરી, પણ આટલો લાગ જો સાધ્યો તો તો કામ ફતેહજ થયું સમજજો. એકાંતમાં મુલાકાત કરવા માટે પ્રથમ તે કબુલ થશે નહિ. પરંતુ તે વખતે તમારી કસાયલી, પ્રૌઢ અને અત્યંત મીઠાશ ભરેલી ભાષાની અને અદબની તેના પર છાપ પડશે એટલે તેમાં તે ખાસ ખાતરીથી સપડાશે. તેમ છતાં કદાપિ કોઇ માણસ તેની પાસે રહેવા બદલ તેનો આગ્રહ કરે તોયે ચાલશે. પરંતુ એ બાબતમાં તમારાથી બને તેટલું ખેંચી પકડવું જોઇએ."

"અચ્છા ફીર આગે."

"પહેલાં ઉભયની આજુબાજુની થોડી વાતો થશે, અને તે પુરી થતાં જ તમારે પાછા જવાની ઇચ્છા દર્શાવવી."

"એટલે? ત્યારે આવો ભયંકર પરિશ્રમ કરવાથી ફાયદો શું? અને એ મુલાકાતનું ફળ શું?" ખાને આશ્ચર્યથી પૂછ્યું.

"અત્યંત મજાહનો પ્રસંગ તો હવે જ છે સરકાર." નિંબાળ્જી જરા વિનિત સ્વરે બોલ્યો: "આપ જ્યારે જવાની ઇચ્છા દર્શાવશો ત્યારે તેને જરા સંશય આવશે, અને આપને બેસવા માટે સહજ આગ્રહ કરશે. સરકારે પણ થોડી વાર તેની વિનંતિને માન આપ્યા જેવું કરી પાછા ઉઠવાની તૈયારી કરવી. પછી તેને કોઈ પણ જાતની શંકા રહેશે નહિ, અર્થાત્ તે હજુરને રજા આપશે."

"અરે! પણ તારી વાત ક્યારે પુરી થશે? એમ કરવાની મતલબ શી તે મ્હને કંઇ સમજાતું નથી." ખાન કંટાળીને બોલ્યો.

"હવે હું તે મુદ્દા પર જ આવ્યો છું, એક બીજાની રજા લેતાં અમે રામ રામ કરીએ છીએ, અને તમારી જાતિમાં હાથે હાથ લગાડે છે પણ તમારા જેવા મોટા લોકોએ રજા લેતી વખતે પરસ્પર દૃઢ આલિંગન આપવું જોઇએ. સરકાર, જહાંપનાંહ, એ આલિંગનથી જ બહારથી તેના દેહને–ખરૂં કહું તો તેના પંચ પ્રાણને મુક્તિ મળવી જોઇએ."

"એટલે? તારા બોલવાનો અર્થ હું બરાબર સમજ્યો નથી."

"સરદાર સાહેબ! ફક્ત ખલીતામાં અને વાતચિતમાં તમારે તેની સાથે વૈરભાવ નથી એવું દેખાડવાનું છે. પરંતુ અંદરથી તૈયારી પૂરતી રાખવી જોઇશે. મુલાકાતે જતાં પહેલાં એકાદ જમૈયો અગર તેવું બીજું નાનું પણ જાલીમ હથીઆર કંમરે રાખવું પડશે, અને આલિંગન કરતી વખતે તેની સહાયતાથી—"

"ઠહરો–ઠહરો! આગળની સર્વ વાત મારા ધ્યાનમાં આવી ગઈ, પણ મને જરા વિચાર કરવા દે, કારણ કે એ સર્વ વાત કહેવામાં જેટલી સહેલી છે, તેટલી જ કરવામાં કઠણ છે." ખાન વચમાં જ બોલ્યો.

"ગુપ્ત પ્રપંચ એટલે શું એનો વિચાર હજુર થોડો કરે તો એમાં વિશેષ કાંઇ નથી, એમ સહજે દેખાઇ આવશે. ડાહ્યાને ડહાપણથી અને પ્રપંચીને પ્રપંચથી તાબે કરવો જોઇએ."

"હા હા નિંબાજી ! તું કહે છે તે સર્વ વાત ખરી છે, પણ—" ખાન નિસાસો નાંખી બોલ્યો: "આ વિચાર પરિપૂર્ણ થવાને વચમાં કેટલી બધી અડચણો છે?"

"સરકાર ! એ વાતનો સર્વ બંદોબસ્ત તો સેવકે કરી જ મૂક્યો છે. શિવાજીની પાસે હમેશાં રહેનાર તેના સેવકને આજે જ સવારે મેં સમજાવી મૂક્યો છે, જેથી ઉપલો વિચાર પરિપૂર્ણ થતી વખતે કંઈ જ બુમાબુમ થવાની ભીતિ નથી. કામ થયા પછી આપ નામદારે તુરત બહાર પડવું, અને નીચે ઉતરવાની તૈયારી કરવી. શિવાજીના મુકામમાં બનેલી હકીકત નીચે પહોંચવાને જેટલો વખત લાગશે તેટલામાં તો તમે અર્ધો રસ્તો સહેજે ઓછો કરશો અને ત્યાંથી પછી આપણાં માણસો સાથે છેજ."

નિંબાજીના શબ્દો ખાન સાંભળતો હતો, પણ તેનું લક્ષ્ય બીજી તરફ હતું. નિંબાજીની સલાહ તેને એક નવલકથા જેવી લાગતી હતી. તે સાંભળતાં જ જાણે પોતે સ્વપ્ન સૃષ્ટિમાં જ પહોંચ્યો હોય, એવો તેને ભાસ થતો હતો. ખાન પોતે જાતે શૂરો અને સાહસિક હતો, પણ તેનું શૌર્ય મેદાનમાં પ્રસિદ્ધ રીતે બે હાથ બતાવી શકે એવું ન હતું, તેથી નિંબાજીની મસલત પ્રમાણે સર્વ વાતે સંશયિત સ્થિતિમાં કુદકો મારવાને તેનું મન માન્યું નહિ. પોતે જાતે શિવાજીની નિંદા કરતો હતો, પરંતુ તેનો અંતર્યામી તેને પૂર્ણપણે ઓળખતો હતો. આવા મોટા કિલ્લા પર જઇ આવું ઘોર કર્મ કરી, અસંખ્ય મરાઠા બહાદુરોના સપાટામાંથી આપણે સજીવ પાછા આવીશું, એવું તેનો મનોદેવતા કબુલ કરતો ન હતો. તેની મતલબ એ હતી કે કોઇ પણ વિકટ વાત કહી પોતે છુટી જવા ધારતો હતો. બે દિવસની મૃગ તૃષ્ણાથી કંઈ લાભ થયો નહિ, જેથી તેને ખેદ ઉત્પન્ન થયો, અને શૂન્ય મુખે તમાસો જોતો સ્વસ્થ બેઠો.

આવી ઘાતકી મસલત કરતી વખતે, કુળને કલંક લગાડનાર નિંબાજીના મનમાં આનંદની લહેરો આવતી હતી, અને જાણે ધારેલું કાળું કૃત્ય પાર પડવાથી આપણે દિલ્હીના બાદશાહના મોટા અમીર બન્યા છીએ, એવાં સુખ-સ્વપ્નનો અનુભવ કરતો હતો. પરંતુ ખાનનું ખિન્ન મુખ જોતાંજ

તેની સંપૂર્ણ રચના ટૂટી પડવા જેવું થયું. તે પોતે નિરાશ થયો, તથાપિ મુખ ઉપર એવું દેખાવા ન દેતાં નમ્રસ્વરે બોલ્યો:—

"હજુરનું દીલ જરા શંકાગ્રસ્ત દેખાય છે! સેવકની મસલત કદાચિત્ આપને અનુકૂળ નહિ આવી હોય!"

"નિંબાજી!" ખાન ગંભીર સ્વરે બોલ્યો: "તું હજી નાદાન છે. હજી તને દુનીઆનો જરા પણ અનુભવ નથી. યુદ્ધ એટલે શું તે તેં હજી સાંભળ્યું સુદ્ધાં નથી. અખાડામાં ઉભા રહી હમેશના માહીતગારોની સાથે ચાર હાથ ભેગા કરનાર પહેલવાનોને જાહેર મેદાનમાં કુસ્તી રમતી વખતે વીરતાને બદલે કંપ છુટે છે. અગર ખુલ્લા મેદાનમાં ખુલ્લા હાથથી દંડ પટ્ટાના હાથ સફાઇથી કરનારને લડાઇનું નામ સાંભળતાંજ કેવો ધ્રાસકો પડે છે તેનો અનુભવ તને ક્યાંથી હોય? તારી સલાહ તું આપી ચુક્યો, પરંતુ તે પાર પાડવા માટે કેટલાં વિઘ્નો આવે છે, તેની તને કલ્પના ક્યાંથી હોય? તારી સલાહ પુખ્ત વિચારની હશે, એવી મને આશા હતી, પરંતુ તે સાંભળી નિરાશા થઈ! શત્રુના અથાગ સમૂહમાં પ્રવેશી તેના પર તું કહે છે તે પ્રમાણે દાવ સાધવાની સર્વ જવાબદારી મારા એકલાના જ માથા પર લેવાનું સાહસ કરવા પહેલાં મારે પૂર્ણ વિચાર કરવો જોઇએ. એકદમ હામાં હા ભણવી એવું મારાથી કદાપિ થવાનું નથી."

"સરકારની સાથે વાદવિવાદ કરવાનું સેવકમાં સામર્થ્ય નથી, તથાપિ વિચારતાં મારી સલાહ એટલી બધી અશક્ય નથી. એવું હજુરના પણ ધ્યાનમાં આવશે, એમ હું પુનઃ એક વાર કહું છું."

"ઠીક છે. આ બાબતમાં હું મારા સરદારોની સલાહ લઉં છું, અને તેઓ સાથે વિચાર કરતાં જે નક્કી ઠરશે તે તમને કહીશ." ખાને ઉત્તર દીધો.

"ત્યારે હવે સેવકને હુકમ છે?" નિંબાજી ઉઠીને જવાની તૈયારી કરતાં બોલ્યો: "મળસકાનો સમય થયો છે. સૂર્યોદય પહેલાં મ્હારે પાછું કિલ્લા પર હાજર થવું જ જોઇએ, કિલ્લા પર વાત ચર્ચાઇ ગઇ છે તેથી સર્વ સ્થળે પુરતો બંદોબસ્ત થયો હશે, એટલે હવે પછી હજુરનાં દર્શનનો યોગ કઠણ દેખાય છે. જો હજુરનો નિશ્ચય થાય તો બને તેટલી ત્વરાથી

તે અમલમાં લાવવાની તજવીજ થવી જોઇએ."

"ઠીક." ખાન બોલ્યો: "તમારે અને અમારે પરસ્પર વાતચિત તો થઇ જ છે, જેથી તે સંબંધી ફીકર કરશો નહિ. અમારો વિચાર થયેથી સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમાં શિવાજી તરફ ખલીતો રવાના થશે, પછી અલ્લાહ કરે તે ખરૂં."

"આપની ઇચ્છા." કહી નિંબાજીએ એક વાર ખાનને મુજરો કરી હસ્તે મુખે રજા લીધી અને તાબડતોબ કિલ્લા પર જવાને રસ્તે પડ્યો.

## પ્રકરણ ૭ મું.

### શત્રુ જીતાયો.

નિંબાજીની સલાહ કેવી ઘાતકી હતી, એ તો આપણે જોયું છે. દુષ્ટ સલાહનો ખાને તે વખતે તો સ્વીકાર કર્યો નહિ, એ પરથી ખાનની વિચાર શક્તિનું કંઇક તોલ થઇ શકે છે. તેની એ બુદ્ધિ જો કાયમ રહી હોત તો કેટલો બધો અનર્થ થાત! પરંતુ તેમ શી રીતે બને? બનનાર વાત અટકાવવાનું તેના હાથમાં સામર્થ્ય હતું કે? "**भवितव्यता बलीयसी**" એ ન્યાયે બુદ્ધિને કર્માનુરોધથી ભ્રમ થાય છે, તે કાંઇ ખોટું નથી.

નિંબાજીની યુક્તિ તે વેળા તો તેને આશ્ચર્યકારક જણાઇ ખરી, પરંતુ સવાર થતાં જ તેની મતિ ફરી ગઇ. મોટા શૂરવીર થઇને એવા ક્ષુલ્લક કાર્ય માટે નામર્દ બનવું એ તેને સારૂં લાગ્યું નહિ. તેથી તેણે પોતાનું સર્વ મંડળ ભેગું કર્યું, અને તેમની આગળ પોતાનો વિચાર જણાવ્યો. તે બિચારાઓને શું? બાવો નાચે તેમ બોડકી નાચે! પ્રત્યક્ષ યુદ્ધ થાય તો તેનું જીવિત સંશયગ્રસ્ત થાય જ તેના કરતાં નિંબાજીની સલાહ કેટલી ઉત્તમ હતી? "લાગ આવે તે જરૂર આપને પગે પડશે ખાન સાહેબ! જો કદાચ શિકાર છટક્યો તો "અલ્લા હો અકબર" છે જ તૈયાર!" જેમાં તેમનું કોઇ પણ પ્રકારનું નુકસાન નથી, તેમાં તેઓને શા સારૂં નકાર ભણવો પડે?

તેમણે સર્વાનુમતે પોતાની સંમતિ દર્શાવી, એટલું જ નહિ પણ એવી અજબ કલ્પનાના સૂચન માટે નિંબાજીની તારીફ કરી. થયું ! લાગલો જ ખલીતો તૈયાર થયો, અને તે શિવાજી મહારાજ તરફ રવાના પણ કરવામાં આવ્યો. અત્યંત આનંદની વાતતો એ છે કે ભોળા શિવાજી મહારાજે ખાનનો તે સંદેશો કબૂલ રાખી એક દિવસ પણ ઠેરવ્યો તથા તે પ્રમાણે ખાનને જણાવ્યું.

ખાનના ખલીતાની પ્રપંચ જાળમાં શિવાજી મહારાજ અનાયાસે સપડાયાથી તે મૂર્ખને અને તેની ક્ષુદ્ર સેનાને ઘણો હર્ષ થયો ! પરંતુ દૈવની ગતિ શી હતી, એની તેમને કલ્પનાએ ક્યાંથી હોય ! શિવાજી મહારાજના નાશ માટે તૈયાર કરેલા પાશમાં ખુદ પોતાનો જ ભોગ અપાનાર છે, એની તે અવિચારી ખાનને ક્યાંથી માહિતી હોય ? જય મેળવવાની પ્રતિજ્ઞા કરીને આટલે લાંબેથી આવેલો અને આટલા દિવસ સામો ને સામો બેઠેલો પોતાનો ક્રૂર કાળરૂપ શત્રુ આજે એકાએક વૈરભાવ ભૂલી જઇ પોતાની એકાંતમાં મુલાકાત લેવા ઇચ્છે છે એમાં જરૂર કાંઇ દગો હશે એવું શું છત્રપતિને લાગ્યું નહિ હોય ? તેમણે ખાનની મુલાકાત લેવાનું કબૂલ કર્યું હતું તે શું આગળ પાછળનો વિચાર કર્યા સિવાય જ કર્યું હશે ? શિવાજી મહારાજને અને તેના મૂર્ખ માવળા સરદારોને પોતાની પ્રપંચ જાળમાં ફસાવવા માટે ખાન પોતેજ પોતાની પ્રશંસા કરવા લાગ્યો. વાંચક ! એમાં એનો પણ શો દોષ ? એના જીવનનો અંત છત્રપતિના હાથથી જ થવાની દૈવેચ્છા હોય અને તેથી જ તેને એવી દુર્બુદ્ધિ સૂઝી હોય તો તેમાં આશ્ચર્ય શું ?

છત્રપતિએ ખાનની મુલાકાત કરવાનું કબૂલ કર્યું. તે પ્રમાણે તેમણે મુલાકાત કરી પણ ખરી ! પરંતુ એ મુલાકાતમાં છત્રપતિના તીક્ષ્ણ વાઘ નખથી ખાનનો ભ્રમ, તેના પંચપ્રાણ સાથે શી રીતે દૂર થયો તે સર્વ બીના ઇતિહાસદ્વારા સર્વને જાણીતી છે, તેથી આપણા આ નાનકડા કથાનકમાં તેની પુનરાવૃત્તિ કરવાની શી આવસ્યકતા ? ખાનનો દુષ્ટ હેતુ જ્યાંનો ત્યાં જ રહી ગયો ! અને પરિણામે બિચારાએ પોતાના પ્રાણ ગુમાવ્યા એટલું જ કહેવું બસ થશે ! તેના મૃત્યુથી આપણને જે સાર લેવાનો છે તે તદ્દન નિરાળો જ છે. હમણાં તો આપણે દુર્દૈવી સરદાર અફજલખાનના કબ્રસ્થાનની ઠંડી

હવા ખાવાનું છોડી દઇ આપણાં કથાનક તરફ વળીએ.

નિંબાજી જે દિવસે ખાન સાથે મુલાકાત કરી આવ્યો, તેને બીજે જ દિવસે "કોઇ પણ મનુષ્ય કૃતઘ્ન બની ખાન સાથે સલાહ-મસલત ચલાવે છે" એટલી જ બાતમી છત્રપતિના કાન પર આવી હતી. "તેમાં તેનો શો હેતુ હશે ! એવો બદમાશ, કુલકંટક કોણ હશે ?" તે જાણવા માટે છત્રપતિએ તથા તેના ખાસ જીવજાન સરદારોએ અતિશય મહેનત કરી. પરંતુ ઘાસથી ઢંકાએલી એકાદ ઉંડી ખીણ પ્રમાણે જગતના નાશ માટે જ જાણે જન્મ પામ્યા હોય તેવા નિંબાજીની મૂર્તિ તેમની ધ્યાનમાં આવી નહિ ! છત્રપતિને તે મનુષ્ય સંબંધી ઘણો ખટકો લાગી રહ્યો હતો તથા તાનાજી, માનાજીરાવ વગેરે મુત્સદ્દીઓની મતિ-ગતિ સ્તબ્ધ થઇ ગઇ હતી ! તેણે ગઢ પર, અને ખીણ તળેના ચોર માર્ગ પર વગેરે સર્વ ઠેકાણા પર પહેરા મૂક્યા તથા ખુદ મહારાજાએ તે રાત્રિ ગઢ પર ફરી ત્યાંના પહેરા તપાસવામાં જ ગાળી, તથાપિ વિશ્વાસઘાતકની કે શત્રુઓની કંઇ પણ ભાળ લાગી નહિ. બીજે દિવસે પુનઃ ઉદ્યોગ આરંભ્યો, પરંતુ તે દિવસે તે પાપીઓને માટે કંઈ જૂદો જ વિચાર નક્કી કર્યો હતો. નિત્ય કર્મ આટોપી સરદાર મંડળી પોતપોતાના સ્થાન પર તપાસ ઉપર જાય છે, તેવે ખાનનો ખલીતો આવી પહોંચ્યો.

ગમે તેમ પણ છત્રપતિ શિવાજી મહારાજમાં કંઇ પણ ઇશ્વરી અંશ સંભવિત હતો. તેઓ સાંપ્રતના દુષ્કર પ્રસંગમાંથી પાર ઉતરી વિજયી થવાના હતા, તથા તેમણે સ્થાપેલા મરાઠા રાજ્યનું ભવ્ય મહાલય એકાએક ટૂટી પડવાનું ન હતું ! ખલીતાનો શો ઉત્તર દેવો તેનો એકાંતમાં વિચાર કરવા માટે મહારાજાએ સર્વ સલાહકારોને કેટલાક સમય સુધી દૂર કર્યા, અને પોતે શયનાગારમાં ગયા. ક્રોધની શાંતિ થવા માટે થોડો આરામ લેવાની તેમની ઇચ્છા હતી, પરંતુ થોડી ક્ષણ પર્યંત એક ઝોકું ખાવા ઉપરાંત તેમનાથી વિશેષ નિદ્રા લેવાઇ નહિ. તે એક ઝોકાએ કેટલું બધું મહત્કાર્ય થયું ! એટલામાં તો ખાનને દેહાંત પ્રાયશ્ચિત મળ્યું, અને મહારાષ્ટ્રની આબરૂ જળવાઇ !

છત્રપતિની જરા આંખો મીંચાઇ ન મીંચાઇ એટલામાં તો તેમને સદ્‌ગુરૂ સમર્થ શ્રી રામદાસ સ્વામી મહારાજનું દર્શન થયું! અહા તે કેવો અદ્‌ભૂત દેખાવ! આ સમયે સ્વામીની મુખમુદ્રા શાંત તથા ગંભીર હતી. તેઓ આ વખતે કંઇ પણ ઉંડા વિચારમાં હતા એમ જણાતું હતું.

ક્ષણ માત્રમાં શ્રી સમર્થ મહારાજ છત્રપતિના પલંગ પાસે આવી બોલ્યાઃ "શિવબા, સમય ઘણો જ બારીક આવ્યો છે, પણ ભય પામતો ના. શ્રીરામ સમર્થ છે. મોગલોની માગણી પ્રમાણે તેમની સાથે મુલાકાત કરવી, કમ્મરે શસ્ત્ર રાખવાં, પ્રસંગ જોઇ કાર્ય કરવું. એની સમજ સમગ્ર વૃત્તાંતની પત્રિકામાં જોવું." એટલા શબ્દ બોલી સ્વામીજી અંતર્ધાન થયા. તુર્ત જ શિવાજી મહારાજ જાગી ઉઠયા.

સ્વપ્નમાં થએલાં શ્રી સમર્થના દર્શનથી મહારાજાને ઉત્પન્ન થએલા આશ્ચર્યમાં પલંગ પાસે પડેલા પાકીટે તો તેમાં ઘણો જ ઉમેરો કર્યો. પાકીટ ઉંચકી છત્રપતિએ પ્રથમ પોતાના મસ્તક પર મૂકયું, ત્યાર પછી શ્રીનું સ્મરણ કરી તેમાંનો પત્ર વાંચવા લાગ્યા. વાંચક! તે પત્રમાં શું લખ્યું હતું તે જાણવાની તમારી પણ જીજ્ઞાસા હશે જ. લ્યો ત્યારે તેમાંનો કંઇક ભાગ અત્રે આપીએ છીએ.

"મોગલ સરદાર અફજલખાને મુલાકાત માટે વિનંતિ કરી છે. તેની અર્જનો સ્વીકાર કર્યો છે, પરંતુ એ મુલાકાતમાં કપટ છે. ખાન હથિઆરબંધ રહેશે. તે સરકારના પ્રાણ લેવાનો છે. મુલાકાત અવશ્ય કરવી, પરંતુ બંદોબસ્ત રાખવો અને યોગ્ય કરવું."

સ્વપ્નની સત્યતા, રામદાસ મહારાજનું દર્શન, તેમની અમૃત તુલ્ય વાણીનું મિશ્રણ તથા સર્વનો સાક્ષાત્કાર કરાવનાર તે પત્ર, એ સર્વ જોતાં છત્રપતિને સ્વામીની અપૂર્વ કૃપા માટે પ્રસ્વેદ છૂટયો. આજે તેમને પોતાના જન્મની સફલતા જણાઇ. દુષ્કર પ્રસંગે તેઓ સ્વામીનું સ્મરણ કરતા હતા, તથા સ્વામીના દિવ્ય પ્રભાવથી તેઓ તેમાંથી પાર પણ ઉતરતા હતા. સાંપ્રત પ્રસંગ ઘણો જ અદ્‌ભૂત હતો! ધ્યાનમાં કે મનમાં ન હોવા છતાં કેવળ અકલ્પિત રીતે થએલી ગુરૂ મહારાજની એવી કૃપા માટે તેને વારં-

વાર આશ્ચર્ય લાગ્યું. તેમણે પત્રને ઇશ્વરી પ્રસાદનું ચિહ્ન ગણી તેને પોતાની છાતી સાથે દબાવ્યો !

થોડી વાર પછી મહારાજે પોતાનાં મનુષ્યોને બોલાવ્યાં અને તેમની સમક્ષ ખાનની મુલાકાત કરવાનું કબૂલ કર્યું, ત્યાર પછી ખાનને જવાબ પણ મોકલી દીધો. મહારાજના એ સાહસથી સર્વને ઘણી ચિંતા ઉત્પન્ન થઈ, પરંતુ તે દારૂણ પ્રસંગમાંથી પાર ઉતરતાં સુધી મહારાજે સ્વામીજીનો ગુપ્ત પ્રસાદ ઠેઠ સુધી ગુપ્ત જ રાખ્યો હતો.

અંતે મુલાકાતનો દિવસ આવી પહોંચ્યો છતાં મહારાજને તે માટે જરા પણ ફિકર થતી નહિ. એટલું જ નહિ પણ ખાને એકાંતમાં મુલાકાતની ઇચ્છા બતાવી તે તેમણે ઘણી ખુશીથી કબૂલ કરી. આ વખતે તાનાજી, માનાજી વગેરે સરદારોને ખેદ થયો અને એવું સાહસ ન કરવા માટે તેઓએ છત્રપતિને ઘણી વિનવણી કરી, પરંતુ મહારાજનો નિશ્ચય અચલ હતો. ખાનને આપેલું વચન તેમણે કાયમ રાખવાથી સર્વ સહાયક મિત્રોને નાઇલાજ થવું પડયું. તથાપિ તેઓ બહારની બાજુએ ઘણી જ સાવચેતીથી તૈયાર થઇ ઉભા રહ્યા.

પરંતુ છત્રપતિને આ વખતે બીજા કોઇની પણ સહાયતાની જરૂર ન હતી. સ્વામીજીની આજ્ઞા પ્રમાણે તેમણે શસ્ત્ર સજ્યા પછી જામો પહેર્યો હતો તથા હાથમાં વાઘનખ ઘાલ્યા હતા. વાત ચિત કરી રહ્યા પછી ભેટ થતી વખતે ખાનનો દુષ્ટ હેતુ મહારાજની નજરે પડતાં જ તેમણે તેના પેટમાં વાઘનખ ખોસી દીધા ! ક્ષણ વારમાં ખાન સાહેબનો દેહ છિન્ન થઇ ધરણી પર પડયો !

તુર્તજ તેમણે સર્વને અંદર બોલાવ્યા, અને પોતાનું નરસિંહી કૃત્ય બતાવી માનાજી વગેરેને આશ્ચર્ય ચકિત બનાવી દીધા ! ખાનને યોગ્ય પ્રાયશ્ચિત મળ્યું, અને મહારાજા પરનું અરિષ્ટ ટળ્યું. એ જાણી સર્વને ઘણો જ આનંદ થયો, પણ એ આનંદમાં આ વખતે સાશ્ચર્ય ક્રોધની પૂર્તિ હોવાને લીધે કે કેમ ? પણ પ્રાણાંત વેદના સહન કરતા, તથા ક્ષણ માત્રમાં આ નશ્વર જગતને છોડી જનાર અફજલખાને એક વાર આંખો ઉઘાડી અને કંઈ બોલવાની ઇચ્છા દર્શાવી ! . .

અપરાધની શિક્ષા કરવામાં મહારાજ ઘણા સખ્ત હતા, પરંતુ જમીન-દોસ્ત થએલા શત્રુને તેઓ પેટ સાથે દાબતા. તીવ્ર વેદનાથી વ્યાકુળ થએલા તથા કબ્રસ્થાનની નિસરણીના પગથીઆં પર આરૂઢ થએલા ખાનની તે વખતની અંતકાળની સ્થિતિ જોઇ તેમનું હૃદય પીગળ્યું; અંતકાળે તેનું મન કદાચ તેનાં સ્ત્રી છોકરાંમાં ગુંથાયું હશે, એમ સમજી તેઓ ઇચ્છાપૂર્વક ખાનની પાસે જઇ બેઠા, તેના મુખમાં થોડુંક પાણી મૂકી મહારાજ અશ્રુ ભરેલા નેત્રે બોલ્યા: "અભાગી ખાન ! તને આ લોકની છેલ્લી સલામ ! સપ્રેમ ભેટવાનો વેશ ધારણ કરી તું પોતાનું નિંદ્ય કાર્ય કરી બતાવવાનો હતો, પરંતુ મહારાષ્ટ્રની આ રાજગાદીની સેવા હજી કેટલાક દિવસ પર્યંત મારે હાથે થવાની પરમેશ્વરની ઇચ્છા હોવાથી તેં પોતાના પાપનું પ્રાયશ્ચિત ભોગવ્યું ! તારો રાજા મારો શત્રુ છે અને તું પણ મારો વેરી જ છે ! તારૂં આટલું મોટું અભેદ્ય સૈન્ય બળ છે છતાં તારૂં મૃત્યુ થાય છે, એ મને ઘણું નવાઇ જેવું લાગે છે. તું હમણાં માનવી દયાની પેલી તરફ ગયો છે ! પરંતુ પશ્ચાત્તાપનાં ચિહ્નો તારા મુખ પર સ્પષ્ટ દેખાય છે. એવી સ્થિતિમાં સ્ત્રી છોકરાંને કંઇ પણ સંદેશો પહોંચાડવો હોય, તો તે ખુશીથી કહે. હું તે ઘણી ખુશીથી જરૂર પહોંચતો કરીશ."

મહારાજનું પ્રેમ પૂર્ણ ભાષણ સાંભળી તેની અંતિમ અવસ્થામાં પણ ખાનની આંખોમાં પાણી આવ્યાં. તેણે સુતાં સુતાં જ મહારાજના ચરણને સ્પર્શ કર્યો, અને ઉંડે અવાજે તુટક શબ્દોમાં બોલ્યો: "મારા—ભાઇ—શિવાજી—રાજા શિવાજી, તું—ખરેખર જ સાધુ છે, ઇશ્વરની દયાથી જો હું જીવ્યો હોત તો ખરેખર તારો દાસ બનત, પણ હવે શું ? ઘણું તો હું પા ઘડીનો સોબતી ! ત્યાં સુધી તો તારાં પુણ્ય દર્શનનો વિયોગ થવા દઇશ નહિ ! મારાથી વધારે બોલાય એમ નથી. મારી જીભ તોતડાતી જાય છે, પણ ફરી ફરી કેટલોક વાર મારે મારા પ્રાણ જકડી રાખવા જોઇએ...હું તારો વૈરી—મારા પાપનો દંડ મને યોગ્ય જ થયો છે ! પણ...આ કામમાં મારો એક હિસ્સેદાર છે. અને તે પણ તારા પૈકીમાંનો જ છે..."

"શું ! તો પછી મને મળેલી બાતમી ખરી છે કે શું ?" છત્રપતિ

ક્રોધથી બોલ્યા: "તે હરામખોરનું નામ કહે એટલે તેને પણ તારી સેવા માટે તાબડતોબ સાદર કરૂં."

"તેનું નામ નિંબાજી." ખાન અટકતાં અટકતાં બોલ્યો.

"શું નિંબાજી? આપણો જ ગણાતો મનુષ્ય તે નિમકહરામ થયો? મને તો લાગ્યું જ હતું! ઠીક છે, તેની પણ વ્યવસ્થા મારે પ્રથમ જ કરવી જોઇએ." મહારાજ અતિશય ક્રુદ્ધ થઈ બોલ્યા.

"રાજા! શત્રુ કરતાં ઘર ભેદું નઠારો!" ખાને અધિક ઉંડે અવાજે કહ્યું. "એ નિંબાજીએ જ મને કિલ્લાના સર્વ ચોર માર્ગો બતાવી દીધા હતા. પણ-પણ-મને લાગ્યું-બીજો નિંબાજી તો-નથી-તેણે-મને-ખરેખરો હાય! પાણી-આ અલ્પ-શિવાજી-દોસ્ત-સ-લા-મ—"

ખાનની જીવન યાત્રા ત્યાંજ સમાપ્ત થઇ. છત્રપતિની ચિત્તવૃત્તિ વિલક્ષણ રીતે ઘુંટાવા લાગી. નિમકહરામ નિંબાજીએ ખાનની મુલાકાત લીધી, એટલી હકીકત તો ખાનના મુખમાંથીજ નીકળી, તથા મહારાજાને મળેલી બાતમી સાથે તેનો મેળ પણ બેઠો. તેને માટે તો હવે સંશય જ રહ્યો ન હતો! પણ-ખાનના આખરના શબ્દમાં "બીજો નિંબાજી." એવું કંઇ કહેવાયું, તથા "એ વ્યક્તિએ પોતાને ખરેખરો ફસાવ્યો." એવું કહેવાનો પણ તેનો ઉદ્દેશ હતો. એ વાતથી તેમને એક જૂદોજ સંશય ઉત્પન્ન થયો. "નિંબાજી પોતે જ કિંવા નિંબાજીનું સ્વરૂપ ધારણ કરનાર કોઇ મનુષ્ય બીજે દિવસે ખાન પાસે ગયો હશે, તેણે જઇ ખાનને મુલાકાતનું નિમિત્ત કરી તીક્ષ્ણ શસ્ત્રથી મ્હારો વધ કરવાનું કહ્યું હોય તો તેમાં તેણે ખાનને ફસાવ્યો ક્યાંથી? તેણે તો ઉલટી શત્રુતા ભરેલીજ સલાહ આપી." થોડું કહીને ખાને એકાએક દેહ છોડવાથી એ શબ્દનો બરાબર અર્થ શું કરવો તે તેમને સુઝયું નહિ, તથા આ બંને જ વ્યક્તિ હરામખોર, કે એમાંની એક અપકારી તથા બીજી ઉપકારી, કે મૂળમાં બંને વ્યક્તિ એકજ હોવાથી ખાનને કેવળ ભ્રમ થયો કે શું? તે પછીના શબ્દોની આગળ કંઇ પણ જૂદાજ શબ્દો ઉચ્ચારવાની તેની ઇચ્છા હતી. વગેરે વિચારો કર્યા પરંતુ તેમનાથી કશો નિર્ણય થઇ શકતો ન હતો.

એટલામાં શિવાજી મહારાજને તેમના ગુરૂ સ્વામી રામદાસ મહારાજનાં શુભ પ્રસાદનું સ્મરણ થયું. તેથી તેમના સંશયની પૂર્ણ નિવૃત્તિ થઇ. નિંબાજી ખાનના નિવાસમાં જઇ કંઇ પણ શુભ મસલત કરી આવેલો હોવો જોઇએ એવું અંતર્જ્ઞાનથી જાણતાંજ સ્વામીને તેમની ચિંતા થઇ અને તેમણે જ નિંબાજીનું સ્વરૂપ ધારણ કરીને બીજે દિવસે ખાનના સૈન્યમાં પુનઃ પ્રવેશ કર્યો હશે, તથા તેનો મનોભાવ જાણી તે પત્રની તથા સ્વપ્ન દર્શનની યોજના કરી હશે, એવી તેમની તદ્દન ખાતરી થઇ! સ્વામીએ પોતાના પર આવી પડેલો ભયંકર પ્રસંગ ટાળેલો જાણી પોતાને ધન્ય ગણવા લાગ્યા, પરંતુ પોતાના જેવા ક્ષુદ્ર જીવ માટે તે સત્પુરૂષને કેટલું બધું વેઠવું પડયું? એ જાણી તેમના જીવને ઘણો ઉદ્વેગ થયો.

જો ઉપરોક્ત બનાવ સાચો ઠરે તો આબાજીરાવનો નિંબાજી ઘોર અપરાધી ઠરે અને તેને તે પ્રમાણે યોગ્ય દંડ પણ મળે. શિવાજી મહારાજે બીજે દિવસે દરબાર ભરી તેમાં તેનો અપરાધ પ્રસિદ્ધ કરી, સર્વ પ્રજાને સખ્ત ભય લાગે, એવી રીતે તેનો ન્યાય કરવાનું નક્કી કર્યું, તથા ખાનના પ્રેતની તેના ધર્મ પ્રમાણે ક્રિયા કરવાની વ્યવસ્થા કરી મહારાજે તે દિવસે વિશ્રાંતિ લીધી.

## પ્રકરણ ૮ મું.

### વીર કન્યા.



બીજે દિવસે નક્કી કર્યા પ્રમાણે દરબાર ભરાયો. માનાજી, તાનાજી વગેરે સર્વ માનવંત સરદારો પોતપોતાના સ્થાન પર આવી હાજર થયા. ત્યાર પછી શિવાજી મહારાજ આવી આસનારૂઢ થયા. આરોપી નિંબાજીને પકડી દોરડાં સાંકળથી જકડી ઉભો કર્યો હતો, તથા એવા નિમકહરામ કુળકલંકના પિતા આબાસાહેબને પણ ત્યાં હાજર રાખવામાં આવ્યા હતા.

મહારાજે પ્રથમ સર્વ લોકો સમક્ષ નિંબાજીનો અપરાધ જાહેર કર્યો

તથા એવા ભયંકર પ્રસંગમાંથી પરમેશ્વરે તેમને બચાવ્યા તે માટે આનંદ પ્રદર્શિત કર્યો. નિંબાજીનું કાળું કૃત્ય તેણે જાતે કબુલ કર્યું, પરંતુ તેણે પોતાના પર દયા કરવા માટે મહારાજની કરૂણા ભિક્ષા માંગી નહિ કિંવા પશ્ચાત્તાપનું યત્કિંચિત્ ચિહ્ન બતાવ્યું નહિ. મહારાજ દયાળુ હતા. અરિષ્ટ ટળી ગયા પછી એવા ગુન્હાની શિક્ષા કરતાં કદાચિત્ નરમાશ બતાવત; પરંતુ ઉલટું અપરાધીનું ઉદ્ધતપણું જોતાં જ તેમને ક્રોધ ચઢ્યો અને સર્વ પ્રજાને દ્રષ્ટાંત બતાવવા માટે તેમણે નિંબાજીને દેહાન્ત દણ્ડની શિક્ષા ફરમાવી.

નિંબાજીનો અપરાધ પ્રત્યેકને ઘણો ભયંકર લાગતો હતો, તે બદલ તેને શિક્ષા પણ ઘણી મોટી જ થવી જોઇએ, એવી પ્રત્યેકની ઇચ્છા હતી, તથાપિ શિક્ષાનો હુકમ છુટતાં જ સર્વને તે બાબત ઘણીજ દિલગીરી થઇ. નિંબાજી જેવો ઉગતો પુરૂષ કેવળ દિશા ભૂલ્યો અને તેટલા જ માટે તેના આશા ભર્યા જીવનનો નાશ થવા માટે સર્વનાં શરીર કમકમ્યાં. આબા સાહેબના શોકનો તો પાર જ નહતો! એકનો એક પુત્ર સરકારનો અપરાધી ઠર્યો અને તે પોતાની નજર સામે માર્યો જાય છે, એ માટે એક બાજુએથી પ્રજાનો ધિક્કાર અને બીજી તરફથી અનિવાર્ય પુત્ર શોક; એવો તેમના પર એવડો માર શરૂ થયો, જેથી તેની હિમ્મત ખુટી ગઇ. તેણે બે પગ વચમાં ગરદન નમાવી સજળ નેત્રે ઇશ્વરની સ્તુતિ કરવાનો આરંભ કર્યો. માનાજીરાવથી આ પ્રસંગ જોવાયો નહિ, કારણ કે કેટલાક સમય પછી નિંબાજી તેનો જમાઇ થવાનો હતો અને આબા સાહેબ તેના વેવાઇ થવાના હતા પરંતુ હાલનો પ્રસંગ ઉભો થતાં તેની બધી આશાઓ જ્યાંને ત્યાંજ રહી ગઇ. ઉલટું તેને પોતાની પુત્રીનું દુઃખ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, તેમને પણ બેહદ ખેદ થયો, એ સંબંધી મહારાજને કાને વાત નાંખી કેવળ સગુણાના સુખાર્થે નહિ પણ છેવટ તેના મનના સંતોષને માટે તેના પર દયા કરવાની એક વાર મહારાજને વિનંતિ કરી જોવાનો તેના મનમાં વિચાર આવ્યો; પરંતુ તેજ વખતે ભર દરબારમાં અત્યંત આશ્ચર્યકારક દેખાવ થયો. તેની કન્યા સગુણાએ અકસ્માત્ દરબારમાં પ્રવેશ કર્યો તેથી તેમની ઇચ્છાઓ જ્યાં ને ત્યાં રહી એટલું જ નહિ પણ ઉલટું દુઃખમાં વધારો થયો.

સગુણા એકાએક દરબારમાં આવવાથી સર્વેને એક સરખું આશ્ચર્ય થયું. નિંબાજી સાથેનો તેનો સંબંધ છે એવું સમજવામાં આવતાં જ ખુદ મહારાજાને પણ એક કુમારીના ભાવિ સંસાર સુખ માટે નિંબાજી ઉપર દયા કરવાનો વિચાર થયો; પરંતુ એમ કરવાથી પોતાના ન્યાયીપણાને બાધ આવે અને અપરાધીને શાસન કરવાને બદલે ઉલટું ઉત્તેજન આપ્યા જેવું થાય; એવો વિચાર કરી તેઓ માનાજી તરફ જોઇ બોલ્યા: "માનાજીરાવ, તમે અમારા જુના અને વિશ્વાસુ સેવક છો, એમ છતાં તમારા ઉપર ઉપકાર કરવાને બદલે હાલના પ્રસંગે મારે હાથે અપકાર થાય છે, તે માટે હું ઘણો જ દિલગીર છું. અપરાધીને શાસન કરવાથી તમારી કન્યાના સુખનું છેદન થાય છે એ હું કબુલ કરૂં છું પરંતુ ન્યાયની બાબતમાં પક્ષપાત ન કરનો જોઇએ તથા તમારા જેવા સુશીલ પુરૂષના આબરૂદાર કુટુંબને કાળું કલંક ન લાગે માટે એને કરેલી શિક્ષા અમારાથી રદ થઈ શકે એમ નથી, અથવા તેમાં ફેરફાર પણ કરી શકાશે નહિ, એમ મારે અતિ કષ્ટે કહેવું પડે છે. તમારી એકનિષ્ઠ સ્વામી-સેવા જગ જાહેર છે, તે માટે અમે એકાદ અન્ય પ્રસંગે તમારો બદલો વાળીશું પણ આ વખતે તો નાઇલાજ છીએ. તમારી પુત્રીને માટે કોઇ બીજી લાયક યોજના કરો અમે તે માન્ય કરીશું. એ છોકરીને અમારી ધર્મ કન્યા સમજીને તેનું પુર ડાઠમાઠથી લગ્ન કરી આપીશું."

મહારાજના એવા બોલવાથી આબા સાહેબના આશાના તંતુઓ તો તૂટી ગયા અને માનાજીરાવના મનમાં આવેલા સર્વ વિચારો જયાંના ત્યાં જ રહ્યા. નિંબાજીને તો પોતાના જીવિતની આશા હતી જ નહિ, છતાં સગુણાના દર્શનથી તથા તેનો પડછાયો પડવાથી કંઇક આશાના અંકુર ફુટવા લાગ્યા હતા, પણ તેનો પણ ફુટયા પહેલાં જ નાશ થયો! નિંબાજી હવે બચવાનો નથી, એવી સર્વની ખાતરી થવાથી દરબારમાં સર્વ બાજુએ ઉદાસીનતાની છાયા પથરાઇ ગઇ.

પરંતુ આશ્ચર્યની વાત છે કે એજ વખતે સગુણાએ પોતાનું મૌન્ય છોડયું. તેણે પોતાના મધુર અને સ્પષ્ટ ભાષણ વડે સર્વનાં નેત્ર તથા મન એકદમ પોતાના તરફ આકર્ષી લીધાં. મહારાજાના સિંહાસનથી થોડે છેટે

ઉભી રહી હાથ જોડી બોલી: "દયાળુ સરકાર! આપે મને અત્યારે જ આપની ધર્મ કન્યા કહી છે તેથી આપને એકાદ વિનંતિ કરીશ, તો તે અમાન્ય થવાની નથી, એવી મને આશા છે. મહારાજાનો હુકમ થતાં જ હું તે સાદર કરીશ."

"મહારાજાને તેના ભાષણથી અજાયબી લાગી, તથાપિ કાંઇક ગંભીરપણે બોલ્યા: "બોલ, તારી શું માગણી છે? તે અમને સંભળાવી દે. યોગ્ય હશે તો આ શિવાજી તત્કાળ પૂરી કરશે."

"મહારાજ! મારા જેવી અબળા કુમારિકા આજે એકાએક દરબારમાં આવી, તેથી સરકારને તથા સર્વને કદાચ આશ્ચર્ય લાગ્યું હશે, અને કદાચ મારા ભાવિ પતિ માટે સરકારને નમ્ર વિનવણી કરવાને હું આવી હઇશ એવું સંભવતું હશે પરંતુ ખરેખર ઇશ્વિર શાખે કહું છું કેઃ હું તેમ કરવા બીલકુલ આવી નથી. સરકારના ન્યાયીપણાને બટ્ટો લાગે એવી વિનંતિ મારે હાથે કદી પણ થશે નહિ."

એ સાંભળી મહારાજાનું હૃદય ભરાઇ આવ્યું. તે બોલ્યા: "પુત્રી, તેં કહ્યું તે ખરી વાત. નિંબાજીને કરેલી શિક્ષા રદ બાતલ કરાવવા માટેજ તું આવી હશે એવું અમને પ્રથમ લાગ્યું હતું ખરૂં, પરંતુ અત્યારનાં તારાં ભાષણે અમને અતિશય વિસ્મય ઉત્પન્ન કર્યું છે, તો કહે જોઇએ. તારૂં શું કહેવું છે? તું કેમ આવી છે?"

"સરકાર આપના દરબારમાં હું ન્યાય માગવાને માટે જ આવી છું." સગુણા સવિનય બોલી.

"પુત્રી, તું અમને અતિશય ગૂંચવાડામાં નાખે છે! મહારાજે આશ્ચર્યથી કહ્યું: "મારી પ્રજાને વગર માગે જ ન્યાય મળે છે, અને તું તો તે માગવા આવી છે, એનો અર્થ શો? કહે વારૂં! આ શિવાજીનું કયું કૃત્ય તને અન્યાયી લાગ્યું?"

"મહારાજ! સ્પષ્ટ બોલવા માટે મારી બક્ષજો! હમણાં જ સંપૂર્ણ કરેલા ખાનના કેસમાં અપરાધીને શિક્ષા થઇ—"

"અને મારે હાથે એમાં કાંઇ અન્યાય થયો છે, એમ તું કહેવા માગે છે!" મહારાજ વચમાં જ બોલ્યા.

"નહિ મહારાજ, તેને હું અન્યાય ક્યાં કહું છું? થએલી શિક્ષા તદ્દન યોગ્યજ છે! પરંતુ–" સગુણા જરા વિનિત સ્વરે બોલી.

"પરંતુ એટલે શું? પરંતુ કહીને અચકાય છે કેમ? મારે હાથે અન્યાય ક્યાં થયો? તે મને જણાવવું જોઇએ." મહારાજ જરા ગંભીરપણે બોલ્યા.

"પરંતુ એટલું જ કે જેણે વખતસર ઇસારત કરી આપને સાવધ કર્યા, તથા શત્રુનો ઇરાદો જાહેર કર્યો, તેની આવે પ્રસંગે તદનજ વિસ્મૃતિ? એજ જરાક આશ્ચર્યકારક જણાય છે. વાસ્તવિક અપરાધીને શિક્ષા આપતાં ઉપકાર કર્તાનું પણ થોડું ગૌરવ કરવું જોઇતું હતું." સગુણા જરા ખચકાઇને બોલી.

સગુણાના છેવટના શબ્દ સાંભળી મહારાજ વિચારમાં પડયા. શત્રુની મતલબ તેમને પૂર્વે સમજાઇ હતી ખરી પરંતુ તે સર્વ તેમના સદ્‌ગુરૂ દેવ શ્રી સમર્થ રામદાસ સ્વામીનો પ્રતાપ હતો. સ્વામીની ગણના મનુષ્ય કોટી કરતાં કેટલી બધી ઉચ્ચ! સ્વામીજી તો તે વખતે સજ્જનગઢ પર હતા. ત્યારે એવી સ્થિતિમાં તેમનું ગૌરવ શી રીતિએ કરવું? સર્વ કાંઇ તેમની જ કૃપાનું ફળ હતું, તથા સ્વામી એટલે મહારાજાનું આરાધ્ય દૈવત હતું. તેમ છતાં એકાદ સામાન્ય મનુષ્ય પ્રમાણે તેમનો આભાર માનવો એ મહારાજને સારૂં લાગ્યું નહિ. સગુણાના ભાષણથી મહારાજને જે આશ્ચર્ય લાગ્યું, તેનું કારણ ઘણું જૂદું જ હતું. ખાનની દુષ્ટ મતલબ તેને કેમ જણાઇ, એ વગેરે સર્વ અદ્‌ભુત બનાવ તેમણે હજી સુધી તો તદ્દન ગુપ્ત રાખેલો હતો છતાં આ છોકરીને ક્યાંથી માલૂમ? મહારાજ ઉંડા વિચારમાં પડયા, તથા આશ્ચર્ય મુખે સગુણા તરફ જોઇ બોલ્યાઃ "પુત્રી, તારી આ ગુહ્ય વાતે મને અતિશય આશ્ચર્ય ચકિત કરી દીધો છે! તું કહે છે તેવો બનાવ કેટલેક અંશે બન્યો છે ખરો. તે ઘણો જ ગુપ્ત છે, એવું હું અદ્યાપિપર્યંત સમજતો હતો, પણ અત્યારે એ વાત તું તદ્દન સ્પષ્ટ કહેશે, તો મારા સંશયનું સમાધાન થશે અને મારૂં મન શાંત થશે."

"બહુ સારૂ મહારાજ. એ હકીગત હું મારે મોઢે કહેવા બેસું તે કરતાં આ પત્ર જ આપને સર્વ કહેશે." એવું બોલી સગુણાએ પોતાના હાથમાંનું એક પાકીટ મહારાજના હાથમાં મૂક્યું.

સગુણા અને મહારાજ વચ્ચે થયેલા સંભાષણથી આશ્ચર્ય ચકિત થએલા સભાસદોને એથી પણ વિશેષ આશ્ચર્યનો પ્રસંગ તો હજી આગળ આવવાનો હતો. પાકીટનું બાહ્ય સ્વરૂપ જોતાંજ મહારાજ કંઇક ચમક્યા. પત્ર ફોડી અંદર લખાયલી બાબતનું અવલોકન કરતાં તેમને જે વિસ્મય લાગ્યું, તેનો પાર રહ્યો નહિ! તેઓ એક વાર પત્ર તરફ તો એક વાર સગુણા તરફ જોતા કેટલીક વાર તટસ્થ રહ્યા. એટલામાં તેમને કંઇક શંકા આવતાં પોતાનો હાથ એક વાર અંગરખાની અંદર છાતી સુધી લઇ જઇ કંઇકિ તપાસી જોવા સરખું કર્યું, તથા જોવા ઇચ્છેલી વસ્તુ ત્યાં છે, એવી જાણે ખાતરી થવા જેવું બતાવી તેઓ પુનઃ આશ્ચર્યમાં ગરક થયા હોય એવો ચહેરો કરી બોલ્યાઃ "પુત્રી, તું આમ આવ. ક્ષણ પર્યંત મારી સંમુખ ઉભી રહે. તને એક વાર બરાબર જોઇ લેવા દે. આ પત્રથી મારી શંકાનું સમાધાન ન થતાં તે ઉલટી વધે છે."

આટલી વાર સુધી મૌન બેસી જોતા માનાજીરાવનું હવે ધૈર્ય રહ્યું નહિ. તે ઉઠી હાથ જોડી નમ્રપણે બોલ્યોઃ "સરકાર! આજના દરબારમાં આ શો અપૂર્વ પ્રકાર ચાલ્યો છે? તેમાં અમને સર્વને કશી સમજણ પડતી નથી! મારી સગુણા આજે જાણે કોઈ જાદુગરણી બની છે. પણ તેનામાં એવો કયો ગુણ છે કે તે જોઇને ખુદ સરકાર સુદ્ધાં આટલા બધા સુપ્રસન્ન થયા છે! એ અમને સમજાતું નથી."

"માનાજી." શિવાજી મહારાજ થોડુંક સ્મિત કરી ગંભીરપણે બોલ્યાઃ "તમારી પુત્રી આજે મને કંઇ જૂદા જ સ્વરૂપમાં જણાય છે. આજ પર્યંતનું એનું વિચિત્ર વર્તન જો એ જ પ્રમાણે ચલાવશે તો મને જરૂર ગાંડો બનાવશે! આ બાબત જાણવાની તમારી ઇચ્છા અને તે કેમ થઈ એ સમજવાની મારી ઇચ્છા એ બંનેને પૂરી કરવી કેવળ એના જ હાથમાં છે. એ રહસ્ય એણે જ ઉકેલવું, એવી હું તેને આગ્રહથી વિનંતિ કરૂં છું."

"પણ મહારાજને આટલી ગુંચવણ શા માટે પડે છે?" માનાજીરાવે પૂછ્યું.

"હા, તે હકીગત હવે જાહેર કરવાની કંઇ હરકત નથી." મહારાજ

શાંત ચહેરે બોલ્યા: "મારા દરબારમાં મારા પર ઉપકાર કરનારનું આજે ગૌરવ થયું નહિ, એવું એ પ્રથમ બોલી, તે તમે સાંભળ્યું હશે જ."

"હા મહારાજ." તાનાજી તથા બાકીનાં મનુષ્યો બોલ્યાં.

"તેનું કહેવું સાબિત કરી બતાવવાનો હુકમ થયો ત્યારે તેણે આ પત્ર મને સ્વાધીન કર્યો એ પણ તમે જોયું જ છે." મહારાજે પૂછ્યું.

"જી, હા સરકાર." માનાજીરાવ બોલ્યા.

"અને આ પત્રમાં જ તે સર્વ ગડબડાટ છે." એમ કહી મહારાજે ખાનનો ખલીતો આવ્યા પછીથી તે પોતે શયનાગારમાં શા માટે ગયા હતા, તથા ત્યાં રામદાસ સ્વામીનું સ્વપ્નમાં કેમ દર્શન થયું, તથા તેમણે સ્વપ્નમાં કહેલી બાબત સાથે તેજ વખતે એક પત્ર પણ શી રીતે તેમને મળ્યો વગેરે બાબત કહી અને બોલ્યા: "માનાજીરાવ, ખરૂં કહીએ તો શ્રી સમર્થના સ્વપ્નના ઉપદેશ પરથી તથા વિશેષતઃ તે પત્ર પરથી જ મેં ખાનની ભેટ લેવાનું કબૂલ કર્યું હતું. ખાન સશસ્ત્ર છે, તથા મુલાકાતનો કેવળ ઢોંગ છે, એટલી સાવચેતી મને મળતાં જ હું પણ સશસ્ત્ર થયો, અને અંતે વાઘનખની સહાયતાથી શત્રુ પર જય મેળવ્યો! તમારા જેવા મારા જીવજાન સરદારોથી પણ મેં એ દર્શનની તથા પત્રની બાબત અત્યાર સુધી ગુપ્ત રાખી છે. પણ તમારી આ પુત્રીએ આપેલા પત્રને લીધે તે જાહેર કરવાની હવે જરૂર જણાય છે. માનાજીરાવ! આશ્ચર્યની વાત છે કે તે બંને પત્ર હસ્તાક્ષરમાં, વિષયમાં તેમ બહારના પાકીટમાં સુદ્ધાં તદ્દન મળતા છે! એ કેવો વિલક્ષણ ચમત્કાર!"

એ હકીગત સાંભળી પ્રત્યેકનું આશ્ચર્ય બમણું વધી ગયું. સર્વે સગુણા તરફ ધારી ધારીને જોવા લાગ્યા. હવે ખુલાસો પ્રકટ કરવાની જરૂર જોઇને સગુણાએ કિંચિત્ સ્મિત કર્યું તથા નીચું માથું રાખી બોલીઃ "સરકાર, એ સર્વ હકીગત જેવી બની છે તેવી આપના ચરણ આગળ સાદર કરૂં છું, પરંતુ તે પહેલાં મારા એક અપરાધની મહારાજે ક્ષમા આપવી જોઇએ."

"કબૂલ. અપરાધ જાણ્યા પહેલાં જ મેં ક્ષમા આપી છે પણ એક વખત અપરાધ શો છે તે કહે." મહારાજ ઉતાવળે બોલ્યા.

“ ઠીક છે. ત્યારે સાંભળો સરકાર. ” એમ કહી તે આગળ બોલી: “સરકાર! સાંપ્રત જેને ભયંકર શિક્ષા ફરમાવેલી છે તે—” અત્રે તે જરા થોભી. મહારાજે આગળના શબ્દ જાણી જરા ગંભીરપણે કહ્યું: “ નિંબાજી સાથે તારાં જલદીથી જ લગ્ન થવાનાં હતાં એજ ને ? એ અમે જાણીએ છીએ પણ હવે તેનું શું ? તે અમારો હુકમ અમાન્ય કરી ગઢ નીચે ઉતર્યો અને શત્રુના તંબુમાં જઇ તેમની સાથે સલાહ—મસલત કરી સારી બક્ષિસ લઇ આવ્યો. એવા બે અપરાધ એણે કર્યા છે—”

“ હા સરકાર. તે હું પણ કબૂલ કરૂં છું. ” સગુણા અત્યંત નમ્ર- પણે બોલી: “ પરંતુ મારી હકીગત તેનાથી જૂદી પણ તેમના અપરાધને લગતી જ હોવાથી મને તેનો ઉલ્લેખ કરવાની જરૂર પડી છે. તેઓ ત્યાં જઇ આવ્યાની હકીગત મેં જાણી ત્યારે મને સુદ્ધાં ઘણું આશ્ચર્ય લાગ્યું, તથા પોતાના અપરાધ કબુલ કરી સરકારની ક્ષમા માગવા માટે મેં તેને પુષ્કળ વિનવણી કરી, પરંતુ તેમણે હઠ છોડી નહિ. તે જ દિવસે એઓ પુનઃ ત્યાં જનાર હતા, પરંતુ ખુદ સરકાર રાત્રે પહેરો ફરતા હોવાને લીધે તે કાર્ય સિદ્ધ થઇ શકયું નહિ. પણ મારા ઉપર ઇશ્વિરની કૃપા હતી અને પિતાજી અના- યાસે તે રાત્રે સરકારની સાથે હોવાથી મને જોઇએ તેવો લાગ મળ્યો.”

“ એટલે તું શું કહે છે ? ” માનાજીરાવ એકદમ ખોંખારો કરી બોલ્યો.

“ પિતાજી ક્ષમા કરો, ક્રોધ કરશો નહિ. ” સગુણા પિતાના તરફ ફરીને બોલી: “ સરકાર સાહેબ, અમારૂં કુટુંબ સ્વામીનિષ્ઠ તથા સરકારના રાજ્ય માટે જીવ આપનાર હોવાથી ( નિંબાજી તરફ જોઇને ) એમની વાતચિત મને પસંદ પડી નહિ. પરંતુ ખાનને વચન આપવામાં તેઓ ગુંચવાઇ પડેલા હોવાથી ભુલ સુધારવાની જવાબદારી મેં મારા શિર પર લીધી અને સખ્ત પહેરો છતાં ઇશ્વિર પર ભરોંસો રાખી હું ગઢ નીચે ગઇ.”

“ શું ? અમારી સર્વેની નજર ચૂકાવીને ? ” મહારાજે સાશ્ચર્ય પૂછયું: “ હા, મહારાજ! અને તે માટે આપે મને ક્ષમા પણ કરી છે. ”

વાચક ! આગળનો વિષય સગુણાના શબ્દોમાં જ કહીને પ્રકરણ વધા- રવા કરતાં તે હવે અમે ટૂંકમાં કહેવો યોગ્ય ધારીએ છીએ. હા, સગુણા

ગઢની નીચે ઉતરી, એટલું જ નહિ પણ નિંબાજીના વેશે તે ખાનની છાવણીમાં ગઇ હતી. ત્યાં ગયા પછી હલ્લાનો વિચાર તેણે શી રીતે માંડી વળાવ્યો, તથા ખાનના માથામાં ખલિતાની સાંકળ કેવી રીતે ભેરવી દીધી વગેરે હકીગત પાછળ આવી ગઈ છે. ત્યાર પછી તે આગળ બોલી: “સરકાર સાહેબ ! એકલા ખાને જ ગઢ ઉપર જવું સારૂં છે એવી સલાહ મેં આપી હતી તે હકીગત સરકારને મેં પત્રદ્વારા વિદિત કરી છે. તે પત્ર મેં જાતે જ આપને પહોંચાડયો હતો. મારા સુદૈવે તથા સરકારના પુણ્ય પ્રતાપે તે વખતે શ્રીસમર્થને મારી દયા આવવાથી તેમણે સરકારને દર્શન દીધાં. તેમનો મારા પર ઉપકાર જ થયો છે, તેને લીધે જ આ પત્ર માટે વિશેષ તપાસ થઇ નહિ...”

“શું ! આ પ્રથમ પત્ર સુદ્ધાં તારા જ હાથનો છે?” મહારાજ વિસ્મયથી બોલ્યા.

“હા સરકાર, બંને પત્રના અક્ષર મેળવી જોશો એટલે તે સહજે જણાઇ આવશે.”

મહારાજે પોતાના અંતઃકરણ પરનો એક મોટો બોજો દૂર થવા જેવું ધારી એક દીર્ઘ નિઃશ્વાસ લઇ બોલ્યા: “એમ કે ? ત્યારે તો એ જ ખરૂં. ખાને પ્રાણ છોડતાં: “તે બીજો નિંબાજી—તેણે મને ખરેખરો ફસાવ્યો.” એવું જે કહ્યું હતું તે તદ્દન સત્ય જ છે.”

મહારાજનું હૃદય ભરાઇ આવ્યું. તેમણે સગુણાને પોતાની કન્યા જેટલા પ્રેમથી છાતી સાથે દાબી, તથા ગદગદિત કંઠે બોલ્યા: “પુત્રી, ધન્ય છે તને ! મારા જીવ માટે આ કેવું સાહસ, કેટલો પરિશ્રમ, અને કેવી અપ્રતિમ કલ્પના ? તારા આ સદ્‌ગુણને લીધે જ તું આજે અમને સર્વને માથું નીચું કરાવે છે ! તારા જેવા પુણ્યશીલ આત્માઓના બળવડે જ આ શિવાજી પોતાને રાજા કહેવડાવે છે, એમાં તલમાત્ર પણ શંકા નથી. ધન્ય છે માનાજીરાવ કે જેથી તમારે ત્યાં આવું અદ્વિતીય કન્યા રત્ન પ્રસવ્યું ! ખરે સગુણા, અમારા જેવા કેવળ નામના વીરનો તારા ધૈર્ય આગળ શો હિસાબ !”

"પણ સર્વ મહારાજાના પુણ્યનો જ પ્રતાપ! તેમાં મેં વિશેષ શું કર્યું?" સગુણા સલજ્જ બોલી.

"ગમે તેમ હો, તેં આજ અમને ચકિત કરી દીધા છે?" મહારાજ પુનઃ એક વાર તેને છાતી સાથે દાબી બોલ્યાઃ "અને આટલી બધી ખટપટ શા માટે? નિંબાજી પરના તારા શુદ્ધ તથા સાત્વિક પ્રેમને માટે? અરે રે! સગુણા, મને તારી ઘણી જ દયા આવે છે. તારા જેવા અમૂલ્ય રમણી રત્નને આવા કૃતઘ્ન અને સર્વથા હીનકર્મી સાથે ઘડી, એ મને તો બીલકુલ પસંદ નથી. પણ ઇશ્વરની જો તેવી જ ઇચ્છા હશે તો તારા ઉપકારને લીધે મારે તેને માફી આપવી પડશે. ઠીક છે. શૂરવીર પુત્રી! તારા એ અપ્રતિમ ગુણથી જ તેં આજે અમારા પ્રાણ બચાવ્યા છે, ત્યારે પછી તારા પતિના–ભાવિ–પતિના બચાવમાં મારી દયાનો ઉપયોગ શા માટે ન કરૂં? તાનાજી, તેને બંધનથી મુક્ત કરો. તેનો અપરાધ મેં માફ કર્યો છે એવું જાહેર કરો. સગુણા જેવી સુશીલ, ધર્મનિષ્ઠ અને શૂરવીર રમણી સમક્ષ રહેવાથી તેને હાથે પુનઃ એવું વર્તન નહિ થાય એવી મને આશા છે."

તુર્ત જ નિંબાજીને બંધન મુક્ત કર્યો. તે વખતનો દેખાવ ઘણો જ કરૂણામય હતો. પિતા પુત્ર બંને મહારાજને ચરણે પડયાં. મહારાજે સ્વતઃ તેમનો હાથ પકડી આસન પર બેસાડયાં. દરબારમાંના સર્વ સભાસદોનાં નેત્રમાંથી તે વખતે આનંદાશ્રુની ધારા ચાલતી હતી. સર્વ મનુષ્યો સગુણાના ધૈર્યનાં તથા કલ્પનાનાં વખાણ કરતાં હતાં.

મહારાજે પોતાની સમક્ષ સગુણાનો હાથ માનાજીરાવ પાસે, નિંબાજીના હાથમાં મૂકાવી બંનેનાં લગ્ન કરાવ્યાં. મહારાજે નિંબાજીને થોડો ઉપદેશ કર્યો. સગુણાને ચોળી બંગડી નિમિત્તે પાંચ ગામની નિમણુક કરી આપી. તે દિવસનો લંબાએલો દરબાર અંતે સુખરૂપ વિસર્જન કર્યો.

* * * * *

ત્યારે હવે શું બાકી રહ્યું? સગુણા તો પહેલાંથી જ નિંબાજીની સહભાગી થઈ હતી. પાણિગ્રહણ વિધિ બાકી હતી તે પણ થઇ ગઈ. ત્યારે

ભોજનવિધિ અને બાકીના ઠાઠમાઠને અતિ ઠાઠથી મંગળ વિવાહ થયો. માનાજીરાવ પુત્રીના લગ્નની ચિંતામાંથી મુક્ત થયો. છત્રપતિ શિવાજી મહારાજ પોતે હાજર હતા. લગ્નનો સર્વ ખર્ચ સરકારી ત્રિજોરીમાંથી અપાયો હતો. તેમ થાય એમાં નવાઇ શી ?

*   *   *   *   *

શિવાજી મહારાજની ઇચ્છા પ્રમાણે નિંબાજી પરણ્યા પછી સુધર્યો. સગુણાના પવિત્ર સહવાસમાં તે સ્વામીનિષ્ઠ—રાજભક્ત બન્યો, એટલું જ નહિ પણ પોતાની વિશ્વાસુ તથા પ્રમાણિક વર્તણુકથી તેમજ અદ્વિતીય શૌર્યથી તે આગળ જતાં છત્રપતિનો જમણો હાથ બન્યો !

## ૧૧ પ્રેમ કે સ્વામી ભક્તિ ?

( ૧ )



પૂર્ણિમાની રાત છે. રજનીનાથ ચંદ્રમા આખો દિવસ સહસ્ત્રરશ્મિ સૂર્યના અસહ્ય તેજથી પ્રકૃતિ સુંદરીને થએલાં તાપનું નિવારણ કરવા માટે વ્યોમ સિંહાસને વિરાજમાન થયા છે. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસરેલું છે. રાત્રિના પવન સાથે વિકસિત કમલિનીમાંથી પ્રસરતી સુગંધ રજ હવામાં ભળી જવાથી આજુબાજુનો પ્રદેશ સુગંધિત થઇ રહ્યો છે. વચ્ચે વચ્ચે ગામમાંનાં કૂતરાંઓનું ભસવું તથા વાયુથી હાલતાં ઝાડમાંનો અવાજ, એ જ માત્ર તે શાંતિનો ભંગ કરતાં હતાં.

એજ સમયે બે ઘોડેસ્વાર લોહગઢ કિલ્લા પરથી વિજાપુરના રસ્તા તરફ જતા હતા. અત્યારે તેઓ લોહગઢના કિલ્લાથી ઘણે દૂર નીકળી આવ્યા હતા. તેમના સારા તેજદાર ઘોડા જો કે આટલી લાંબી મજલે આવેલા હતા, છતાં પણ શ્રમનાં કંઇ પણ ચિહ્ન તેના પર જણાઇ આવતાં ન હતાં. એક સ્વારનો ઘોડો કાળા રંગનો તથા બીજાનો લાલ રંગનો હતો. બંને સ્વાર ઘોડા પર બેસવામાં કુશળ જણાતા હતા. તેમની પાસે હથીઆરમાં જોઇએ તો કમરે લટકતા મ્યાનમાં ફક્ત એક એક તરવાર જ હતી.

ઘણી વાર સુધી તે કાંઇ પણ ન બોલતાં મુંગા મુંગા માર્ગ કાપતા હતા. વચ્ચે વચ્ચે હાલતાં પાંદડાંમાંથી કોઇ જંગલી પ્રાણી જતું હોય એવો અવાજ થતાં, તે બંને "કોઇ આસપાસમાં તો નથી?" એવી શંકાથી અટકી જઇ ચારે બાજુએ જોતા હતા.

કેટલીક વારે કાળા ઘોડા પરના સ્વારે પોતાના સોબતીને કહ્યું: "તુલાજી! આપણે આથી પણ જલદી જવું જોઇતું હતું. તેઓ જો ત્યાં આવ્યા હશે તો આપણને ગાળો દેશે."

"હા, શિવાજીરાવ. પણ હવે અત્યારે શું કરવું?" કાળા ઘોડા પર બેઠેલા સ્વાર તુલાજીએ ઉત્તર આપ્યો.

"તેમ કંઇ નહિ, પણ આપણે વખતસર ગયા હોઇએ તો સારૂં. * * * એમની ઇચ્છાથી જરા પણ વિરૂદ્ધ થયું, તો તે સાપના જેવો ઉલટો જ સમજવો! આ નજીબને સ્વાધીન રહેવું કોને ગમે? પણ કહેવત છે ને કે: "ગરજે ગધેડાને પ્રણામ" તે પ્રમાણે આપણને ગરજ એટલે આપણે એને પગે પડ્યા! અને ખરૂં જ કહું તુલાજી? મને એવું લાગે છે કે આપણે એ ફંદમાં ક્યાંથી પડયા?" શિવાજી ઉદ્વેગજનક સ્વરે બોલ્યો.

"છટ્, છટ્, શિવાજીરાવ! ગમે તેમ શું લવો છો! એક વાર હાથમાં લીધેલું કામ અર્ધેથી મૂકાય જ કેમ! વાહ! વાહ! કોઈ પણ મોટું કામ દુઃખ વેઠયા સિવાય થઇ શકે ખરૂં કે? ફોકટની નથી કિલ્લેદા......" એટલું અર્ધું બોલી તુલાજી હસ્યો તથા પોતાના બોલવાની પોતાના સોબતીના મન પર શી અસર થઈ, તે ઉત્સુકતાથી જોવા લાગ્યો. તેના બોલવાની ઇચ્છિત અસર શિવાજીના મન પર થઇ ખરી! તુર્ત જ તે ઉલ્લસિત સ્વરે બોલ્યો: "ખરૂં કહે છે તુલાજી! તારા કહેવાથી જ આપણે આ ભાંજગડમાં પડયા. હાથમાં લીધેલા કામમાં યશ મળે તો—"

"યશ મળે તો શું? નક્કી યશ મળવાનો જ." તુલાજી વચ્ચે બોલ્યો: "આમ જો, ગઢ પરનાં ઘણાં માણસો આપણા હાથમાં છે. ગઢ પરના સર્વ ખાંચાખૂણા આપણે જ જાણીએ છીએ નજીબખાન, એ આ-દિલશાહીના મુખ્ય પ્રધાનની મુછનો વાળ છે. તે આપણો સહાયક, પછી

હવે શું જોઇએ? અરે, પણ આપણે ઠેકાણે આવી પહોંચ્યા."

બંને જણ ઘોડા પરથી નીચે ઉતર્યા તથા જરા આડવાટે પડયા. હવે સીધી સડક નહોતી તેથી ઘીચ ઝાડીમાંથી તેમને પસાર થવાનું હતું. બહાર જરા સ્વચ્છ ચાંદરણું પડયું હતું, પણ અંદર તો કેવળ અંધારૂં જ હતું. ઝાડીમાંથી આડીઅવળી વાટે વળતાં વળતાં સુમારે પા એક ઘડીએ તે ડુંગરની તળેટીમાં આવી પહોંચ્યા. ત્યાં આવ્યા પછી તેઓ પોતાના ઘોડાને એક ઝાડ સાથે બાંધી ડુંગર ઉપર ચઢવા લાગ્યા.

આ સ્થળ એટલું તો ભયંકર તથા નિર્જન હતું કે દિવસે સુદ્ધાં અહીં કોઈ પણ મનુષ્ય ફરતું જણાતું નહોતું. પછી આવી મધ્ય રાત્રિએ તો કોઇ હોય જ ક્યાંથી ? બે બાજુએ ઉંચા ડુંગર અને ત્રીજી બાજુએ ગીચ ઝાડી. આજ ડુંગર પર સુમારે પચાશ ડગલાં ઉપર ગુફામાં એક બોભણુ હતી, તે બોભણુની આજુબાજુની જગા દશ બાર હાથ છૂટી તથા સપાટ હતી. બોભણુના ઉપરના ભાગમાં એક મોટો વિશાળ પત્થર બોભણુની ઉપર નીકળી આવેલો હોય એમ જણાતું હતું. આ પત્થર પર એક તૂટી પડેલી ભેખડ હતી, તથા તેની સાથે જ બીજો એક તેવો જ પત્થર હતો. એ બંને પત્થર તથા તે ભેખડની વચ્ચે એવી એક સફાઇદાર જગા હતી, કે ત્યાં નીચે બેઠેલા મનુષ્યને પોતાના સાન્નિધ્યની જાણ ન થવા દેતાં એક મનુષ્યને ત્યાં જોઇએ તેટલી વાર છૂપાઇ રહી નીચેના માણસનું સર્વ સંભાષણ ઉત્તમ રીતે સાંભળવાની સગવડ હતી.

એવા નિર્જન સ્થળે એક અલમસ્ત મુસલમાન એક સરખી રીતે ટેહેલ કરી રહ્યો હતો. તેનું મુખ ક્રુર જણાતું હતું. તે ઉત્સુકતાથી ચોક્કસ લક્ષ્ય રાખી માર્ગ તરફ વારે વારે જોઈ નિરાશ થવાથી કંઈ ક્રોધના શબ્દો ઉચ્ચારતો હતો.

આપણા પૂર્વ પરિચિત બન્ને ઘોડેસ્વાર તેની પાસે આવતાં જ તેની મુખમુદ્રા એકદમ બદલાઈ. તેને સંતોષ થયો, અને ક્રોધ શાંત પાડી બોલ્યોઃ " બેવકૂફ ગદ્ધાઓ ! આટલું બધું મોડું શા માટે કર્યું ? તમારા બાપના કંઇ નોકર છીએ કે તમારી અહીં વાટ જોતા બેસીએ ?..."

હજી પણ તે આગળ બોલતો હતો, પરંતુ તુલાજી એકદમ વચ્ચે જ બોલ્યો: “ ખાન સાહેબ ! અમને મોડું થયું, તે માટે માફ કરો. આખરને વખતે કાંઈ જરૂરી કામ નીકળતાં આવવાનો વખત ચૂકી ગયા. ”

ખાન તુર્તજ નરમ પડયો. “ વારૂ, ચાલો, હવે આપણે અંદર જઈએ, અને ત્યાં જ સર્વ વાતનો વિચાર કરીએ. ” તે બોલ્યો.

ત્રણે જણુ ઉપર કહેલી ખોભણમાં જઈ બેઠા. એટલામાં તેને ઉપર કહેલી પાછળની બાજુએ કંઇક ખખડવાનો અવાજ સંભળાયો. ત્રણેએ કાન ધર્યા, પરંતુ કયાંએ કંઈ પણ પુનઃ સાંભળવામાં ન આવતાં વાયુ વાવાથી પાંદડાંઓ હાલતાં હશે એમ ધારી તેમણે પોતાના મનને સંતોષ પમાડયો. આવા નિર્જન સ્થળે, મધ્ય રાત્રિએ કોણ આવે એમ તેઓને લાગ્યું. પછી ત્રણે વચ્ચે નીચે પ્રમાણે સંભાષણ ચાલુ થયું.

“ વારૂ, અમારી સર્વ શરત તમને કબૂલ છે તો પછી બોલો, અમારા કહેવા પ્રમાણે તે છોકરી અમારે સ્વાધીન કરવાને તમે તૈયાર છો ? અહાહા ! તેનું નામ નીકળતાં જ આંખો આગળ તે પરીની સુંદર મૂર્તિ આવી ઉભી રહે છે. તે જો અમને મળે—નહિ, બસ તે અમને મળવી જોઇએ અને તમે પણ તે મેળવી આપવાને અમને વચન આપ્યું છે. બોલો, કબૂલ છે ને એ વાત ? ” ખાન બોલ્યો.

“ હા, કિલ્લેદારની પુત્રી અમે તમને મેળવી આપીશું ખાન સાહેબ. ” શિવાજી તથા તુલાજી બંને એકદમ સાથે જ બોલ્યા: “ પણ તમારે તમારૂં વચન પાળવું પડશે હોં ! ”

“ તેની તમે ફીકર ના કરો, મીર જુમલા સાહેબના મનમાં પાકે પાયે ઠસાવ્યું છે, કે એ કિલ્લેદાર શિવાજી સાથે સામેલ થયો છે.” ખાન બોલ્યો.

“ વારૂ, પછી દિવસ તો ઠેરવો. ” શિવાજી બોલ્યો.

“ અત્યારે આપના કાર્યને માટે ઉત્તમ સમય શોધી કાઢું ? આમ જુઓ. આજથી પંદરમે દિવસે તે છોકરીનો જન્મ દિવસ છે, અને તે દિવસે છે અમાવાસ્યા. જુઓ, આપણા કાર્યને સર્વ વાત કેવી અનુકૂળ આવે છે ? લો, તે દિવસે નોકરી પણ બંધ છે, તેમ અંધારી રાત્રિ છે. તે દિવસે તમે તમારા

વિશ્વાસુ માણુસને ગઢ નીચેના ભાગમાં મોકલી આપજો એટલે અમે રાત્રે—"

"નહિ, નહિ, મનુષ્ય બનુષ્ય કંઇ નહિ. આવું કામ બીજાને સોંપવું વાજબી નથી. ત્યારે તો હું જાતે જ ત્યાં આવીશ." ખાન વચ્ચે જ બોલ્યો.

"સારૂં જ થાય, જો તમે આવો તો! પછી રાત્રે અમે તમને ગઢ પર જવાનો ચોર રસ્તો બતાવી આપીશું. તથા ઉપર જઇને પણ સર્વ ખાંચાખુણા સમજાવી દઇશું. તે દિવસે—અમાવાસ્યાએ તમે તમારૂં સૈન્ય ગઢ નીચે તૈયાર રાખજો. પ્રસંગ આવે ઉપર બોલાવવા કામ આવે. ઘણું સૈન્ય અમારા બંદોબસ્તને લીધે લડાઈ કરવા અસમર્થજ હશે. જો કદાચિત્ અડચણ આવી, તો બાદશાહનો હુકમ આપની પાસે તૈયાર જ છે. પહેલવહેલાં તે છોકરીનો રસ્તો લેવો કે અમે પછી વચનના બંધનમાંથી મુક્ત થયા. તમે કિલ્લેદારને હુકમ બતાવી કેદ કરો! અને વિજાપુર મોકલી દો. પછી માત્ર તમારે તમારૂં વચન પાળવું જોઇએ."

આ પ્રમાણે સલાહ કરી, તે પ્રમાણે પ્રત્યેકે વર્તવાનું નક્કી કર્યું. પરસ્પર પ્રતિજ્ઞા થયા બાદ તે ત્રણે જણ નીચે આવ્યા અને પોતપોતાને રસ્તે પડયા.

( ૨ )

લોહગઢ કિલ્લો તેના નામ પ્રમાણે ખરેખર મજબૂત હતો. કૃષ્ણા નદીની દક્ષિણે વાઈ પાસે સુમારે ૧૫ મૈલ દૂર આ કિલ્લો છે. એની પૂર્વે પાંડવગઢ, કમળગઢ તથા બીજા એક બે કિલ્લા વાઇના મોકાસદારના તાબામાં હતા. ઉત્તર તરફનો ઘણો મુલક જાવળીના ચંદ્રરાવ મોરેના તાબામાં હતો. પશ્ચિમે તથા દક્ષિણે આવેલા કાંગોરી, તુંગ, ભોરપ, રાજમાચી વગેરે કિલ્લા હમણાં જ શિવાજી મહારાજે મોગલો પાસેથી જીતી લીધા હતા.

પ્રસ્તુત કથાનક ઇ. સ. ૧૬૫૦ ને સુમારે બન્યું હતું. આ સમયે શ્રી છત્રપતિ શિવાજી મહારાજનો યશ દુંદુભિ ચારે તરફ ગર્જવા લાગ્યો હતો. આજે આ કિલ્લો લીધો તો કાલે અમુક કિલ્લેદારે મળી જઇ પોતાનો કિલ્લો સ્વાધીન કર્યો, તો પરમ દિવસે રસ્તે જતો શાહેનશાહી ખજાનો લૂટયો. એમ એક બે નહિ પણ સેંકડો બાતમી નિત્ય વિજાપુર પહોંચી ત્યાંના દરબારી મંડળને ગભરાટમાં નાખતી. આ સમયે રણદુલ્લાખાન તથા મીરજુમલા, એ

બંને વિજાપુરના આદિલશાહી દરબારમાં પ્રધાન હતા. તે પૈકી રણદુલ્લાખાન ઘણો જ નિયમિત્ત, બુદ્ધિમાન, તથા સમયાનુસાર ઉત્તમ સલાહ આપનાર બાદશાહનો પ્રમાણિક નોકર હતો. પરંતુ બીજો પ્રધાન મીરજુમલા બાદશાહના મુછનો વાળ હતો. તે જે કરે તે પૂર્વ દિશા. એ ખાનસાહેબ ઘણા દુર્વ્યસની હોવાને લીધે કુમાર્ગે વળેલાં મનુષ્યો એની આસપાસ તુર્તજ જામી ગયાં. દરબારમાં પણ તેનાજ મંડળનું પ્રાબલ્ય વધતું ચાલ્યું. એવી સ્થિતિ થતાં ખરા નોકરની કિંમત રહી જ નહિ! પળે પળે તેમનું અપમાન થતું. એવું જોઇ રણદુલ્લાખાને પોતાનો હાથ રાજ્યકારભારમાંથી કાઢી લીધો.

નજીબખાન એ મીરજુમલા ખાનસાહેબનો નજદીકનો કંઇકિ સગો થતો હતો. નજીબખાનના પર મીરજુમલાખાનની ઘણી જ પ્રીતિ હતી. પોતાને માટે બીજાને ગમે તેટલો ત્રાસ પડે તો પણ તે તેણે શોષવો જ જોઇએ, એવું સમજનારા જે કાંઈ ગણ્યાગાંઠા મનુષ્યો હોય તેમાંનો નજીબખાન એ એક હતો. પોતાની ઇચ્છા, પછી તે ગમે તેવી અસાધ્ય હોય, પણ તે પૂર્ણ થવી જ જોઇએ, એવો તેનો દૃઢ નિશ્ચય હતો. લોહગઢના કિલ્લેદાર થવાનો નજીબખાનને પ્રથમથીજ ઇરાદો હતો. લોહગઢનો જૂનો કિલ્લેદાર બદલાયો, તેજ વખતે એ ખાનસાહેબે મીરજુમલા મારફતે તે જગા પોતાને મળે એવી ખટપટ કરી હતી, પરંતુ પાછળ કહ્યા પ્રમાણે તે વખતે રણદુલ્લાખાનનું દરબારમાં વજન હોવાથી વિજાપુર દરબારમાંથી જિવાજીરાવ દેશમુખની ત્યાં નિમણૂંક થઇ હતી. કેટલાક સમય બાદ રણદુલ્લાખાને કારભારમાંથી હાથ ખેંચી લીધો, ત્યારે આ રાજેશ્રી સારા ફાવ્યા! તેણે હવે મીરજુમલા આગળ રોજ રોજ ટહેલ નાંખવા માંડી હતી. તેથી કેટલેક દિવસે પણ તે જગા આપણને મળશે, એવી તેની પાકી ખાતરી હતી. એ સિવાય દુષ્ટ નજીબખાનનું મન, જિવાજીરાવની એકની એક સુસ્વરૂપ ચંપા નામની પુત્રી પર ચોંટયું હતું. હરેક પ્રયત્ને તેને મેળવવી એવી તેની ઇચ્છા હતી.

નજીબખાનનો દુષ્ટ હેતુ સિદ્ધ થવાનું એક સાધન પણ ઉપસ્થિત થયું. તે એ હતું કે, લોહગઢ પર પહેલાંનો સટવાજી નામનો એક મહત્ત્વાકાંક્ષી મરાઠો હતો. માજી કિલ્લેદારની પછી પોતાને કિલ્લેદારી મળે, તે માટે તેણે

ખટપટ શરૂ કરી હતી. પરંતુ તેની ઇચ્છા સફળ થઈ નહિ, તથા હજી પણ સફળ થવાનાં ચિહ્ન પણ જણાતાં નહતાં. તેથી કુમાર્ગનું અવલંબન કરીને પણ તે કાર્ય સાધવું જ જોઇએ એવો નિશ્ચય કરી તેણે ત્યાંના જ તુલાજી નામના મનુષ્યને પોતાના હાથમાં લઇ તે દિશા પકડી પ્રયત્ન કરવા લાગ્યો. તેને બાતમી મળી કે, નજીબખાનનું મન ચંપા પર છે. તેથી વિષયલંપટ ખાનને તે યુવતી મેળવી આપવાનું કબૂલ કરી તેની પાસે પ્રયત્ન કરી જોવાની ઇચ્છાથી તેણે ખાન પાસે તે વાત કહી જણાવી. ખાનને તો એટલું જ જોઇતું હતું. તે તો એ વાતની વાટ જ જોતો હતો; આવો બમણો લાભ લઇ લેવાનો અદ્વિતીય લાગ આવતાં તે નકામો જવા દે, એવો મૂર્ખ નહતો. હરામખોર મરાઠાને બરાબર ફસાવી પોતાની યુક્તિ અમલમાં મૂકવી, એવો તેણે ધાટ ધડયો. તે ઉપર ઉપરથી માત્ર સટવાજીરાવને મદદ કરે છે, એવું બતાવતો હતો.

ગમે તેમ થાય, તોપણ લોહગઢ કિલ્લો પોતાના તાબામાં લેવાનો શિવાજી મહારાજનો દૃઢ નિશ્ચય હતો. કારણ કે જે જગાએ એ કિલ્લો બાંધેલો હતો, તે જગા ખરેખરા ઉપયોગની હતી. ત્યાંથી ભોંય તળીઆંનો ૪–૫ મૈલનો ટાપૂ એક કિલ્લેદારના તાબામાં સહજ રાખી શકાતો હતો. તેની પશ્ચિમે આવેલા રાજમાચી કિલ્લાના કિલ્લેદારને કોઇ યોગ પ્રાપ્ત થતાં જ તે કિલ્લો તાબે કરવાનો પૂર્ણ અધિકાર તેને આપી મૂકયો હતો. રાજમાચીનો કિલ્લેદાર સર્જેરાવ પહેલાં મોગલનો નોકર હતો, પરંતુ આગળ જતાં તે શિવાજી મહારાજના છત્ર નીચે ગયો અને તે કિલ્લો તેણે મહારાજને સ્વાધીન કર્યો હતો. પૂર્વે તે વિજાપૂરમાં હોવાથી રાજમાચીના કિલ્લેદાર સર્જેરાવની તથા જિવાજીરાવની ઘણીજ મૈત્રી હતી. સર્જેરાવનો પુત્ર વિશ્વાસરાવ તથા ચંપા એ બન્ને નાનપણથી સાથે ઉછરવાથી તેમનાં મન પ્રેમ રજ્જુથી ધટ્ટ જોડાયાં હતાં. એ બંનેનાં લગ્ન કરીને પહેલાંથી ચાલતો આવેલો સ્નેહ દૃઢ કરવો એવી બંને કિલ્લેદારની ઇચ્છા હતી. પરંતુ સર્જેરાવ શિવાજી મહારાજ સાથે સામેલ થવાથી તે કાર્ય મુલતવી રહ્યું. જિવાજીરાવના મત પ્રમાણે શિવાજી એક લુટારો હતો. બાદશાહત આગળ તે

કોણ માત્ર ! કેવળ કેટલાક ઉદ્ધત તરૂણને છંદે લાગી પોતાની જીંદગીનું તે નુકશાન વ્હોરી લે છે, એવું તેને લાગતું હતું.

પરંતુ જ્યારે જિવાજીરાવ અને સર્જેરાવે સ્નેહ તોડયો, ત્યારે ચંપા તથા વિશ્વાસરાવનો પ્રેમ જેવો ને તેવો જ રહ્યો. કિંબહુના ઉલટો વધતો જ ગયો. નિર્વિકારી પ્રેમ-પ્રવાહને કોઇ પણ વાતની અડચણ નડતી નથી ! તેના ઉપર ગમે તેવા આઘાત થવા છતાં પણ તે અવ્યાહત ચાલુ રહેવાનો જ ! ગમે ત્યારે પણ જિવાજીરાવનું મન મહારાજ તરફ વળશે એવી તે બંનેને પાકી ખાતરી હતી. તેથી તે કલ્યાણકારક સમયની બન્ને ચાતકની પેઠે રાહ જોતાં હતાં.

## ( ૩ )

આજે અમાવાસ્યા છે. પહેલા પ્રકરણમાં મળેલા મનુષ્યની મુલાકાત થયાને આજે બરાબર પંદર દિવસ થયા છે. આજે ચંપાનો જન્મ દિવસ હોવાથી કિલ્લા પર જ્યાં ત્યાં આનંદ આનંદ જણાતો હતો. વ્યવસ્થા માટે નિયત કરેલા સૈન્યને પણ ગમે તે પ્રકારની મજાહ ઉડાવવાની આજે પૂર્ણ છૂટ આપેલી છે. માત્ર સટવાજીરાવ જ સવારથી કંઈ વિશેષ કામમાં ગુંથાઇ રહ્યા છે.

બે પ્રહરને સુમારે ૧૦-૧૨ તદ્દન સાદો પોશાક ધારણ કરેલા માવળા હેલકરીઓ ગઢ પર જતાં કેટલાકની નજરે પડયા પરંતુ તેમને મુખે સટવાજીનું નામ સાંભળતાં તેમને કાંઈ અડચણ નડી નહિ. ગઢ પર પહોંચતાં વાર તેઓ કયાં અદૃશ્ય થયા તે કોઇએ જાણ્યું નહિ કારણ કે કોઇને પણ તેમનાથી અડચણ થઈ નહતી, અને જો કદાચિત હશે તો પણ કોઇએ તે તરફ વિશેષ લક્ષ્ય આપ્યું ન હતું.

રાત પડી. સર્વ પૃથ્વી પર ગાઢ અંધકાર છવાઈ ગયો. કિલ્લામાંના સર્વ જણ-પહેરેગીર સુદ્ધાં-નિદ્રાવશ થએલા છે. જ્યાં ત્યાં સ્તબ્ધતા પ્રસરેલી છે. વચ્ચે વચ્ચે માત્ર ગધેડાં ભૂંકવાના, ચક્રવાકના વિલાપના તથા અર્ધ જાગ્રતાવસ્થામાં પડેલાં કોઈ પ્રાણીના શબ્દ તે નિસ્તબ્ધતાનો ભંગ કરતા હતા.

એ સમયે નખશિખ પર્યંત કાળો પોશાક ધારણ કરેલા બે જણ કિલ્લાના તટ પર દબાતા દબાતા ફરતા હતા. વચ્ચે વચ્ચે તે થોભતા, તથા

કાન ધરી પુનઃ ચાલવા લાગતા, જરા કંઈ ખખડાટ થયો કે તુર્ત બ્હીને એકદમ અટકી જતા. પણ ત્યાર પછી ત્યાં કોઈ નહિ હોવાની ખાત્રી થયા બાદ પોતાનો ક્રમ શરૂ કરતા હતા. શું તે પહેરેગીરો તો નહિ હોય ? ના, ના, બિલકુલ નહિ. તેમ હોય તો એકાદ કોઈ ચોક્કસ જગા તરફ તે ચાલ્યા જ જાય ! તેની તે ચાલવાની ઢબ, દબાઇને બેસવું, બ્હીવું, વગેરે ચિહ્નો પરથી જણાય છે કે તેઓ પહેરેગીર તો નહતા. ત્યારે પછી મધરાતે તેમનું અહિં કામ શું ? પણ જુઓ, તે પૈકી એક જણે બૂમ પાડી "સટવાજીરાવ." જુઓ પેલો એક પુનઃ પુનઃ બૂમો મારે છેઃ–

" સટવાજીરાવ. " " અહો સટવાજીરાવ " જરા અહીં આવો.

" કેમ ? કાંઈ જુએ છે કે નહિ ? " સટવાજી બોલ્યો.

" ત્યાં જુઓ, નીચે કોઇ પણ આવતું જણાય છે. " " મૂર્ખ છે. કેવળ ભાસ છે. "

" નહિ હો; એ ભાસ નથી. હું ખાતરીથી કહું છું કે કોઇ મનુષ્ય ઉપર આવે છે. " કહેવું જોઈએ કે તે મનુષ્ય તુલાજી હતો.

કેટલીક વાર થોભી તે પુનઃ બોલ્યોઃ " સટવાજીરાવ, તમે ગમે તેમ કહો પણ તે જરૂર ઉપર આવે છે તે આપણા જ પૈકીનો છે, કે કોઈ બીજો ? આપણે જરા બાજુએ જઇએ તો સારૂં. "

બંને જણ તટની બાજુએ થયા. કેટલીક વારે તેના જેવો જ કૃષ્ણ વસ્ત્ર ધારણ કરેલો, દાઢી મૂછ સાથે મુખ તદન ઢાંકી દીધેલું એવા એક પછી એક મનુષ્યો જણાવા લાગ્યાં. એક આવ્યો, બીજો આવ્યો, એમ કરતાં પાંચ જણ આવ્યા. સર્વે તટ પર મુંગા ઉભા રહ્યા. તેઓ પોતાના હથિઆરો પોતાની સાથે સંભાળથી લાવ્યા હતા.

" આવ્યા સર્વે જણ ? " તે પૈકીના પહેલાએ પૂછ્યું.

" હા, ખાન સાહેબ. " સહુથી છેલ્લાએ ઉત્તર આપ્યો.

" બહુ સારૂ, આપણે દરેક જણ તટ નીચે ઉતરો, તે હરામખોર ક્યાં છે ? તે પ્રથમ જોવું જોઇએ ! "

સર્વે જણ તટ નીચે ઉતર્યાં. પહેલા મનુષ્યે એક ખાસ પ્રકારની ઇશા-

રત કરી, તે સાથે બે મનુષ્યો તેની આગળ આવી ઉભા રહ્યા.

"કેમ ? આવ્યા ખાન સાહેબ ! સાથે કેટલાં માણુસ લાવ્યા છો ?" તે પૈકીના એકે પૂછયું.

"ઘણાં નહિ, ફક્ત પાંચ જ છે. સઘળા તમારા હાથમાં છે. જો દગ-લબાજી કરી તો યાદ રાખજો !"

"ખાન સાહેબ ! આવું શું બોલો છો ? ચાલો, હવે વખત ગુમાવ-વાની જરૂર નથી. અહીંનું કામ થયું કે પછી તુરત સૈન્ય ઉપર બોલાવીએ."

સર્વ જણ ચંપાના મહેલ તરફ જવા લાગ્યા. સર્વની આગળ તુલાજી, અને નજીબખાન તથા સટવાજી સર્વથી છેલ્લા હતા. દરવાજા સુધી સર્વ ક્ષેમ કુશળ આવી પહોંચ્યા. કોઇ પણ પ્રકારની અડચણ નડી નહિ. સટવાજીની વ્યવસ્થા જોઇ ખાન ઘણો ખુશ થયો. ચારે દરવાજા ઉઘાડી એ લોકો જેવા અંદર ઘુસતા હતા તેટલામાં જ પાછળથી કોઇએ સટવાજીને એકદમ હડસેલો માર્યો અને આંખોની પાંપણ મીંચાઇને ઉઘડે તેટલામાં તેને જમીન પર પાડી દોરીથી સજ્જડ બાંધી લીધો. એ કામ એટલી ઉતાવળથી થયું, કે જેથી શું થયું તેની આગળના મનુષ્યોને બીલકુલ ખબર પણ થઇ નહિ. "તુલાજી ! ઘાત થયો !" એમ તે બોલે છે, એટલામાં આઠ નવ મનુષ્યે બાકીના સર્વની નિમિષ માત્રમાંજ ગાંસડી બાંધી !

પ્રથમ આ લોકો કોણ છે ? અહીં કેમ આવ્યા ? વગેરે કાંઇ પણ સટવાજીને કિંવા કોઇને પણ સમજાયું નહિ. અતિશય આશ્ચર્યથી અને બ્હીકથી તેઓ કેવળ હરી જ ગયા હતા. એટલામાં જેણે સટવાજીને પકડયો હતો, તે મનુષ્ય બોલ્યો: "કેમ ! ભાવિ કિલ્લેદાર સાહેબ ! આપે મને ઓળખ્યો કે ? કિલ્લેદારની પુત્રીને નજીબખાનના હાથમાં આપી આપ કિલ્લે-દાર થવાના હતા કેમ ?" તે ખાન તરફ વળી બોલ્યો: "નજીબ ! તું સમજતો હશે, કે મારૂં સૈન્ય નીચે છે, તેને તુર્ત જ ઉપર બોલાવી આણીશ, પણ તે કેવળ ભ્રમ છે. તારા સિપાહીઓ પૈકીના કેટલાક તો સ્વર્ગમાં તારી રાહ જુએ છે, અને કેટલાક મરાઠાઓના હાથમાં તારા જેવી જ સ્થિતિ અનુભવે છે ! જો કાંઇ પણ ચૂં કે ચાં કરશે, તો તને અને તારા બેવકૂફ

સોબતીઓને તારા દોસ્તોની મુલાકાત લેવા મોકલી આપીશ." પુનઃ સટવાજીની તરફ વળી તે બોલ્યોઃ "સટવાજીરાવ ! મને તમારી દયા આવે છે. હવે તમે મારી સાથે ચાલો કિલ્લેદાર પાસે. ત્યાં સર્વ વાત તમારે મુખે કબૂલ કરો. કિલ્લો અમારો છે. દશ પંદર મિનિટમાં જ એક હજાર મરાઠી સૈન્ય તમારી આગળ ઉભું રહેશે. તમે જો સર્વ વાત કબૂલ કરશો તો મહારાજા પાસે જીવતદાન અપાવવાનું હું આશ્વાસન આપું છું પણ તેમ કબૂલ ન કરવું હોય તો કહો, અત્યારે જ આ બંધ પરથી લોથપોથ બાંધી ફેંકી દઉં. પછી ભોગવો કિલ્લેદારી સ્વર્ગમાં કે નર્કમાં !"

સટવાજી હવે બરાબર સમજી ચૂક્યો, "કે આ શિવાજી તરફના માણસો છે. રાજમાચીના કિલ્લેદારનો પુત્ર વિશ્વાસરાવ આપણી સમક્ષ ઉભો છે. અમારા પર જાપતો નાખી એણે ખરેખર ઉત્તમ યોગ સાધ્યો છે." કૃતકર્મનાં ફળ ઇશ્વર તુરત જ આપે છે, એની પાકી ખાતરી થઇ. અત્યારે તેને પશ્ચાત્તાપ થતો હતો; તે મહારાજનો સ્વભાવ પૂર્ણપણે જાણતો હતો. "બનેલી સર્વ વાત જો હું કબૂલ કરીશ તો કંઇ પણ છુટકો થશે." એમ સમજી તે વિશ્વાસરાવ સાથે જવાને નીકળ્યો.

ખાન તથા તેના સાથીઓ હવે નાઇલાજ થયા. "એ મરાઠો કહે છે, તે જ પ્રમાણે વસ્તુસ્થિતિ છે, એમ તેને તુરત જ સમજાયું. હવે એની સાથે ન જવું તે કાલનું મરણ આજે જ બોલાવવા જેવું છે." એવું સમજી ચૂકવાથી તેઓ પણ વિશ્વાસરાવ સાથે જવાને કબૂલ થયા.

વાત કરતાં કરતાં મળસ્કું થયું. દશ પંદર મિનિટમાં નીચેનું સઘળું મરાઠી સૈન્ય ઉપર આવ્યું. પહેલવહેલાં વિશ્વાસરાવે ગઢ પરના સર્વ સિપાઇઓને કેદ કર્યા, અને મોર્ચેબંધી કરાવી. કોઇ પણ નીચેના માણસને ઉપર અને ઉપરના માણસને નીચે જવા દેવું નહિ, એવી સખ્ત તાકીદ આપી. અને પછી સર્વ કેદીઓને સાથે લઈ તે ચંપા સહિત જિવાજીરાવની મુલાકાત લેવા નીકળ્યો.

વિચારોમાં ગુંચવાતા જિવાજીરાવને ઉંઘ આવી નહતી. હમણાં તેની આંખો જરા મીંચાઇ હતી, એટલામાં બહાર ચાલતો ગડબડાટ તેના કાન

પર આવ્યો. એ ધાંધલની તપાસ કરવા તે જાતે જ બહાર આવ્યો. બહાર નીકળી જોતાં ગઢ પરનું સર્વ સૈન્ય તેને કેદ થએલું જણાયું. જ્યાં જુએ ત્યાં મસાલોના અજવાળામાં મરાઠી સૈન્ય વ્યવસ્થાપૂર્વક ઉભું રહેલું જણાય છે. "આ શો ઉપદ્રવ છે?" એવો તે વિચાર કરે છે, એટલામાં ચંપા તથા વિશ્વાસરાવ એકદમ તેની સમક્ષ આવી ઉભાં રહ્યાં. તે બંનેએ તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

"કોણ ચંપા? તું આટલી રાતે કોની સાથે આવી?" જિવાજીરાવે ગભરાતાં પૂછ્યું. તે આશ્ચર્યથી એટલો બધો વ્યાકૂળ બન્યો કે હવે શું બોલવું, તે પણ તેને સુઝયું નહિ. અને "આ કોણ વિશ્વાસરાવ! એને ગઢ પર કોણે આવવા દીધો? આ કેદ કરેલાં માણસ કોણ છે? ઓ, આ તો સટવાજી, અને તુલાજી, અને અરે બાપરે! આ તો નજીબખાન! રે આ શું તોફાન? આ શું થયું? કેમ હરામખોરો? તમે સર્વ જણ શું કરતા હતા? બોલો સર્વ હકીકત કેમ બનવા પામી?"

તેનો ક્રોધ હદ પાર ગયો. તેને તુરત જ તમ્મર આવવાથી નીચે ગબડી પડયો. વિશ્વાસરાવ તથા ચંપા તેની પાસે બેસી પવન નાખવા લાગ્યાં.

થોડી વાર પછી તે સાવધ થયો, અને બોલ્યો: "કોણ છે અહીં? લાવી આપ પેલી તલવાર મને! અને જોવા દે મને તે ચોરને કે કયો માઇનો પૂત હું હયાત છતાં મારો કિલ્લો લેવા માગે છે?"

"મામા સાહેબ!" વિશ્વાસરાવ નમ્રતાથી બોલ્યો: "શાંત થાઓ. ચંપા આપને હમણાં સઘળી હકીગત કહેશે."

"નહિ, નહિ! હું જ તે સર્વ હકીગત કહું છું." સટવાજી વચ્ચે જ બોલ્યો: "મારે મોઢે જ તે વાત કહેવા દો અને મને મારા પાપનું થોડું ઘણું પ્રાયશ્ચિત કરવા દો."

તેણે અથથી ઇતિ પર્યંત સર્વ હકીગત જિવાજીરાવને કહી સંભળાવી.

જિવાજીરાવનો ક્રોધ તુરત અસ્ત પામ્યો. કંઇક શરમથી, કંઇક કૃતજ્ઞતાથી તેણે વિશ્વાસરાવનો હાથ પકડી તેની પીઠ થાબડી. વિજાપુર દરબારની સ્થિતિ જોઈ તેની નોકરીનો તેને કંટાળો આવતો હતો. સાચા નોકરની ત્યાં

કિંમત જ નથી, એવી તેની ખાતરી થઇ હતી. સામ્પ્રત અતિ ઉત્તમ યોગ આવેલો સમજી તેણે કિલ્લો વિશ્વાસરાવને સ્વાધીન કર્યો.

થોડા જ વખતમાં જ્યાં ત્યાં સઘળે સ્થિર સ્થાવર થઇ ગયું. મરાઠી સૈન્ય બીજે દિવસે કિલ્લા પર યોગ્ય બંદોબસ્ત કરી પાછું ગયું.

સટવાજી, તુલાજી તથા નજીબખાન; એ ત્રણનું શું થયું ? તે કહેવાનો પ્રસ્તુત કથાનકનો ઉદ્દેશ ન હોવાથી વાચકને જ તે સંબંધી કલ્પના કરવાનું સોંપી અમે મુખ્ય વાત તરફ વળીશું.

કેટલેક દિવસે જલદીથી મહારાજા સંમુખ ચંપા તથા વિશ્વાસરાવનું મોટી ધામધૂમથી લગ્ન થયું. વિશ્વાસરાવને લોહગઢની કિલ્લેદારી મળી. જિવાજીરાવ પોતાની પુત્રી સાથે ત્યાં જ રહેતો હતો.

સર્વ વાત સંપૂર્ણ થઇ, પરંતુ અદ્યાપિ એક ગુંચવણ ઉકેલાઈ નથી. તે ગુંચવણ એ જ છે, કે વિશ્વાસરાવે ઉપરોક્ત જે સાહસ કૃત્ય કર્યું, તેનું મૂળ કારણ શું હતું ? "**પ્રેમ કે સ્વામીભક્તિ ?**"

વાચક ! આપ જ એ કોયડો ઉકેલી લો !

---

## ૧૨ વૈરાગીની બક્ષીસ !



આમારી કથાનો ઈ. સ. ૧૬૬૪ માં આરંભ થાય છે. તે વખતે શહેનશાહ ઔરંગઝેબ દિલ્હીપતિ હતો. તેણે કાશ્મીરથી કન્યાકુમારી સુધીનો પ્રદેશ પોતાના તાબામાં લેવાનો પ્રચંડ યત્ન કર્યો હતો. દક્ષિણમાં શિવાજી મહારાજ હિંદુ સ્વરાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરતા હતા. મરાઠા સાથે મોગલોની પહેલી લડાઈ શરૂ થઇ હતી. મહારાજા શિવાજીએ પોતાના બાળપણના પુનામાંના ઘરમાં મોગલ સરદાર સાહિસ્તખાનની કેવી સ્થિતિ કરી હતી, તે મહારાષ્ટ્રીઓથી અપરિચિત નથી. આ બનાવ ભાદરવા માસમાં બન્યો હતો. અમારી આ કથા તે પછીના મહીનામાં બની છે.

સ્થળ સહ્યાદ્રિમાંનું એક અરણ્ય. વિજયાદશમી (દશેરા)નો દિવસ

હતો. વૃક્ષો પર અને પર્વતોનાં શિખરો ઉપર તથા ખાઇઓના કિનારા ઉપર અસ્ત થતાં સૂર્યનાં સુવર્ણમય કિરણો પડતાં હતાં. મોટી મોટી ગુફાઓના અંતર્ભાગમાં અંધકાર પોતાનું ભીષણ સ્વરૂપ અધિકાધિક પ્રગટ કરતો હતો. ખીણ–કોતરોમાં સર્વત્ર એકાંતવાસનું સામ્રાજ્ય પ્રસર્યું હતું. કોઇ કોઈ ઠેકાણે માણસોથી જેમ તેમ કરીને જઇ શકાય એવા અસ્પષ્ટ પગ રસ્તા મોટા મોટા વાંક લઇ પડેલા દેખાતા હતા. કોઇક ઠેકાણે ભિલ, તલાવીઆ વગેરે જંગલી લોકોએ ગોઠવી મૂકેલા મોટા પત્થરોના ઢગલા જોવામાં આવતા હતા. આસપાસનો પ્રદેશ લીલાછમ ઘાસથી છવાએલો હતો, અને તેમાં ચિત્રવિચિત્ર રંગનાં નાનાં નાનાં ફુલઝાડો ઉપર ફુલના ગુચ્છા પવનથી હાલી રહ્યા હતા. નાના નાના વહેળાઓ, ડુંગરાઓ નીચે કૂદતા ઉતરતા હતા. તેમના કલ્કલ્ ધ્વનિ સિવાય ત્યાં બીજો કંઇ પણ ધ્વનિ સંભળાતો નહોતો. જ્યાં ત્યાં શાંતિ પ્રસરી હતી. તે શાંતિમાં એકદમ ભંગ પડયો. કેટલાંક માણસો એક બીજા સાથે બોલતાં હોય તથા વચ્ચે વચ્ચે લાકડીઓ ઠોકતાં હોય એવો ભાસ થયો, વળી તે શબ્દ ક્ષણે ક્ષણે પાસે આવતો હોય એમ જણાયું. એ ઉપરથી તે માણસો આ તરફ જ આવતાં હોવાં જોઇએ એવું જણાતું હતું, અને ખરેખર ! સારી પેઠે ઓળખી શકાય એટલે અંતરે તેઓ આવ્યાં પણ ખરાં. તે વખતે સૂર્યાસ્ત થઇ ગયો હતો, અને ચંદ્રનો પ્રકાશ પડયો હતો. તે માણસોના પહેરવેશ–ખાસ કરીને પાઘડીઓ–ઉપરથી તેઓ મરાઠા હોય એવું તુરત જ અનુમાન થઈ શકે એમ હતું. ચાલતી વખતે તેઓ ખંચાતા નહોતા, તથા આસપાસ જરા પણ જોતા નહોતા, તે ઉપરથી તેમને તે પ્રદેશની પૂરેપૂરી માહીતી હોય એમ જણાતું હતું. બધા મળી તેઓ ત્રણ જણા હતા. સૌથી આગળનો માણસ છેક વૃદ્ધ જેવો દેખાતો હતો. તેનો રંગ શ્યામ હતો. વાળ કાળા હતા, કપાળ ઉંચું, આંખો મોટી, ચહેરો ભવ્ય અને બાંધો મજબૂત દેખાતો હતો. ચાલતાં ચાલતાં તે થાકયો હોય એવું બીલકુલ દેખાતું નહોતું. પાછલાં બે માણસો ત્રીશ પાંત્રીશ વર્ષની વયના હતા. તે પૈકી એકે દાઢી રાખી હતી, બીજો એકાક્ષ હતો. પેલા વૃદ્ધ કરતાં તેઓ ઘણા જ કાળા હતા. દરેકની

કંમરે તલવાર અને હાથમાં લાકડીઓ હતી. વૃદ્ધ માણસ તેમની વાત સાંભળતો હતો અને વચમાં જ ક્વચિદ્ એકાદ શબ્દ બોલતો હતો.

" મને પણ તમારા જેટલો જ આનંદ થાય છે હેબતરાવ ! " પાછલા માણસે તે વૃદ્ધ માણસને કહ્યું: " દશરાને દિવસે આજ સુધી ઘણા માણસો સોનું વહેંચતા આવ્યા છે પણ તમારા જેટલું સોનું કોઈએ વહેંચ્યું હોય એવું મને માલમ પડતું નથી ! "

" મને પણ એમ જ લાગે છે માનાજીરાવ. " હૈબતરાવ પાછલા માણસ તરફ જોઇને બોલ્યા: " આજનું અમારૂં આ બાળક યશસ્વી થાઓ. મહારાજના સૈન્યમાં અમારો પિલાજી ઘણું સારૂં જ નામ મેળવશે એવું મને મારૂં મન કહે છે. "

" હા, નામ મેળવશે એમાં કંઇજ શંકા નથી. " માનાજીરાવે હૈબતરાવના બોલવાને ટેકો આપ્યો, અને બોલ્યો: " પિલાજી છોકરો પણ તેવો જ છે. બાળપણનું તેનું વર્તન કુતુહલ કરવા જેવું જ છે. છોકરાં એકઠાં કરી તેની બે ટોળી કરતો; ખોટા ખોટા કિલ્લા બનાવી એક ટોળીને ત્રેનું રક્ષણ કરવા મૂકતો, અને બીજી વડે તે ઉપર હલ્લો કરાવતો ! એકાદ પક્ષ સપડાઇ જાય તો મદદ કરવામાં પિલાજી તૈયાર જ. તોફાનમાં કોઇ છોકરાને કંઇ વાગે તો પિલાજી થોડી ધૂળ લઈ તેના ઉપર નાખતો, અને એક બે ઉત્તેજનના શબ્દો કહી તેને પુન: રમતમાં લેતો ! ગામમાં એકાદ બારોટ આવ્યો, કે તુરત તેની પાસે જઇ મહારાજ સંબંધી એકાદ કવિત ગવડાવવા માટે પિલાજી અને તેના સોબતીઓ આગ્રહ કરતા અને તેની પાસે તે ગવડાવતા જ. કવિત સાંભળતાં પિલાજીને એટલું બધું શૂર ચઢતું કે જેથી તે " આ મહારાજનો હાથ છે. " એમ કહી તે પોતાનો જમણો હાથ રૉફથી ઉંચો કરતો તે આજે પણ મારી નજર આગળ આબેહુબ દેખાય છે. એ કંઇ દંતકથા નથી પણ મેં જ પ્રત્યક્ષ કેટલીએ વખત એ દેખાવ જોયો છે. "

" છોકરો પણ ખરો હીરો જ છે. " હજુ સુધી સ્તબ્ધ રહેલો મનુષ્ય વચમાં જ બોલ્યો: " ઇશ્વર તેને દીર્ઘાયુ કરો. "

ત્યાર પછી થોડી વાર સુધી ત્રણેમાંથી કોઇ કાંઇ બોલ્યા નહિ. છેવટે

વૃદ્ધે જ શરૂવાત કરી, આપણા ઉપરી રત્નો પૈકી પણ એ એક રત્ન જ છે. ગુણની પરીક્ષા કરનાર અને તાબાના માણસોને પ્રાણ આપનાર ઉપરી મેં તો ભાઇ કોઇ વાર સાંભળ્યો જ નથી પછી જોયો તો ક્યાંથી જ હોય ! ખરેખર ! નોકરી કરવી તો એવા ઉપરીની જ કરવી. બાકીના તો બધા નામના જ ઉપરી !"

"પરમ દિવસે મેં જે વાત સાંભળી છે તે તો ભાઇ ઘણી જ વિલક્ષણ છે." તે પછી માનાજીરાવ બોલ્યો: "મહારાજનું તે વખતનું ધૈર્ય, પ્રપંચ અને ચતુરાઇનાં જેટલા વખાણ કરીએ તેટલાં થોડાં જ ! પચીશ માણસોને લઇ મહારાજ ખાનના અભેદ્ય સૈન્યમાં થઇને અંદર દાખલ થયા અને ખાનને ઠાર કરવાની તૈયારીમાં જ હતા પરંતુ તેના આયુષ્યની દોરી લાંબી હોવાથી જ તે બચ્યો. તો પણ તેના હાથનાં આંગળાં કપાયાં જ ! મહારાજ ત્યાંથી નીકળ્યા તે સીધા કોંડાણા પર ગયા. કાત્રજના ઘાટમાં તેમણે બળદના શીંગડા સાથે અને ઝાડની ડાળીઓ સાથે મસાલો બાંધી ભૂંગળ વગાડતાં જ તે સળગાવી દેવાની વ્યવસ્થા કરી હતી. ભૂંગળ વાગતાં જ દીવાઓ સળગી ઉઠયા. તે સાથે જ મહારાજ ત્યાંથી નાસે છે એવું સમજી ખાનનાં માણસો કાત્રજના ઘાટમાં ગયાં, પણ જુએ છે તો ત્યાં બળદ અને ઝાડ !"

"પુઠ પકડનાર પણ ખરેખરા બળદ જેવા જ !" ત્રીજા મનુષ્ય યેસબાએ હાસ્ય કરી કહ્યું.

આ લોકોનું આવું ભાષણ ચાલે છે, એટલામાં પાસેના જંગલમાંથી એક ભયંકર ગર્જના સંભળાઇ. હૈબતરાવે તુરત જ જાણ્યું કે: આ ગર્જના વાઘની છે. તેણે પાછલા બે જણને સાવધ રહેવા સૂચવ્યું. કંઈ પણ નહિ બોલતાં ત્રણે જણ ઝટ ઝટ ચાલવા લાગ્યા. થોડે સુધી ગયા પછી તેમણે વાઘને પોતાના તરફ દોડતો આવતો જોયો. ત્યારે માનાજીરાવે કહ્યું: "હૈબતરાવ ! તમે વચ્ચે આવો. હું આગળ થાઉં અને યેસબા પાછળ રહેશે."

"નહિ, નહિ." હૈબતરાવે કહ્યું: "હું વૃદ્ધ છું તેમ છતાં વાઘની ખબર લેવા જેટલી શક્તિ મારામાં છે. તમે માત્ર સાવચેત રહેજો એટલે થયું."

હૈબતરાવ એમ કહે છે એટલામાં તો વાઘ છેક પાસે આવી પહોંચ્યો.

આપણી પાસે બીજાં વધારે માણુસ હોત તો ઠીક થાત એમ દરેકને લાગ્યું. માત્ર તરવારથી વાઘ સાથે લડવાને તે જગા યોગ્ય નહોતી; કારણ એક બાજૂએ તુટેલો એક ડુંગર હતો, અને બીજી બાજૂએ પર્વતનો ચઢાવ અને ઘીચ ઝાડી હતી. તો પણ વૃદ્ધે ધૈર્યથી પોતાની તલવાર ખેંચી, અને વાઘ ઉપર ધસી ગયો. વાઘનો વિચાર પહેલાં તો તેમના ઉપર હલ્લો કરવાનો નહોતો. તેને ઉપરની ઝાડીમાં જવું હતું, પણ હૈબતરાવે એક મોટી બૂમ પાડી તેના ઉપર હલ્લો કરવાથી તે પણ પછી તેમના ઉપર ધસ્યો. સર્વ ગિરિપ્રદેશ ગાજી ઉઠે એટલે મોટથી વાઘે ગર્જના કરી, અને પૂંછડું પછાડી હૈબતરાવ ઉપર કૂદી પડયો. હૈબતરાવ સાવધ જ હતો. તેણે પોતાની ઉપર વાઘની તરાપ આવેલી જોઇ પોતાની તરવાર સામી ધરી. તેથી વાઘનું પેટ ચિરાઇ જતાં હૈબતરાવ નીચે અને વાઘ ઉપર એમ બન્ને જમીન પર પડયા. માનાજીરાવ અને યેસબા હૈબતરાવની મદદે દોડયા. પણ એટલામાં જ ઝાડીમાંથી એક બાણ સૂં સૂં કરતું આવ્યું તે સચોટ વાઘની ડોકમાં ભરાયું. વાઘ મરી ગયો. તેનું ધડ હૈબતરાવના શરીર ઉપરથી દૂર કરવાનો પ્રયાસ કરવો. હૈબતરાવનું માથું પત્થર ઉપર અફળાતાં તેમાંથી રક્તસ્રાવ થતો હતો, અને તેને ગાઢ મૂર્છા આવી હતી. યેસબાને તેની પાસે બેસાડી માનાજીરાવ પાણી લાવવા ગયો. સદ્‌ભાગ્યે તે જલદી મળ્યું. પાણી લાવી હૈબતરાવને સાવધ કર્યા પછી તેમણે તેના જખમ ઉપર પાટો બાંધ્યો, અને તેઓ આગળ ચાલવા લાગ્યા. જતી વખતે માનાજીએ બધી હકીગત હૈબતરાવને કહી, ત્યારે તેને ઘણો જ અચંબો થયો. તે બોલ્યોઃ "આ ઝાડીમાંથી બાણ મારનાર કોણ હશે?"

## (૨)

"कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरिच दशा चक्रनेमिक्रमेण।"

कालिदास।

જગતમાં હંમેશાં સુખ અથવા દુઃખ કોને પ્રાપ્ત થાય છે? ચક્રનો ફરતો દરેક ભાગ જેમ એક વખત અનુક્રમે ઉપર અને એક વખત નીચે

થાય છે, તે પ્રમાણે માણસને, વંશને, અથવા એકાદ સંસ્થાને ઉંચી નીચી સ્થિતિ ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે. અનુકૂળ સમય આવે તો અબાધિત તેમજ આગળ ચાલ્યાં કરશે અથવા પ્રતિકૂળ સ્થિતિ આવતાં એકાદ વ્યક્તિ તેની તેજ સ્થિતિમાં પડી રહેશે એવું ખાતરીથી કોઈ કહી શકશે ? તો પણ સુખના દિવસો જલદી ચાલ્યા જાય છે, અને દુઃખના દિવસો ક્રમે કરી ઓછા થતા નથી ! ગમે તેટલું સુખ મળ્યું હોય તો પણ માણસને તે ઓછું જ પડવાનું, અને થોડુંએ પણ જો દુઃખ આવે તો તે માણસને ઘણું જ લાગવાનું !

અમારા શિર્કે કુટુંબે સારી નરસી અનેક સ્થિતિ ભોગવી હતી. કોંકણમાં ચિપળુણ પાસે કોટેર નામે એક ગામ છે, ત્યાં શિર્કેના પૂર્વજો રહેતા હતા, અને આસપાસના પ્રદેશ પર તેમની સત્તા હતી. ઘણે ભાગે તેઓ સ્વતંત્ર રાજાની પેઠે જ ત્યાં અમલ ચલાવતા હતા. પછી ઈ. સ. ૧૪૨૯ માં બ્રાહ્મણી રાજાનો મલેક ઉતુજાર નામે સરદાર તે પ્રાંત ઉપર ચઢી આવ્યો, અને તેણે શિર્કેઓનો નાશ કરી કેટલાકને મુસલમાની ધર્મ પળાવવા માટે જોરજુલમ કર્યો, ત્યારે શિર્કેઓએ થોડુંક કપટ કર્યું. હાલમાં મુખ્યત્વે કરી જે રત્નાગિરિ જીલ્લો કહેવાય છે, તે પહેલા 'ખેળણા'ના નામથી પ્રસિદ્ધ હતો. તે પર શંકરરાય નામનો એક પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. "પ્રથમ તેને જીતીને તેને મહંમદી ધર્મની દીક્ષા આપો તો પછી અમે પણ તે ધર્મ સ્વીકારીશું" એવું મલેકને સમજાવી શિર્કેઓએ શંકરરાયના મુલક ઉપર સ્વારી કરવા મુસલમાન સરદારને પ્રવૃત્ત કર્યો, અને પછી તેઓએ શંકરરાય સાથે અંદરથી મળી જઇ કંઇક છળકપટ કરી મલેકને ઠાર કર્યો, અને તેની ફોજનો ઘાણ કાઢયો. આટલું થયું તો પણ શિર્કેઓનું રાજ્ય અંતે મુસલમાનોએ જીત્યું જ ! તેથી ગતવૈભવ થએલા શિર્કે કુટુંબમાંના કેટલાક પુરૂષોએ તે સ્થાનનો ત્યાગ કરી જાવળીમાં આવી પોતાનો અમલ સ્થાપ્યો. જાવળી પ્રાંત શિર્કે કુટુંબમાં ઘણા વરસ સુધી રહ્યો હતો. ત્યાર પછી વિજાપુરના સુલતાનના મોરે નામના સરદારે શિર્કેઓનો પરાજય કરી તેણે તે પ્રાંત પડાવ્યો, તેથી શિર્કેઓને પુનઃ વિપદ અવસ્થા પ્રાપ્ત થઇ. તે પછી તે કુટુંબના પુરુષો જ્યાં ફાવ્યું ત્યાં ચાલ્યા

ગયાં. કેટલાક કોંકણમાંના શૃંગારપૂર નામના ગામમાં સૂર્વે નામના સરદાર પાસે જઇ રહ્યા, તો કોઇએ બીજો જ માર્ગ સ્વીકાર્યો. આગળ જતાં શિવાજી મહારાજના વખતમાં શિર્કે કુટુંબના માણસોનો ફરીથી ભાગ્યરવિ ઉદય પામ્યો. જેના સામ્રાજ્ય છત્ર નીચે રંકના રાજા અને રાજાના રંક, નિર્બળના બળવાન અને બળવાનના નિર્બળ થાય છે, તે અનાદ્યંત કાળને અમારા સહસ્ત્ર નમસ્કાર હોજો !

જાવળી પ્રાંત મોરેના તાબામાં ગયા પછી ઘણાંક વર્ષો વીતી ગયાં છે. કોંકણથી કેટલાક માઇલ ઉપર ગીચ ઝાડીમાં એક ઝુંપડી બાંધી તેમાં ત્રણ માણસો રહેતાં હતાં. તેમાં એક વૃદ્ધ ડોસી, બાવીસ તેવીસ વર્ષનો એક તરૂણ અને લગભગ બાર તેર વર્ષની એક છોકરી એટલાં હતાં. ડોસીના મુખ તરફ જોતાં તે હાલમાં જે સ્થિતિમાં છે, તે જ સ્થિતિમાં તેનો જન્મ થયો હોવો ન જોઇએ ! પણ એકાદ મોટા કુળમાં એના પહેલાના દિવસો વીત્યા હોય એમ જણાતું હતું, અને કોઇ આસ્માની સુલતાની પૈકીનો એકાદ સમય તેમની એ વિપદગ્રસ્ત સ્થિતિનું કારણ હોવો જોઇએ એવું અનુમાન થતું હતું. ત્યાં રહેતા તરૂણનો ચહેરો પાણીદાર, આંખો મોટી કાળીભ્રમર હતી. જંગલમાં રહેતા હોવાથી કહો અથવા બીજા કોઇ પણ કારણથી કહો, તેના માથાના વાળને કંઇ પણ સંસ્કાર થએલો દેખાતો નહોતો. દાઢી વધેલી હોવાથી તેનો ચહેરો કંઇક ઉગ્ર દેખાતો હતો. ઝુંપડીથી થોડે થોડે અંતરે આવેલી ઝુંપડીઓમાં રહેતા ભિલોને સાથે લઇ શિકાર કરવા જવાનું તેને બહુ ગમતું. છોકરી પણ ઘણી જ હોંશીઆર હતી. તે ગૃહ કાર્યમાં દક્ષ હતી ઉપરાંત પુષ્પના વિવિધ પ્રકારના હાર તોરા ગુંથવા, દેવદેવીઓનાં ગીત ગાવાં, અને દાદીને મોંઢે પૌરાણિક કથાઓ સાંભળવી, એ સર્વ પર એને ઘણો પ્રેમ હતો. તેની દાદી તેને મોટા આનંદથી સીતા, દ્રૌપદી, વગેરે સાધ્વી સ્ત્રીઓની જીવનકથા કહેતી હતી. દાદી જ્યારે એકલી હોય ત્યારે તેને કાંઇક યાદ આવવાથી તે આંસું પાડતી, એવું તે છોકરીએ કેટલીક વખત જોયું હતું. પરંતુ ઘરમાં છોકરાંને જોતી કે તુરત તે પોતાનાં આંસુ ઝટ લૂછી નાંખતી. દાદી એમ કેમ કરતી હશે તે

છોકરીથી સમજાયું નહિ. "દાદીમા ! તને શું થાય છે વારૂ ?" એમ કેટલીક વખત તે તેને પૂછતી પણ "આંખમાં કંઇક કસ્તર પડયું હતું" એવા ઉડાઉ જવાબ આપી તે વખત ટાળી લેતી. પરંતુ એવા ઉત્તરથી તેને જરાએ સંતોષ મળતો નહિ. તેણે પોતાના મોટા ભાઈને એ હકીગત કહી. તે પણ એમાં કંઈ વિશેષ સમજ્યો નહિ.

આપણા એ તરુણનું નામ હંબીરરાવ હતું. દશરાને દિવસે સવારે શિકાર કરવા માટે તે બહાર નીકળ્યો હતો પણ મોડી રાત સુધી તે પાછો આવ્યો નહતો. આજ સુધી તેને આટલું બધું મોડું કોઇ દિવસ થયું નહોતું. તેથી ડોશીને તથા છોકરીને ઘણીજ ચિંતા થવા લાગી. "આટલી બધી રાત થઇ ?" ડોશી ખીજવાઇને બોલી: "હજી પણ એને ઘેર આવવાનું સૂઝતું નથી એ શું ? બાપ તેવા બેટા ! બાપે કયારે કોઈ દિવસ મારૂં કહ્યું સાંભળ્યું છે ? ધનાજીને રાતે બહાર નહિ રહેવા માટે મેં એને એક બે વાર નહિ પણ હજાર વાર કહ્યું હશે, પણ વળી પાછું એનું એ જ. તે પણ એક દિવસ આ પ્રમાણે જ બહાર રહ્યો હતો. દેવજી ભિલ્લે મધરાતે આવી—"

ડોશીથી હવે આગળ બોલાયું નહિ ! તેનો કંઠ રૂંધાઇ ગયો. પહેલાનો બનાવ તેની આંખ સામે મૂર્તિમંત તાદશ્ય થયો. આંખમાંથી ટપ્ ટપ્ ટપ્ આંસુ ટપકવા લાગ્યાં. જાણે તેના અંતઃકરણનું દુઃખ નેત્રોદક રૂપે બહાર પડવા લાગ્યું !

મનમાંના હર્ષ શોક વગરે વિકારોના ઉદ્વેગનો નાશ થવા માટે અશ્રુપાત કરવો, એ ખરેખર ઇશ્વરની કેટલી બધી ઉત્કૃષ્ટ યોજના છે ! એ યોજના ન હોત તો તે વિકારો શાંત થવામાં કેટલી બધી અગવડતા થઇ હોત ? વાસણમાં ભરેલા પાણીને ખળખળ ઉભરો આવી ગયા પછી અંદરનું પાણી જેમ ઓછું થાય છે, તેમ મનને દુઃખનો આવેશ સહન ન થતાં તે અશ્રુ રૂપે બહાર આવી ઓછું થતું જાય છે. ડોશીની પણ તેવી જ સ્થિતિ થઇ. ગત કાળ સ્મરણથી શોકાર્ત થએલું તેનું હૃદય અશ્રુપૂર આવી ગયા પછી સહજ શાંત થયું. પછી તે ઉંચે જોઇ બોલી: "નારાયણ ! તું અમને હવે સુખના દિવસ પાછા નહિ જ બતાવે કેમ ? ભૂતકાળમાં શિર્કેના કુળમાં

કોઇએ પાપ કર્યું હશે તેની હું ના કહેતી નથી, પણ તેનું પ્રાયશ્ચિત અમારે–અરે ! અમારાં છોકરાંઓને પણ–ભોગવવું પડે ખરૂં કે ? પાંડવોને વનવાસ અને અજ્ઞાત વાસ ક્રમે ક્રમે ભોગવવો પડયો, પણ અમને તો તે બન્ને સ્થિતિ એકદમ ભોગવવી પડે છે ! પ્રભુ, તારી મરજી" ડોશી ઘણી વાર સુધી ઉદાસ અને ચિંતાતુર થઈ ગઇ, અંતે છોકરીને બોલાવી કહ્યું: "તારા, જો તો ખરી, બારણાને સાંકળ બરાબર દીધી છે કે નહિ ? હવે તે કંઇ આવે એમ લાગતું નથી."

તારા બારણા પાસે ગઇ. બારણાને સાંકળ બરાબર દીધી હતી છતાં તેણે સાંકળ કાઢી બારણું ઉઘાડયું અને એક વાર બહાર ડોકીયું કરી જોયું. તે વખતે ચંદ્ર પશ્ચિમ આકાશમાં ઢળ્યો હતો. તેનાં ઝાંખાં અને ત્રાંસાં કિરણો ઝાડનાં પાંદડાંમાં થઇને કોઇ કોઇ ઠેકાણે પડેલાં દેખાતાં હતાં. હવા ઠંડી થવા લાગી હતી. તારાએ કાન દઇને સાંભળ્યું. રસ્તા તરફ ધ્યાન દઇને જોયું, અને દાદીને બૂમ પાડી કહ્યું: "દાદીમા ! ભાઈ આવતો હોય એમ લાગે છે !"

"હવે આવવાનો વખત થયો બેવકુફને !" એમ કહેતી કહેતી બહાર આવી, ત્યાં ત્રણ માનવી આકૃતિ એક બીજા સાથે બોલતી આવતી જણાઇ તેમાંનો એક મનુષ્ય છડો હતો. અને બીજા બેના ખભા ઉપર કંઇ લટકતું હતું. બારણા પાસે આવતાં જ ડોશીએ જોયું કે પોતાનો પૌત્ર એક મોટો વાઘ મારી લાવ્યો છે. દાદીને જોતાં જ હંબીરરાવ આનંદ પામતો બોલ્યો: "જોયું મા ! આ આજનો શિકાર. હરામખોર, ઠીક પકડાયો ! ત્રણ વટેમાર્ગુઓના જીવ લેતો હતો."

"ક્યાંના વટેમાર્ગુ ?" દાદીએ પ્રશ્ન કર્યો.

"કોને ખબર ?" હંબીરરાવે જવાબ આપ્યો: "તેઓ ખીણમાં ચાલતા હતા, તેમાંના એક વૃદ્ધ સાથે આ વાઘને કુસ્તી ચાલી રહી હતી. અમે ઉપરના જંગલમાંથી એ બધું જોતા હતા. જ્યારે તે વૃદ્ધ વટેમાર્ગુ નીચે અને વાઘ ઉપર એમ બન્ને જમીન ઉપર પડયા. ત્યારે વટેમાર્ગુના પ્રાણ જશે એવું મને લાગ્યું, તેથી મેં વાઘ ઉપર બાણ મૂક્યું. વાઘ મર્યો

પછી બીજા બે માણસોએ તે વૃદ્ધને વાઘ નીચેથી ખસેડ્યો, અને તેને સાવચેત કરી ચાલ્યા ગયા. મારા મનમાં તેને મળવાનું હતું, પણ પુનઃ વિચાર કર્યો કેઃ "નહિ, આ લોકો કદાચ આપણા શત્રુ પક્ષના હોય તો તેમની સાથે અહીં જ રણસંગ્રામ થાય."

ત્યાર પછી વાઘનું શબ ઓસરીમાં મૂકી હંબીરરાવની રજા લઇ બે ભિલ્લ તરૂણો પોતપોતાની ઝુંપડીઓ તરફ ગયા. હંબીરરાવને ડોશીએ કંઇક ખાવાનું આપ્યું. સર્વે નિદ્રાવશ થયાં. તારા વાઘનું ભયંકર સ્વરૂપ જોઇ ઘણી જ બીધી હતી, તેથી તે રાતે તેને વાઘનું જ સ્વપ્ન આવવાથી તે ઉંઘમાં કેટલીએ વખત બૂમો પાડી ઉઠી !

( ૩ )

આ બનાવ બન્યાને લગભગ બે વર્ષ વીતી ગયાં; એ દરમિયાન ઘણી ઉથલપાથલ થઇ. મહારાજનો મોગલો સાથે શરૂ થએલો પહેલો વિગ્રહ બંધ થયો, તેમણે મોગલોને કોંડાણા વગેરે પચીશ કિલ્લા આપી બહારથી તેનું સાંત્વન કર્યું. પછી તેની સાથે રહીને બીજાપુર ઉપર કરેલી સ્વારીમાં અતુલ પરાક્રમ બતાવ્યાથી પાદશાહને આનંદ થયો. તેણે શિવાજી મહારાજને પોતાની મુલાકાતે બોલાવ્યા. મહારાજે મોરોપંત પેશ્વાના હાથમાં રાજનો અધિકાર આપ્યો, અને તેને પોતાની માતાની સલાહ પ્રમાણે વર્તવાનું કહી ચુંટી કાઢેલા માણસોને સાથે લઇ દિલ્હી તરફ પ્રયાણ કર્યું.

કોંડાણાનો કિલ્લો મોગલોના હાથમાં ગયો, ત્યાં સુધી અમારા હૈબતરાવનો પુત્ર પિલાજી ત્યાં જ નોકરી કરતો હતો. ત્યાર પછી તેની પ્રતાપગઢ પર બદલી થઈ હતી. ત્યાં તે રાતના પહેરાનું કામ કરતો હતો.

મધરાતનો સમય હતો. પ્રતાપગઢ પરથી આસપાસનો દેખાવ ચંદ્રપ્રકાશમાં ઘણો જ રમણીય દેખાતો હતો. સર્વ સૃષ્ટિ, પ્રસન્ન ચિત્તે કૌમુદીરસનું પાન કરતી હોય એમ દેખાતું હતું. બધે શાંતિ હતી તો પણ વચ્ચે વચ્ચે ચોકી પરના સિપાઇઓની બૂમોથી, અને આઘેથી સંભળાતા ઘૂવડોના શબ્દોથી તે શાંતિમાં ભંગ થતો હતો. અમારો પિલાજી આ વખતે અફજલના બુરજ પાસે પહેરા પર હતો. તે આમ તેમ ફેરા ફરતો હતો. હૈબતરાવ, માના-

જીરાવ અને ચેસબાએ તેનાં કરેલાં વખાણ આપણે શરૂવાતમાં સાંભળ્યાં છે, પણ આજે જ્યારે પિલાજી તરફ જોઇએ છીએ ત્યારે આપણને જુદું અનુમાન થાય એમ છે. તેની આંખો જડ જેવી દેખાતી હતી, અને તેનાં પગલાં પણ જડ જેવાં જ પડતાં હતાં. શું કરૂં છું, તેનું તેને જરા પણ ભાન નહોતું. કારણ કે જો ભાન હોત તો તે આમ પહેરેગીરની સ્થિતિમાં દેખાત નહિ. વચમાં વચમાં તે ચમકીને સાવધ થતો, અને આગળ ચાલતો. પણ આંખ પર આવેલી નિદ્રાએ હવે તેને ચાલવા દીધો નહિ. ચાલવા કરતાં એક જ જગ્યાએ બેસવું ઠીક એમ ધારી તે નીચે બેઠો, પણ તેમ કરવાથી નિદ્રાદેવીનો અમલ તેના ઉપર વધારે જ બેઠો. થોડી વારમાં પિલાજીરાવ ઝોકાં ખાવા લાગ્યો.

"એઈ પહેરેગીર!" એક અંધારી જગામાંથી ધમકીના શબ્દો સંભળાયા. "શું કરે છે તું અહીં બેસીને?"

પિલાજી એકદમ ચમકી ઉઠયો અને જુએ છે તો કિલ્લેદારની સ્વારી પોતાના તરફ આવતી જણાઇ. ગભરાયાનું ચિહ્ન તેના ચહેરા ઉપર બીલકુલ દેખાયું નહિ. કિલ્લેદાર સાથે બીજા ચાર સિપાઇઓ હતા, તે બધા પિલાજી પાસે આવતાં જ કિલ્લેદાર સાહેબે તેને પૂછ્યું: "તારૂં નામ શું?"

"પિલાજી." શાંતતાથી જવાબ મળ્યો.

"અહીં તું શું કરતો હતો?"

"પહેરા પર હતો."

"પહેરો આ પ્રમાણે ઉંઘતાં ઉંઘતાં ભરવાનો હોય છે ખરૂં કે? મને એમાં તારી બેદરકારી જણાય છે. સિપાઇ, પકડો આને! કાલે જ એને રાયગઢ ઉપર મોકલી આપીશું. બીજા પહેરેગીરો આમ જ ઉંઘે છે કે કેમ તે જોવું જોઇએ. અહીં પહેરા પર બીજા કોઇને મૂકો."

એમ કહી કિલ્લેદાર સાહેબ બીજી તરફ ચાલ્યા ગયા. પિલાજીનો ઉત્તર સાંભળવા તે થોભ્યા નહિ. સિપાઇઓ પિલાજીને ચતુર્ભુજ કરતા હતા, ત્યારે પિલાજી એક શબ્દ પણ બોલ્યો નહિ. તે મુંગો મુંગો તેમની સાથે કિલ્લામાંની અંધારી ઓરડીમાં ગયો. તેને અંદર પૂરી દરવાજો બંધ

કરી સિપાઇઓ ત્યાંથી ચાલ્યા ગયા. કોટડીની ચાવીઓ તેમણે કિલ્લેદાર સાહેબને આપી. આ બનાવના મૂળમાં કંઇક ભયંકર ખટપટ હોવી જોઇએ એમ કિલ્લેદારને લાગ્યું અને તેથી તેણે તેનો છેડો લાવવાનો નિશ્ચય કર્યો.

આ પછી પંદર વીસ દિવસે હૈબતરાવને ઘેર કોઇ મરાઠા સિપાઇએ એક બંધ કરેલો પત્ર લાવી આપ્યો. "તું ક્યાંથી આવ્યો ? પત્ર કોનો છે ?" વગેરે પૂછપરછ હૈબતરાવ કરવાના હતા, પણ તે ત્યાંથી ચાલ્યો ગયો હતો. તેના એવા ચમત્કારિક વર્તનથી હૈબતરાવને ઘણું આશ્ચર્ય થયું. તેણે આપેલો પત્ર પોતાનો છે કે કોઇ બીજાનો, એવી શંકા આવવાથી તેણે તે વાંચી જોવા માટે ગામમાંના સિદ્ધેશ્વર ભટજીને બોલાવવા માણસ મોકલ્યું. માથે મોટી પાઘડી અને ખભે ધોતીઆનો ખેસ નાખી ભટજી બુવા પટેલ સાહેબને ત્યાં આવ્યા, અને "શું કામ છે? કયા કામને લીધે આટલી બધી ઉતાવળથી બોલાવવાનું થયું છે ?" વગેરે પ્રશ્નો તેમણે હૈબતરાવ પટેલને પૂછ્યા.

"બીજું કંઈ કામ નથી." હૈબતરાવ ભટના હાથમાં પેલો પત્ર મુકતાં બોલ્યાઃ "આ મારે ત્યાં એક કાગળ આવ્યો છે. તે અમારો જ છે કે કેમ તે જુઓ. અમારો હોય તો વાંચી બતાવો." ભટજીએ પત્ર હાથમાં લીધો અને "પત્ર તમારો જ છે" કહી વાંચવાની શરૂઆત કરીઃ—

"તી૦ પિતાજી જોગ લિ૦ પિલાજીના શિરસાષ્ટંગ દંડવત. વિશેષ આ પત્ર આપના હાથમાં આવશે, ત્યારે હું જીવતો હોઇશ કે નહિ તેનો ભરોંસો નથી. હું વિના કારણે માર્યો જાઉં છું એમ આપ સમજશો નહિ. મને મરણની બીલકુલ બીક નથી. એક ખરા વીરની પેઠે હું મરણ પામીશ. એજ મરણ જો મને શત્રુ સાથે લડતાં રણાંગણમાં આવ્યું હોત તો બહુ જ સારૂં થાત, પણ મારા અભાગીનાં ભાગ્યમાં તે ક્યાંથી હોય ? મારા પ્રભુએ મને જવાબદારી અને ભરોંસાનું પહેરેગીરનું કામ સોંપ્યું હતું, તે નહિ બજાવતાં હું પહેરા પર ઉંઘી જવાથી મારા પ્રભુ સાથે નિમકહરામ ઠર્યો. પ્રભુદ્રોહી કહી લોકો મારી તરફ આંગળીઓ કરવા લાગ્યા હતા. એ વિચારો મારા મનના અનેક કટકા કેમ કરતા નથી ? મારૂં હૃદય કેમ ભસ્મ થતું નથી ? પિતાજી ! એથી જ મને આશ્ચર્ય થાય છે.

આપણી તુકાબાઇનો સર્જેરાવ પ્રતાપગઢ ઉપર જ પહેરેગીર છે. તેના વારામાં તે ઘણોજ માંદો હતો. તેથી મૈત્રી ખાતર મેં તેના વતીનો પહેરો ભર્યો. ત્યાર પછી બીજે દિવસે મારો વારો હતો. પહેલા દિવસના ઉજાગરાથી મને ઉંઘ આવવા લાગી. તો પણ ઉંઘ ન આવે તે માટે મ્હેં બન્યો તેટલો પ્રયત્ન કર્યો. પણ પિતાજી ! મારી તે વખતે એવી જ વિચિત્ર સ્થિતિ થઇ પડી હતી કે કોઇ મારા ઉપર બંદુક તાકી ઉભો રહ્યો હોત તોપણ મને ઉંઘ આવ્યા સિવાય રહેત નહિ. ઝોકાં આવતાં હતાં તેવામાંજ દક્ષ કિલ્લેદારે મને પકડયો. પિતાજી ! તેમને ગાળો કે શ્રાપ આપશો નહિ. તેમણે કિલ્લેદારને યોગ્ય હોય એવું કર્તવ્ય બજાવ્યું છે.

"મારે લીધે પિલાજીની આવી સ્થિતિ થઇ" એવું કહી સર્જેરાવ એકાદ નાના છોકરાની પેઠે રડે છે. તેને આપ કોઇ પ્રકારે દોષ દેશો નહિ. મારા પરનો આપનો પ્રેમ તેના પર રાખતા રહેશો.

"મારી શાંતા બ્હેન ભરત ભરે છે, માનાજીરાવ ખેતરમાંથી ધીમે ધીમે ઘેર આવે છે, આપ આંગણામાં ફેરા ફરો છે" એવા એવા પ્રકારના દેખાવ મારી આંખ આગળ ખડા થાય છે. પરંતુ હવે માત્ર આપને પુનઃ આ જગતમાં કોઇ પણ ઠેકાણે મળીશ નહિ ! આજ સુધી મારે હાથે થએલ અપરાધની આપ ક્ષમા કરજો એજ આપના ચરણ પાસે મારી છેવટની વિનંતિ છે.

આપનો,

"પિલાજી."

પત્ર સાંભળી હૈબતરાવ બેશુદ્ધ થઇ ગયો. માનાજીરાવ, યેસબા અને બીજાં આડોશીપાડોશી દોડી આવ્યાં. પિલાજીની હકીગત સાંભળી જ્યાં ત્યાં હાહાકાર થઇ ગયો. હૈબતરાવ શુદ્ધિમાં આવ્યા પછી તેમને મોઢે "પિલાજી ! પિલાજી !" એ સિવાય બીજો શબ્દ જ નીકળતો નહોતો !

બીજે દિવસે પિલાજીની બેન એકાએક ઘરમાંથી ગુમ થઇ. તેથી હૈબતરાવના અંતઃકરણ પર બીજો આઘાત થયો !

મધ્યાહ્નનો સમય હતો, તાપ સખત પડતો હતો. જંગલમાં પક્ષીઓના શબ્દ યત્કિંચિત્ પણ થતા નહોતા. વૃક્ષોના પલ્લવ મ્લાન થએલાં દેખાતાં

હતાં. એવે વખતે બે ધનુર્ધારી તરૂણો શિકાર માટે ફરતા દેખાયા. તેમના પહેરવેશ ઉપરથી તે વનવાસી હોવા જોઇએ, એવું અનુમાન થતું હતું. તેમની દાઢી વધેલી હતી. તડકાને લીધે તેમના શરીરમાંથી પરસેવાના રેલા ચાલતા હતા. તેઓ પરસ્પર કંઇક વાર્તાચિત કરતા હોય એમ જણાતું હતું.

"ત્યારે તું ત્યાંથી છુટયો શી રીતે ?" એકે બીજાને પૂછ્યું: "એતો તારી બેનનો તારા પર ઘણો ઉપકાર થયો કહેવાય !"

"હા. એમ ખરૂં" બીજાએ જવાબ આપ્યો: પણ આશ્ચર્ય એ છે કે છુટયા પછી તેની મુલાકાત પણ તેણે થવા દીધી નહિ. ઘેરથી તે એકલી જ રાયગઢ પર આવી, કે ઘરનાં માણસોએ તેને પહોંચાડી, તે કંઈ સમજાતું નથી. મને જે માણસે છોડી મૂકયો તેણે કહ્યું: "તારી બેન ગઢ પર બાઇ-સાહેબ પાસે આવેલી છે. તેની વિનતિથી બાઇસાહેબનું મન પીગળી જવાથી તેમણે તને છોડી મૂકવાનો હુકમ કર્યો છે. પણ છુટયા પછી તું એક ક્ષણ પણ આ ગઢ પર રહીશ નહિ."

"એ તે કેવો ચમત્કારિક હુકમ ?" પહેલા એ ઉદ્ગાર કાઢયા અને પછી બોલ્યો: "કેમ ! તું તારા પિતાને ત્યાં કેમ ગયો નહિ ?"

'શું કરવા, હંબીરરાવ ! દુષ્કીર્તિથી કલંકિત થએલું આ મ્હોં તેમને બતાવવું એ મારાથી ત્રિકાલમાં પણ બનવાનું નથી !'

વાચક ! આ તરૂણોને તમે ઓળખ્યા જ હશે ! તેઓ હંબીરરાવ અને પિલાજી હતા એમ કહેવાની કંઇ જરૂર નથી. પ્રતાપગઢના કિલ્લેદારે કહ્યા મુજબ પિલાજીને રાયગઢ પર મોકલી આપ્યો, અને "આવા બેદરકાર માણસો બળવાખોર થવાનો સંભવ વધારે હોય છે, તેથી તથા બીજા પહે-રેગીરને દહેશત બેસાડવા સદહું માણસનો શિરચ્છેદ કરવો જ યોગ્ય છે" એવું લખી મોકલ્યું હતું. પિલાજીને તેણે એવી જ બ્હીક બતાવી હતી. પિલાજી રાયગઢ પર આવ્યા પછી તેને એક કોટડીમાં પૂરી મૂકયો. અહીંના સિપાઇઓ તેની સાથે ઘણી સારી રીતે વર્તતા હતા. એક સિપાઇ પોતાને ગામ જવા નીકળ્યો. તેના ઘરનો રસ્તો પિલાજીના ગામમાં થઈને જતો હતો. પાછલા પ્રકરણમાંનો પત્ર પિલાજીએ લખીને તે સિપાઇના હાથમાં આપ્યો,

અને તેને પોતાના ઘરની ચોક્કસ નિશાનીઓ કહી તથા વિશેષ કંઇ બોલ્યા સિવાય તે પત્ર પોતાના પિતાને આપવા કહ્યું. તે પત્રમાંની હકીગત સિદ્ધેશ્વર ભટજી વાંચતા હતા ત્યારે પિલાજીની બેન અંદરથી શાંત ચિત્તે સાંભળતી હતી, ત્યારથી જ એનું મન અસ્વસ્થ થયું હતું. ભાઇ પર તેનો અકૃત્રિમ પ્રેમ હતો. જે થાય તે ખરૂં પણ એક વખત રાયગઢ પર જઇ મહારાજના ચરણ આગળ પિલાજીને છોડી મૂકવા નમ્ર વિનંતિ કરવી, એવો તેણે નિશ્ચય કર્યો. એ નિશ્ચય તેના જેવી સ્ત્રીજાતિ માટે દુષ્કર હતો, પણ જ્યારે કાર્ય સિદ્ધ થવાનું હોય છે ત્યારે પ્રત્યેક બાબતો અનુકૂળ થઇ જાય છે. તેના સદ્‌ભાગ્યે તેજ ગામનો તુલાજી નામનો એક પ્રૌઢ વયનો પુરૂષ સહકુટુંબ રાયગઢ જવાનો હતો. તેણે તેને સાથે લઇ જવાનું કબુલ કર્યું. જતી વખતે ઘરમાં કોઇને કહેવાનું તે ભૂલી ગઇ, તેથી એકાએક ગુમ થઇ ગઇ જાણી હૈબતરાવના પેટમાં ધાસ્કો પડયો. રાયગઢ ગયા પછી રાજમાતા જીજાબાઇએ તેની ખબર હૈબતરાવને આપી. શાંતિ રાયગઢ પર જઇને તે પિલાજીને છોડી મૂકવા માટે મહારાજને વિનવવાની હતી. પરંતુ ત્યાં પહોંચ્યા પહેલાં જ તેને ખબર પડી કે મહારાજ તો દિલ્હી ગયા છે, તો પણ તેણે ધીરજ ત્યજી નહિ. તેણે રાજમાતાને બધી હકીગત કહી તેમનું મન મેળવી લીધું. મોરોપંતે વિચાર કર્યો કેઃ પ્રતાપગઢના વિશ્વાસુ અને સ્વામિભક્ત કિલ્લેદારનું મન દુખવવું એ ઠીક નહિ, અને પિલાજીનો જીવ લેવો એ પણ અન્યાયકર્મ જણાયું તેથી છેવટે તેમણે પિલાજીને હદપાર કરવાનો વિચાર કરી તે જ શિક્ષા અમલમાં મૂકી.

પિલાજી ત્યાંથી હદપાર થયા પછી કર્મ સંયોગે જે જંગલમાં હંબીરરાવ હતો તે જ જંગલમાં આવ્યો. ત્યાં બંનેની ગાઢ મિત્રતા બંધાઈ. તારાબાઈ અને પિલાજી એ બન્ને વચ્ચે કંઈ જુદા જ પ્રકારનો સ્નેહભાવ ઉત્પન્ન થયો. હંબીરરાવ અને પિલાજી નિત્ય શિકારે જવા લાગ્યા. મહારાજના પરાક્રમ સંબંધી તથા વીરત્વ સંબંધી અનેક વાતો કહી પિલાજીએ તે મહાત્મા વિષે હંબીરરાવના મનમાં આદર તથા અભિમાન ઉત્પન્ન કર્યું.

હંમેશના રિવાજ મુજબ આજે પણ તેઓ શિકારે આવ્યા હતા. તેમનું

કેવા પ્રકારનું સંભાષણ થતું હતું, તે આ પ્રકરણના આરંભમાં જ આપ્યું છે. પોતાનું કાળું મોં પિતાજીને શી રીતે બતાવવું ? એવું પિલાજીએ કહેતાં જ હંબીરરાવે તેને પૂછ્યું કેઃ " ત્યારે શું હવે પછી તું પોતાનું આયુષ્ય આમ જંગલમાંજ વિતાડશે કે ? "

" નહિ, બિલકુલ નહિ." પિલાજીએ ઉત્તર આપ્યો. "મહારાજ દક્ષિણમાં પાછા આવશે એટલે તુરત તેમને મળી પુનઃ નોકરી આપવા માટે વિનતિ કરીશ."

" મહારાજ મને સેનામાં રાખશે કે નહિ ? " હંબીરરાવે પૂછ્યું. " હા, હા. જરૂર. " પિલાજીએ જવાબ આપ્યો.

તેઓ આમ બોલતા જતા હતા એટલામાં હંબીરરાવે એક વેરાગીને પ્રાણસંકટમાં પડેલો જોયો. તુરતજ તેણે પિલાજીને નિશાની કરી, અને બન્ને તેની મદદે ધાયા. એક કૃષ્ણવર્ણ સર્પ વેરાગીના પગમાં વિંટલાયો હતો. તેને લીધે તે બન્ને પગે જકડાઈ ગયો હતો. પણ સર્પના માથા ઉપર વેરાગીનો પગ હોવાથી તેને દંશ કરવાનો લાગ મળ્યો નહિ. પરંતુ સર્પે ચુડ ભેરવેલી હોવાથી વેરાગીની નસો ખેંચાતી હતી અને તેથી વેરાગીની શક્તિ પળે પળે ક્ષીણ થતી હતી. સર્વ શક્તિ ક્ષીણ થતાં, વેરાગીએ સાપને માથે મૂકેલો પગ ઢીલો થયો હોત તો સાપે સહેલાઇથી ડોકું કાઢી તેને દંશ કર્યો હોત, પણ પેલા પુરૂષો બરાબર વેળાસર આવી પહોંચવાથી વેરાગીનું ભાવિ અનિષ્ટ ટળ્યું. હંબીરરાવે તુરતજ પોતાના ચકમક વડે દેવતા પાડયો તે વડે સાપના શરીરે ડહામ દીધા તેથી સાપે પગે ભેરવેલી ચુડ ઝટ છોડી દીધી. તે સાથેજ પિલાજીએ વેરાગીને એક બાજૂએ મુકી ધનુષ્યની લાકડી વડે તેની સારી પેઠે ખબર લીધી.

વેરાગી જરા સાવધ થઇ બોલ્યોઃ " છોકરાઓ ! મને તમે આ કાળસર્પના સપાટામાંથી છોડાવી જીવતદાન આપ્યું છે. હું તમારો ઘણો જ આભારી છું. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. "

" બાવાજી ! " પિલાજીએ તુરતજ કહ્યું. " સર્પથી તમને બચાવ્યા એમાં અમે શી નવાઇ કરી ? જો તમને તે જ સ્થિતમાં મૂકીને અમે ચાલ્યા જાત તો ઇશ્વરને ત્યાં અમે મોટા અપરાધી થાત. અમે અમારૂં કર્તવ્ય જ

બજાવ્યું છે. એમાં આભાર માનવા જેવું કંઇ જ નથી."

"ઠીક, પણ—" પિલાજીના મુખ તરફ જોઇ વેરાગી બોલ્યોઃ "બેટા, તારૂં નામ ?"

"મારૂં નામ પિલાજી હનમંતરાવ જાધવ."

પિલાજીએ પોતાની બધી હકીગત વેરાગીને કહી અને વેરાગીએ પણ તે ધ્યાનથી સાંભળી લીધી. પછી હંબીરરાવને તેણે તે જ પ્રશ્ન પૂછ્યો, ત્યારે હંબીરરાવ બોલ્યોઃ—

"બાવાજી ! શું કહું આપને? મારી હકીગત મને પોતાને જ ખબર નહોતી પણ હમણાં જ મારી દાદીમા તરફથી તે મારા જાણવામાં આવી છે. જાવળીમાં પહેલાં અમારા પૂર્વજો સ્વતંત્ર સરદાર હતા, પણ મોરેએ તેમને જીતી લઇ પાયમાલ કર્યા. મારા દાદા, દાદી, અને મારાં માબાપ; એ બધાં અહીં આવી રહ્યા પછી મારા પિતા પાદશાહના સૈન્યમાં રહ્યા હતા. તેથી હાલની આ ઝુંપડીમાંથી કેટલાક વખત સુધી અમે મુક્ત થયાં હતાં. પિતાજીને શિકારનો ઘણો શૉખ હતો, તેને લીધે તેમને ઘેર પાછા આવતાં કેટલીક વખત ઘણી રાત વીતી જતી. લાગ જોઈ મોરે નામના એક નીચ માણસે તેમનું રસ્તામાં જ ખૂન કર્યું. પછી પાદશાહના કાન ભંભેરી અમને પણ મારી નંખાવવાનો તેનો વિચાર હતો. પરંતુ મારા પિતાના એક અતિ વિશ્વાસુ મિત્રે અમને બધાને પુનઃ આ જંગલની ઝુંપડીમાં લાવી મૂક્યાં. દેવજી નામનો એક ભિલ્લ પિતાનો વિશ્વાસુ નોકર હતો, તે પણ અહીં જ આવી રહ્યો, ત્યારથી આજ સુધીના અમારા દિવસો અજ્ઞાતવાસમાં ગયા છે. મારી માતા સતી થઇ. દાદાજીને પોતાના પુત્રના મરણથી કારી ઘા લાગ્યો, અને જલદીથી જ રામશરણ થઇ ગયા. હાલમાં મારી દાદી, હું અને મારી બેન, તે ઝુંપડીમાં રહીએ છીએ. થોડાક દિવસ થયા આ પિલાજી અમારે ત્યાં આવી રહ્યો છે. ભિલ્લ લોકો પણ અમને બને તેટલી મદદ કર્યા કરે છે."

શાંત ચહેરે વેરાગી બોલ્યોઃ "ભાઇઓ ! તમે નિરાશ થશો નહિ. તમે વૈભવ પામશો એવો મારો તમને પૂર્ણ આશીર્વાદ છે. મારા ઉપર

તમારા અગણિત ઉપકાર થયા છે. તેનો જ્યારે બદલો વળશે ત્યારે મને સંતોષ થશે. હું વેરાગી છું ખરો તો પણ મારી પાસે પહેલાંની એક વીંટી રહી છે, તે હું તમને આપું છું. તમારા ઉપર એકાદ રાજપુરૂષ તરફથી સંકટ આવી પડે, તો તે સમયે એ વીંટી તમારૂં રક્ષણ કરશે."

વેરાગીએ એક વીંટી કાઢી અને તે હંબીરરાવની આંગળીમાં પહેરાવી. એટલામાં ત્યાં એક બીજો વેરાગી આવ્યો. તેને પહેલા વેરાગીએ હિંદી ભાષામાં કહ્યું:—

"આપ આયે બહોત અચ્છા હુવા. સર્પને મેરા પાંઉ પકડાથા, ઇસ્સે મૈંય બહોત હયરાન હોતાથા. ઇતનેમેં યહ જવાન આયે ઔર મેરે પ્રાણ બચ ગયા."

"અચ્છા." બીજા વેરાગીએ ઉત્તર દીધો. પછી તેણે તે બંને તરફ જોયું. પિલાજીના મુખ તરફ તેણે એકી ટસે જોયું. ત્યાર પછી વેરાગીઓ ચાલ્યા ગયા અને આપણા એ મરાઠા તરૂણો ઝુંપડી તરફ વળ્યા.

આ વાતને આઠ દશ દિવસ વીતી ગયા પછી તે જંગલમાં ઓચિંતી એક માવળાની ટોળી દાખલ થઇ, અને પ્રત્યેક ભિલ્લના ઘરમાં "પિલાજી હનમંતરાવ જાધવ આવ્યો છે? તે ક્યાં છે? હોય તો બતાવો. તે માણસે બંડ કર્યું છે." એમ કહી માવળાઓ ગડબડ કરવા લાગ્યા. છેવટે હંબીરરાવની ઝુંપડી પાસે આવી તેઓએ પિલાજીને અને તેને આશ્રય આપવા બદલ ઝુંપડીમાંનાં બધાં માણસને કેદ કર્યાં. પછી તે માવળા આનંદ પામતા રાયગઢ તરફ ચાલ્યા.

(૫)

પ્રાતઃકાળનો સમય હતો. બાળ રવિનાં કોમળ સોનેરી કિરણો વડે પર્વતના શિખર પર રહેલો રાયગઢ ઘણો જ શોભતો હતો. શિવાજી મહારાજ ઔરંગજેબના સપાટામાંથી છુટી સહીસલામત સ્વદેશમાં પાછા આવ્યા હતા, તેથી જ્યાં ત્યાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. કિલ્લામાંનું શંકરનું મંદિર અને મહારાજનો રાજમહાલ ઉત્તમ પ્રકારે શણગાર્યો હતો. ગઢ પર વચ્ચે વચ્ચે આનંદસૂચક તોપના અવાજ થતા હતા. આ સમયે મહારાજે

સ્નાન કર્યું હતું. જીજાબાઇ તેમને હાથે દાન ધર્મ કરાવતાં હતાં. પિલાજીની બેન શાંતિ પાસે જ ઉભી હતી. બધું મંડળ આનંદમાં હતું છતાં તે બિચારી ચિંતાતુર દેખાતી હતી. દાન ધર્મ થઈ રહ્યા પછી મહારાજે "કાલે પકડી લાવેલા કેદીઓ લઈ આવો." એવો હુકમ કર્યો. કેદીઓને મહારાજ સમક્ષ રજુ કરતાં શાંતિએ પિલાજીને તત્કાળ ઓળખ્યો, અને "ભાઇ ! તારી શી દશા ? " એમ બોલી દોડી જઈ તેને ભેટી પડી, તે દેખાવ જોઇ મહારાજ ગળગળા થઇ ગયા. થોડી વારે તે બોલ્યા: 'પિલાજી, તેં પ્રતાપગઢ પર બેદરકારી કરી પેહેરા તરફ દુર્લક્ષ્ય કર્યું હતું. તારી તે ભૂલનું કેવું ગંભીર પરિણામ આવ્યું હોત, તેની તને કલ્પના પણ છે ખરી ? "

"હા મહારાજ" પિલાજી બોલ્યો: "અને તે ભૂલ બદલ દેહાંત પ્રાયશ્ચિત લેવા હું આજે પણ તૈયાર છું."

એ સાંભળી મહારાજ કાંઇ જ બોલ્યા નહિ, પણ હંબીરરાવ તરફ જોઈ બોલ્યા: "તમે અમારી હદમાં રહો છો છતાં આ હદ પાર થએલા માણસને તમારી પાસે રહેવા દીધો તે બદલ તમને પણ શિક્ષા કરવી જરૂરની છે. આ કામમાં તમને જતા કરવા અશકય છે. પિલાજીએ બે ગુનાહ કર્યા છે. પહેરા પર રહેવા છતાં બેદરકાર રહ્યો એ એક, અને હદ પાર થયા છતાં હદમાં જ રહ્યો એ બીજો. તમે તેને આશ્રય આપ્યો એ તમારો ગુનો પણ ક્ષમ્ય નથી."

હંબીરરાવે કંઇ પણ ન બોલતાં પોતાને હાથે પહેરેલી વીંટી મહારાજ સ્હામું ધરી. એક તરફ ડોશી, તારા અને શાન્તિ એ બધાં ગભરાઈ જઇ અશ્રુપાત કરવા લાગ્યાં. ડોશી તો મહારાજના પગ પકડીને કહેવા લાગી: "મહારાજ, મને જોઇએ તો ગમે તેમ કરો, કાંતો મારી નાંખો, પણ એને જીવતદાન આપો. આ છોકરાના જીવને ધોકો લાગવાથી મારો વંશ આગળ વધતો અટકશે."

મહારાજથી હવે થોભાયું નહિ, તે બોલ્યા: "ઉઠો, દાદીમા ઉઠો. મારે તમને વંદન કરવું જોઇએ. તેને બદલે આ શું ? " ત્યાર પછી પિલાજી અને હંબીરરાવને તેમણે છાતી સાથે ચાંપ્યા, અને બોલ્યા: "પિલાજી !

હું જ તે વેરાગી સમજ્યો? પોતાના મિત્ર માટે તું પોતાના પ્રાણ આપવા તૈયાર થયો શાબાશ છે તને" પછી તેમણે પોતાના ગળામાંની કંઠી કાઢી પિલાજીના ગળામાં પહેરાવી, અને બોલ્યા: "જે માણસ મિત્રો ઉપર ઉપકાર કરીને પોતાના પ્રાણ આપવા તૈયાર થાય છે, તે ખરેખર રાષ્ટ્રભૂષણ કહેવાશે."

એટલામાં રાજમાતા જીજાબાઈ સાહેબ ત્યાં આવી પહોંચ્યાં, અને બોલ્યાં: "આ બંને જોડાં કેવાં શોભે છે?" તે વખતે તારા અને શાંતિનાં મુખ જોવા જેવાં હતાં. રાજમાતા હંબીરરાવની દાદીનો હાથ પકડી વાડામાં લઇ ગયાં, અને તારા અને શાંતિને અંદર આવવા કહ્યું. જ્યાં ત્યાં આનંદ થઇ રહ્યો. હંબીરરાવને સૌથી વિશેષ આનંદ થયો હતો. તે બોલ્યો: "પહેલા વેરાગી તો મહારાજ પોતે જ હતા, ત્યારે બીજો વેરાગી કોણ હશે?"

"આ રહ્યો બીજો વેરાગી." તાનાજીરાવે આગળ ધસી કહ્યું: "પિલાજીરાવ! ઓળખ્યો કે મને!"

"મહારાજના કેવળ જમણા હાથ સ્વરૂપ તાનાજીરાવને કોણ નહિ ઓળખે?" પિલાજીએ સ્મિત હાસ્ય કરી કહ્યું.

"પણ આમ વેરાગીના વેશમાં એકલા આવવાનું શું કારણ?" હંબીરરાવે જીજ્ઞાસાથી પૂછ્યું.

"શું તેની તમને ખબર નથી?" તાનાજીરાવે આશ્ચર્યતાથી પૂછ્યું. "અહો! તે આલમગીર, પ્રપંચીઓનો પાદશાહ! અમેએ તેને શેરને માથે સવાશેર મળ્યા. તે મહારાજને કેદમાં નાંખવા માગતો હતો, પણ અમે મહારાજને અને છોટા મહારાજ (સંભાજી) ને મીઠાઇની ટોપલીઓમાં બેસાડી નસાડી લાવ્યા! કોઇ ઓળખે નહિ તે માટે વેરાગીનો વેશ લીધો, અને વારાણસી, વૃંદાવન વગેરે ક્ષેત્રોની યાત્રા કરતા કરતા વૈરાગી બુવા દક્ષિણમાં આવ્યા. છોટા મહારાજ હજી કાશીમાં જ એક બ્રાહ્મણને ત્યાં છે. પિલાજીરાવ! મહારાજને તમે બંનેએ જીવ જવાના પ્રસંગમાંથી બચાવ્યા છે. મહારાજે અને મેં તમને તે વખતે જ ઓળખ્યા હતા સમજ્યા કે પિલાજીરાવ!"

"મારા તરફ એકી ટસે એ કેમ જોતા હશે? એવું તે વખતે જ મારા મનમાં આવ્યું હતું." પિલાજી બોલ્યો:

"એક વાર નજર નીચે આવી ગએલા માણસને મહારાજ કદીએ ભૂલતા નથી." તાનાજીએ કહ્યું.

* * * * *

હૈબતરાવને જંગલમાં તીર મારનાર કોણ હતું તે જ્યારે સમજાયું, ત્યારે તેમને ઘણો જ આનંદ થયો. તેમણે હંબીરરાવને પોતાની પૌત્રી આપવાનો નિશ્ચય કર્યો.

* * * * *

શુભ દિવસે, શુભ મુહૂર્ત સમયે પિલાજીનું તારા સાથે અને શાંતિ સાથે હંબીરરાવનાં લગ્ન થયાં. વિવાહ પ્રસંગે શિવાજી મહારાજ, રાજમાતા જીજાબાઇ અને તાનાજીરાવ પણ હાજર હતા. હૈબતરાવને અને હંબીરરાવની દાદીને "આજે આપણે કૃતાર્થ થયાં." "આ બધી મહારાજની જ કૃપા!" એવું લાગ્યું. તે બોલી: "મહારાજનો જય જયકાર થાઓ, મહારાજ દિર્ઘાયુ થાઓ."

* * * * *

રાજ્યારોહણ પ્રસંગે પિલાજી અને હંબીરરાવ એ બંને કિલ્લેદાર થયા હતા. તારાબાઇ અને શાન્તાબાઇ એ બંનેની કુંડે નક્ષત્રને પણ શરમાવે એવાં પુત્ર રત્નો હસતાં રમતાં જોઇને સર્વને કૌતુક લાગ્યું. પિલાજી અને હંબીરરાવની તરવાર રણાંગણમાં ચમકતી હતી, પણ તેમની સ્વામીનિષ્ઠા દેશભક્તિ રાજભક્તિ અચળ હતી.

**સ્વામીનિષ્ઠા! રાજભક્તિ! દેશભક્તિ! તમારો જય જયકાર થાઓ!**

* * * * *

શું આ બધું બનવા યોગ્ય જ હતું? એને શું કહેવું વારૂ? એ તે મહારાજની કૃપા કે વેરાગીની બક્ષીસ?





# ૧૩ પ્રતિજ્ઞા-પાલન.

## પ્રતિજ્ઞા ૧.



"માતાજી ! તમારી જો આજ્ઞા થાય તો પેલા જાદવરાવના રાઇ રાઇ જેટલા કટકા કરી નાંખું. મ્હારા પિતાની નોકરી મેળવવા માટે તેણે જ એ ઘોર કૃત્ય કર્યું છે. તમે ફક્ત "હા" કહો એટલે પછી જાદવરાવને એક ક્ષણમાં હતો ન હતો કરી નાંખીશ. તમે કહો તો તેને જીવતો પકડી લાવી તમારા સમક્ષ હાજર કરૂં. તમે જ તમારે હાથે તેનું માથું ઉડાવી દેજો. તમારા ઉપર દુઃખાગ્નિનો વર્ષાદ વર્ષાવવામાં તે જ કારણભુત થયો છે ને ? તો પછી તમે હા કહો. મુખ્ય સરદારની જગ્યા મેળવવા માટે જ પાપીએ એ ઘોર અધમ કૃત્ય કર્યું છે, તેના ગળાનો ટોટો પકડી લોહી પીવા જ દો ! તેનું નામ દેતાં જ મ્હારા અંતઃકરણમાં ક્રોધાગ્નિ ભડકી ઉઠે છે અને એવું થાય છે કે જાણે હમણાં જ જઇને તેનો ટોટો પીસી ખાઉં ! પણ શું કરૂં ? પાછળ ફક્ત તમારી ચિંતા થાય છે !"

એટલા શબ્દ બોલીને તે તરૂણ થોડો વખત સુધી સ્તબ્ધ ઉભો રહ્યો. તેના મસ્તકમાં અનેક વિચારોનું તોફાન ચાલી રહ્યું હતું. એક મન કહેતું કેઃ "હમણાં જ જઇને શત્રુને સ્વર્ગ બતાવી દે." પરંતુ તેજ ક્ષણે બીજું મન કહેતું કેઃ "બનેલી વાત વિસરી જઇને, પોતાની માતાની સેવા કરવી અને હજુરની સ્વામીનિષ્ઠાપણે નોકરી કરવી." તે તરૂણે પુનઃ પોતાની માતાને કહ્યું: "માતા ! જો તમારી આજ્ઞા હોય તો હમણાં જ જાઉં છું. ત્રણ દિવસની અંદર જો જાદવરાવનું મુડદું તમારાં ચરણ આગળ ન લાવું તો હું તમારો પુત્ર જ નહિ. ત્રણ દિવસની અંદર જો હું પાછો ન આવું તો હું મરણ પામ્યો છું એમ સમજજો. ત્યાર પછી તમને જે યોગ્ય લાગે તે કરજો. તે અધમનું રક્તપાન કર્યા સિવાય મ્હારી તૃષા શાંત થશે નહિ."

તરૂણ ગુસ્સામાં જ દ્વાર-બહાર પગ મુકતો હતો તે જ ક્ષણે, પુત્રપ્રેમ વડે ઓતપ્રોત ભરેલી માતાએ પોતાના કોમળ અને ક્ષીણ હાથ વડે તેનું કાંડું પકડયું અને કહ્યું: " બેટા વિશ્વાસ ! તું આવો ગાંડો કેમ થાય છે ? અનર્થકારક હઠ છોડી દે, મને તારા સિવાય હવે બીજો કોનો આધાર છે વારૂ ? મ્હને આકાશ ટૂટી પડયા જેટલું દુઃખ નથી થયું કે ? પરંતુ શું કરવું ? તેમના ભાગ્યમાં એવું જ લખેલું હતું ત્યાં પછી આપણે શું કરીએ ? હવે તું જ મ્હારૂં સર્વસ્વ ધન છે. તું જો મ્હને છોડીને ચાલ્યો જાય અને ત્હારૂં કંઇ સારૂં નઠારૂં થાય તો મ્હારી શી વ્હલે ? હું ત્હારી માતા છું ને ? ત્યારે મ્હારૂં આટલું કહ્યું માન. એ હઠ છોડી દે. એથી બહુ અનર્થ થવાનો સંભવ છે. ત્હારી પ્રતિજ્ઞા પાછી ખેંચી લે જોઉં ! "

" માતાજી, તમે શું બોલો છો ? તમે વીરપત્ની છો. વીરપત્નીએ પોતાની જાતે પોતાના પુત્રની પ્રતિજ્ઞા ભંગ કરવાનો ઉપદેશ આપવો એ તમને શોભે છે ખરૂં કે ? "

" વિશ્વાસ, તું જાણી જોઇને ત્હારો જીવ જોખમમાં શા માટે નાંખે છે ? એ હઠ—"

" માતા ! હું મરાઠા વીરનો બાળક છું. સાક્ષાત્ જો મૃત્યુ આવે તો પણ હું પ્રતિજ્ઞા ભંગ કરીશ નહિ. તે હરામખોર જાદવરાવનો જીવ લઇશ. અથવા હું સ્વતઃ મરીશ. માતા, તમે ગમે તેમ કરી ત્રણ દિવસ વિતાડજો. ચોથે દિવસે સંધ્યા સમય સુધીમાં જો મ્હારો પત્ર ના આવે કિંવા હું જાતે ના આવું તો મ્હને મરણ પામેલો જાણજો. હવે મ્હારે નીકળી પડવું જ જોઇએ. " રાતીચોળ જેવી આંખો કરી તરૂણે કહ્યું.

" ઇશ્વર ત્હારૂં કલ્યાણ કરો. "

---

## પાકીટ ૨.

માતાની રજા લઇ વિશ્વાસરાવ ઘોડેસ્વાર થવાની તૈયારીમાં જ હતો એટલામાં એક જાસુસે આવી તેના હાથમાં એક પાકીટ મૂકયું. પાકીટ જોતાં જ તે જાદવરાવ તરફથી આવેલું ધાર્યું અને તે પિતાના મૃત્યુ માટે

દુઃખ પ્રદર્શક હોવો જોઇએ એવું તેણે પ્રથમથી જ અનુમાન કરી લીધું હતું. પાકીટ તેણે ફાડયું. પરંતુ તેમાંનું લખાણ વાંચતાં તેને અતિશય આશ્ચર્ય લાગ્યું. આશ્ચર્યની ધૂનમાં જ તેના મુખમાંથી સહજ જ ઉદ્‌ગાર નીકળ્યા કેઃ "લખાણ તો બરાબર છે. પણ સહીમાં ફેર જણાય છે. આજ પર્યંત મેં હજુરની હજારો સહીઓ જોઈ છે. પરંતુ આવી સહી મેં કદી જોઈ હોય એવું મ્હને યાદ નથી. એમાં જાદવરાવની લુચ્ચાઇ જણાય છે. જાદવરાવ! બચ્ચાજી, યાદ રાખજે કે તું એકગણો પ્રપંચી છે તો હું હજારગણો પ્રપંચી છું. પત્રમાંની સહી ખોટી છે એ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. ત્યારે તો મ્હારે હજુરની એ આજ્ઞા પાળવી જ જોઇએ. જો આ પત્રમાંની સહી ખોટી હશે તો આજ પાકીટ જાદવરાવની વિરૂદ્ધ પુરાવારૂપ થઇ પડશે. મ્હારે આવતી કાલે સવારે દરબારમાં હાજર રહેવું જ જોઇએ. જતાં પહેલાં આ પત્ર માતાને વાંચી સંભળાવું તો તેના મનને પણ કંઇક સંતોષ થશે."

એટલું કહીને વિશ્વાસરાવ પોતાની માતા પાસે પાછો આવ્યો. ઉપલા શબ્દો કહેતાં પહેલાં જ તેણે જાસુસને જવાની રજા આપી હતી.

માતા જ્યાં આંસુ ઢાળતી બેઠી હતી ત્યાં વિશ્વાસરાવ જઇ પહોંચ્યો. તેણે માતાને ધીમેથી બુમ પાડી. પુત્રને પાછો આવેલો જોઇ તેણે પોતાની પ્રતિજ્ઞા પાછી ખેંચી લીધી હશે એવું અનુમાન કર્યું અને તેથી તેને આનંદ પણ થયો. તેણે પુત્રને કહ્યું: "વિશ્વાસ, ત્હેં ત્હારી પ્રતિજ્ઞા પાછી ખેંચી લીધી ને? ત્યારે પહેલાં એવી ગાંડી હઠ શા માટે લઇ બેઠો હતો? જરા વિચાર કરીએ. વગર વિચારે પ્રતિજ્ઞા લઈ બેસાય કે?"

"માતા તમે એ શું કહો છો? મ્હારા જીવમાં જીવ છે ત્યાં સુધી હું મ્હારી પ્રતિજ્ઞા પાછી ખેંચી લઇશ નહિ, એવું મ્હેં તમને અનેક વખત કહ્યું છે. જરા શાંત થાઓ. તમને કંઇક શાંતિ મળે તેથી જ હું પાછો આવ્યો છું. હું તમને સર્વ કહું છું તે જરા શાંત ચિત્તે સાંભળો. હમણાં જ મ્હને એક જાસુસે મહારાજની સહીનો પત્ર આપ્યો છે. તેમાં લખ્યું છે કેઃ કાલે દરબારમાં મ્હને પિતાજીનો પોષાક આપવાનો સમારંભ કરવામાં આવશે. તેથી મ્હને સત્વર ત્યાં આવી આજ્ઞા થઇ છે. પરંતુ

વસ્તુસ્થિતિ જોતાં મ્હને એવું જણાય છે કેઃ દુષ્ટ જાદવરાયે આ પત્રમાં હજુરની ખોટી સહી કરી મ્હને મોકલ્યો છે. ગુપ્ત જાસુસો તરફથી એવી ખબર મળી છે કેઃ જાદવરાવે મહારાજના મનમાં મ્હારે માટે આડીઅવળી ભંભેરણી કરી છે. તે ચંડાળે એવું પણ કહ્યું છે કેઃ "વિશ્વાસરાવ શત્રુઓ જોડે મળી ગયો છે, અને થોડા દિવસમાં જ તે રાજદ્રોહ કરવાનો છે." મ્હારા સ્વપ્નમાં પણ એ વિચાર મ્હને સૂઝ્યા નથી. તેના પ્રપંચથી મહારાજનું મન મ્હારા વિરૂદ્ધ ઉશ્કેરાયું છે. મહારાજ તે દુષ્ટને જ સરદારીનો પોષાક આપવાના છે. એ પોષાક ત્હેને મ્હારા દેખતાં મળે છે એવું મ્હને બતાવી મ્હારી આબરૂ હલકી પાડવાને જ તેણે મ્હને આ પત્ર મોકલ્યો છે. પરંતુ તેના બેવકુફી ભરેલા માથામાં એવો વિચાર સૂઝયો નહિ કેઃ "આ પાકીટ મળતાં જ વિશ્વાસરાવ હાજર થશે અને સર્વે પ્રપંચ ઉઘાડો પડી જશે! વિશ્વાસરાવ દુશ્મનો જોડે મળી ગયો છે એ વાત ઉપર મહારાજને વિશ્વાસ કેમ બેઠો? તેમના મનમાં એવો વિચાર કેમ ઉત્પન્ન થયો નહિ કેઃ જેના પિતાએ માત્ર સ્વામિભક્તિને માટે જ પોતાના પ્રાણ ગુમાવ્યા છે તેનો પુત્ર એવો અધમ રાજદ્રોહ કરવા તૈયાર થશે જ કેમ? માતા! સર્વે હકીગત તમને જણાવી દીધી છે. મ્હારો એવો વિચાર છે કે દરબારમાં જવું જ. ત્યાં કંઇ નવું નીકળશે જ તે સમયે તેના વિરૂદ્ધ પુરાવો આપવામાં આ ખોટી સહીવાળો પત્ર બહુ ઉપયોગી થઇ પડશે. મ્હારી પ્રતિજ્ઞા પ્રમાણે તે દુષ્ટને તેના પાપનો ઉત્તર દેવા માટે સ્વર્ગમાં મોકલી જ દઇશ. તમે જરા પણ ક્લેશ કરશો નહિ. હવે મ્હારે જવું જ જોઇએ."

વિશ્વાસરાવનું ઉપલું ભાષણ તેની માતા એક ચિત્રની પેઠે સ્વસ્થ થઇને આશ્ચર્ય પામતી સાંભળતી હતી. તે બિચારીને જાદવરાવનાં કાળાં કર્મોની ખબર નહતી. જ્યારે તેણે તેનાં એક પછી એક કર્મો સાંભળ્યાં ત્યારે જ તેના મનમાં કંઇક આશ્ચર્ય અને કંઇક ક્રોધ તથા દ્વેષ ભરાયો. એટલું જ નહિ પણ "પોતે જાતે જઇને જાદવરાવનો જીવ લેવો" એવી તેને ઇચ્છા થઇ. ઉદ્વેગને લીધે તેના ઓઠ થરથરવા લાગ્યા. તેનાં નેત્ર ક્રોધ વડે અગ્ની જેવાં લાલચોળ થઈ ગયાં. તેનો સ્વર કમ્પતો નીકળવા લાગ્યો.

તેણે અતિશય ક્રોધપૂર્વક પોતાના પુત્રને કહ્યું: "વિશ્વાસ! એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ઘોડાને એડી માર. તે અધમ ચંડાળને એક વખત સ્વર્ગ જ બતાવ! જો ત્હારી પ્રતિજ્ઞા ચુકશે તો ત્હારી માતાના આપઘાતનું કારણ થઇ પડશે. ઇશ્વર ત્હારૂં કલ્યાણ કરો, અને ત્હને ત્હારા ધારેલા કાર્યમાં યશ પ્રાપ્ત થાઓ!"

## રસ્તામાં સંવાદ. ૩.

વિશ્વાસરાવે માતાની આજ્ઞા લઇ ઘોડો સપાટાબંધ હંકારી મૂક્યો. રાજધાનીમાં જઇ પહોંચવાની તેને અતિશય આતુરતા ઉત્પન્ન થઇ હતી. તેના મનમાં વિચાર ઉત્પન્ન થયા કે: "સર્વ હકીગત ટુટી ગયા પછી મહારાજને કેવું આશ્ચર્ય લાગશે, અને જાદવરાવનું મુખ કેવું જોવા જેવું થઈ રહેશે?" માર્ગમાં એક પળ પણ નહિ થોભતાં વિશ્વાસરાવ જાદવ-રાવના કિલ્લામાં આવી પહોંચ્યો. આસરે વીશ પચીસ માઇલ આવ્યાથી તેની જાંગો ભરાઇ ગઈ હતી. તેથી તે એક મ્હોટા ભવ્ય વૃક્ષ નીચે ઉતર્યો. નજીકમાં પાણીનો ઝરો વહેતો હોવાથી તેણે ઘોડાને ચંદી ચઢાવી અને પાણી પાયું. ઘોડાને પણ હવે જરા હોંશીઆરી આવી હોય એમ જણાયું. થોડી વિશ્રાંતિ લેવા માટે ઘોડાને વૃક્ષ નીચે બાંધી પોતે ચિંતાતુર મુખે વૃક્ષના થડ આગળ બેઠો હતો. એટલામાં તેણે નીચલો સંવાદ સાંભળ્યો:—

"કેમ રે સંભાજી! જાદવરાવ મહારાજે પુષ્પગઢના વિશ્વાસરાવને એકદમ ઠાર જ કરી દીધો કે! ખરો યુક્તિબાજ! બુદ્ધિનો પણ જબરો છે હોં! વિશ્વાસનો પિતા સુપ્રસિદ્ધ સ્વામિભક્ત હતો. તેની સ્વામિભક્તિને તેણે પાતાળમાં ખોશી દીધી! અને તેની સરદારી પોતાને મળે તે માટે તેણે જબરી યુક્તિ શોધી કહાડી. મહારાજના મનમાં તેણે કોણ જાણે એવું તે શુંએ ભેરવી દીધું છે કે જેથી મહારાજ પણ તેને જ દેખી રહ્યા છે!"

"સાંવળા! રહેવા દે ત્હારાં ગપ્પાં!" સંભાજીએ કહ્યું: "હું તે સર્વ વાત જાણું છું. માનાજીરાવને મારી નાંખવા માટે જે આઠ સરદારોને તેણે મોકલ્યા હતા તેમાં હું પણ હતો. મ્હેં તેના ખભા ઉપર છેવટનો ઘા એવી

ખુબીથી માર્યો કે જેથી તુરત જ તે પૃથ્વી પર ઢળી પડયો. અમે આઠ મનુષ્યો હતા છતાં તેણે અમને એવા તો હંફાવ્યા છે જો કે કંઈ વાત જ કહેવાની નહિ! સાબાશ છે તેના બળને! ધન્ય છે તેના શૌર્યને! ખરેખરો શૂરવીર અને સ્વામિભક્ત તો તેજ હતો. રાજ્યના સ્તંભ જેવા ચુસ્ત સ્વામિભક્તોને, માત્ર ઉંચી સત્તા પ્રાપ્ત કરવાને માટે જ્યારે લોકો મારી નાંખશે ત્યારે આટલા બધા પ્રચંડ રાજ્યની ઉતરતી કળા થવાને કેટલો વિલંબ થશે? એવા રાજભક્ત–સ્વામીભક્તોના મરવા કરતાં બહારથી માત્ર સ્વામી ભક્તિનો ઢોંગ કરનારા પણ અંદર ખાનેથી સર્પ જેવા ઝેરી અને કટ્ટા રાજદ્રોહી લોકોને પરમેશ્વર મૃત્યુ કાં આપતો નથી! હરામખોર, લુચ્ચા અને સ્વાર્થી જાદવરાવની નોકરી સ્વીકાર્યા પછી હવે મ્હને પસ્તાવો જ થાય છે. કેવળ એ દુષ્ટની સ્વામીભક્તિ જાગૃત રાખવા માટેજ એક અત્યંત સ્વામીભક્ત, શૂરવીર અને પરોપકારી મહાત્માનું મરણ નીપજાવવાનું કામ મ્હારે હાથે આવ્યું! હરિ! હરિ! હું કેવો હિણભાગી? હું કેવો મહા પાપી! સાંવળા! એ દુષ્ટ જાદવરાવનાં પાપી કૃત્યો જો હું ત્હને કહેવા બેસું તો તે એક મહિને પણ પૂરાં થાય નહિ. જે પોષાક ઉપર વિશ્વાસરાવનો સંપૂર્ણ હક્ક છે તે પોષાક પોતાને માટે છે એવું બતાવી તેનું માનભંગ કરવા અને તેને સર્વત્ર હલકો પાડવા તે દુષ્ટે કાલે મહારાજની ખોટી સહી સાથેનો એક બનાવટી પત્ર તેને મોકલ્યો છે. અહા! કેટલું બધું અભિમાન!”

સંભાજીરાવ જાદવરાવનો નોકર હતો તેમ છતાં પોતાને એવો દુષ્ટ માલિક મળવા બદલ તેને અતિશય ખોટું લાગતું હતું. તે સ્વામીભક્ત હતો. તેથી જ તેને જાદવરાવે લુંટારાનો પહેરવેશ પહેરાવી માનાજીરાવનું ખુન કરવા મોકલ્યો તે કાર્ય તેને ન છુટકે કરવું પડયું!

જે પુરૂષના શૌર્યની, પરોપકારની, અને સ્વામીભક્તિની શત્રુ સુદ્ધાં સ્તુતિ કરે છે તેનામાં શૌર્ય, પરોપકાર અને સ્વામીભક્તિ કેટલી બધી હશે તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. તેજ પ્રમાણે જેના તાબાના સરદાર અને તે પણ જેવા તેવા નહિ પણ પાકા સ્વામીભક્ત, જેના પાપીપણાને

માટે અને અહંકારને માટે ગાળો અને શ્રાપનો વર્ષાદ વર્ષાવે છે તે પુરૂષ એટલે જેના ઉપર રાજ્યનો સર્વ આધાર છે તે મુખ્ય સરદારની જગ્યાને કેટલો લાયક છે તેની પણ કલ્પના વાચકોએ જ કરી લેવી.

સાંવળાને અને સંભાજીને ઉતાવળનું કામ હોવાથી તેઓ ત્યાંથી સત્વર ચાલ્યા ગયા. વિશ્વાસરાવ અદ્યાપિ પર્યંત પેલા વૃક્ષ નીચે બેઠો હતો. સાંવળાએ જ્યારે પ્રથમ એક પછી એક શબ્દો બોલવાની શરૂવાત કરી ત્યારે ત્યાં જઈને તેને મારી નાંખવાની વિશ્વાસરાવને ઇચ્છા થઈ પરંતુ એટલામાં ઉતાવળ કરવાની જરૂર નથી એમ જાણી તેણે શાંત ચિત્તે બધું સાંભળી લીધું. "માનાજીરાવને મ્હેં છેલ્લા ઘાએ મારી નાંખ્યા." એ શબ્દો જ્યારે તેને કાને પડયા ત્યારે જ તેને અતિશય ક્રોધ ચઢયો. પરંતુ તેનું છેવટનું ભાષણ તેણે જ્યારે સાંભળ્યું ત્યારે તેના મનમાં પોતાના પિતા ઉપર એક પ્રકારનો પૂજ્યભાવ ઉત્પન્ન થયો. અને સાંવળાએ માત્ર પોતાનું કર્તવ્ય બજાવવા માટેજ તે કૃત્ય કર્યું છે એવું જાણી તેનો ક્રોધ ઓછો થયો. વળી સાથે સંભાજીરાવ ઉપર તેને એક પ્રકારનું માન ઉત્પન્ન થયું. એટલામાં તેઓ ચાલ્યા ગયા. વિશ્વાસરાવ ત્યાં બેસી રહ્યો અને ભવિષ્યના વિચારો કરવા લાગ્યો.

---

## દરબાર. ૪.

આજે જાદવરાવને મુખ્ય સરદારીનો પોષાક આપવાનો દિવસ હતો. દરબાર ગૃહને બની શકે તેટલી ઉત્તમ રીતે શણગાર્યું હતું. સિંહાસન ઉપર મહારાજ બિરાજ્યા હતા. ન્હાના મ્હોટા સર્વ સરદારો દરબારમાં હાજર થયા હતા. વિશ્વાસરાવ વૃક્ષ નીચેથી ઉઠી નીકળ્યો તે બરાબર દરબારને સમયે જ ત્યાં જઇ પહોંચ્યો. સર્વની આગળ બેસવાનો તેનો હક્ક હતો તેમ છતાં તે સર્વની પાછળજ બેઠો હતો. જાદવરાવે જરી કસબથી ભરેલો મરેઠા-શાહી પોષાક પહેર્યો હતો. પ્રથમ મહારાજે પ્રણામ કરી કહ્યું:—

"મ્હારા સરદારો ! મ્હારા રાજ્યના એક અત્યંત સ્વામીનિષ્ઠ-રાજ-ભક્ત અને મહાન શૂરવીર સરદાર માનાજીરાવને લુંટારાઓએ મારી નાંખ્યા છે તેથી આપણા રાજ્યમાં મ્હોટી ખોટ ગઇ છે. એ સરદાર આપણા રાજ્યના

એક સ્તંભ જેવા હવા. તેમની પછી તેમનો પોષાક તેમના ચિરંજીવીને આપવાની અમારી ઇચ્છા હતી પરંતુ મ્હને ખબર મળી છે કેઃ તે આપણા રાજ્યના શત્રુઓ જોડે મળી ગયો છે અને આ રાજ્ય પ્રાપ્ત કરવાના લોભથી તે સત્વર રાજદ્રોહ જેવું અધમ કૃત્ય કરવાનો છે. તેથી તે પોષાક માનાજીરાવના હાથ નીચેના સરદાર જાદવરાવને આપવાનું નક્કી કર્યું છે. અને આજના દરબારમાં જ માનાજીરાવના પુત્રની સરદારી અને જાગીર જપ્ત કરવાની હું આજ્ઞા ફરમાવું છું. સરદાર જાદવરાવે લુંટારાઓનો પરાજય કરી દક્ષિણ પ્રદેશમાં શાંતતા પ્રસારી છે. તેમને અમારા રાજ્ય માટે રાત દિવસ બહુ ચિંતા થાય છે. અમારા શત્રુઓનું નિકંદન કાઢવા માટે તેઓ રાત દિવસ પરિશ્રમ કરે છે. વળી આ જ પર્યંતના યુદ્ધમાં તેમનું શૌર્ય સર્વને વિદિત થઈ ગયું છે. તેથી હું તેના ઉપર ઘણો ખુશી થયો છું અને હમણાં જ હું તેમને સરદારીનો પોષાક આપી તેમના માનની વૃદ્ધિ કરીશ."

મહારાજનું ઉપલું ભાષણ સાંભળી સર્વ સરદારોની તદ્દન ખાતરી થઈ કે વિશ્વાસરાવ શત્રુ સાથે મળી ગયો છે અને સત્વર બળવો જગાડશે. વિશ્વાસરાવ દરબારમાં પાછલી હારમાં બેઠો હતો. તેણે મહારાજનું ભાષણ સાંભળ્યું ત્યારે તેના શરીરમાં નખથી શિખ સુધી અગ્નિની જ્વાળા પ્રકટી ! તે તુરત જ ઉભો થઇ બોલ્યોઃ " મહારાજાધિરાજ ! આપના પરમ સ્વામીભક્તનો રાજદ્રોહી પુત્ર દરબારમાં હાજર છે અને તેણે આપ નામદારનું સર્વ ભાષણ સાંભળ્યું છે. મ્હને દરબારમાં આવવાનું આમંત્રણ મળ્યુ નથી તે છતાં હું દરબારમાં હાજર થયો છું તે ઉપરથી મ્હારો શત્રુ સાથે નિકટનો સંબંધ હોવો જ જોઇએ. મ્હારા જેવા નિમકહરામને દરબારમાંથી હાંકી કાઢવાનો હુકમ હમણાં ને હમણાં જ થવો જોઇએ."

સરદાર વિશ્વાસરાવનું ભાષણ સાંભળી મહારાજને અતિશય ક્રોધ ચઢયો. એટલું જ નહિ પણ તેનો પ્રભાવ બહાર પણ જણાવા લાગ્યો. વિશ્વાસરાવને દરબાર ભરાવાની ખબર નહિ હોવા છતાં તે દરબારમાં શી રીતે હાજર થયો ! એનું કારણ તેમનાથી સમજાયું નહિ. એમાં કાંઇ પણ રાજકીય પ્રપંચ હોવો જોઇએ એવી તેમની સંપૂર્ણ ખાતરી થઈ. તેમણે અતિશય

ક્રોધે ભરાઈ મ્હોટે સ્વરે કહ્યું: "નિમકહરામ વિશ્વાસરાવ ! તેં અવિચારથી દરબારમાં પગ મૂકયો છે ? તું ત્હારા પિતાને પેટે કુળકલંક નીકળ્યો છે. તેં તારા પવિત્ર કુલને રાજદ્રોહનું કદી પણ નહિ ધોવાય એવું કાળું કલંક લગાડયું છે. તેં કુળાભિમાન તજી દીધું છે. તેં ત્હારા રાજભક્ત–દેશભક્ત પુર્વજોને રૌરવ નરકમાં નાંખ્યા છે. અમારો કિલ્લો હમણાં ને હમણાં જ ખાલી કરી આપ. પ્રથમ મ્હારા દરબારમાંથી નીકળી જા. નહિ તો ત્હને શૂળી પર ચઢાવવો પડશે. અરે ! કોણ છે રે ! ભાલાદાર, ચોપદાર, હવાલદાર, પકડો એ હરામખોરને અને અંધારી કોટડીમાં પૂરી દો !"

મહારાજનો ક્રોધ જોઇ જાદવરાવને અતિશય હર્ષ થયો. એક નિરપરાધી પ્રાણીનું ભરદરબારમાં અપમાન થયેલું જોઈ તે દુષ્ટના પાષાણ જેવા અંતઃકરણને આનંદ થયો, અને પોતાનું જીવન કર્તવ્ય પુરૂં થયેલું તેને જણાયું. તે દુષ્ટ વિશ્વાસરાવ તરફ જોઇ ખડખડાટ હસવા લાગ્યો !

વિશ્વાસરાવ અતિશય ક્રોધને વશ થયો હતો. તે સ્થાન અને ભાન ભૂલી ગયો. તેનાં નેત્ર વિકસ્યાં. ઓઠ કમ્પવા લાગ્યા. ભવાં સંકુચિત થવા લાગ્યાં. શરીરમાં વિજળીનો પ્રવાહ વહેવા લાગ્યો. તેનો હાથ તરવારની મૂઠ પર પડયો. તેને બે ભાલાદારે અને ચોપદારે પકડેલો હોવાથી તેનો કંઇ ઉપાય ચાલે એમ નહોતો. તેણે કમ્પતે સ્વરે કહ્યું:–

"મહારાજ ! હું ક્ષમા માગું છું. હું શૂળી પર જવાને તૈયાર છું. હું આ સ્થળે કેવી રીતે અને શા માટે આવ્યો તેનું ગુપ્ત કારણ આપ સમજી શકયા નથી. તેનું કારણ શું ? મ્હને આપનો આમંત્રણ પત્ર મળ્યો છે તેથી જ આપની આજ્ઞા પાળવા માટે હું દરબારમાં આવ્યો છું. આપની આજ્ઞા પાળવી એ જ મ્હારૂં કર્તવ્ય છે."

"શું મ્હારો આમંત્રણ પત્ર !" મહારાજના મુખમાંથી ઉદ્દગાર નીકળ્યા.

"હા, મહારાજ. ખાત્રી કરવા માટે આ પત્ર જુવો. મ્હારા પિતાને લુંટારાઓએ મારી નાંખ્યાની વાત જાદવરાવે ફેલાવી છે તે વાત તદ્દન ખોટી છે. મ્હારા પિતાની સરદારી તેને મળે તે માટે જ, સત્તા અને માન માટે જ, દુષ્ટ જાદવરાવે પોતાના તાબાના આઠ સરદારોને લુંટારાઓનો વેશ પહે-

રાખ્યો હતો. તે ચંડાળોએ મ્હારા પિતાનું ખૂન કર્યું છે, અને તેમને ત્યાંને ત્યાં જ દાટી દીધા છે. જે સરદારોને લુંટારાઓનો વેશ લેવડાવ્યો હતો તેમાંનો એક મુખ્ય સરદાર આજના દરબારમાં હાજર છે. જેના પિતાએ સ્વામીભક્તિને માટે પોતાના પ્રાણની આહુતિ આપી તેનો પુત્ર રાજદ્રોહ જેવું અધમ કાર્ય કરે એ આપ શી રીતે સાચું માનો છો? હું શત્રુ સાથે મળી ગયો છું એ વાત પણ દુષ્ટ જાદવરાવે જ ફેલાવી છે. એ તદ્દન જુઠ્ઠી વાત છે. માન અને લક્ષ્મીના લોભી નીચ મનુષ્યો જુઠ્ઠી વાતો ફેલાવતાં ઇશ્વરનો ભય રાખતાં નથી એ કેવી આશ્ચર્યની વાત! માર્ગમાં વિશ્રાંતિ લેવા માટે હું એક વૃક્ષ નીચે બેઠો હતો. તે સમયે જાદવરાવના તાબાનો એક સરદાર પોતાના નોકર સાથે વાતચિત કરતો હતો તે ઉપરથી હું સમજી શક્યો છું કે જાદવરાવના તાબાના બધા સરદારો તેની જુલ્મી સત્તાથી ત્રાસ પામ્યા છે. તેનો વિચાર મ્હારૂં નિકંદન કાઢવાનો છે. મહારાજ! આપની સહીનો આ પત્ર જાદવરાવે મ્હારા ઉપર લખ્યો તે સમયે તેનો એક સરદાર ત્યાં હાજર હતો. મ્હેં એવું પણ સાંભળ્યું છે કે: જાદવરાવની મહત્વાકાંક્ષા અતિશય વૃદ્ધિ પામી છે. તેણે મ્હારા પિતાની જગ્યા મેળવવા માટે આટલો બધો પ્રપંચ રચ્યો છે. તેના મનમાં રાજ્યાધિપતિ થવાની ઇચ્છા જાગૃત થઈ છે. એ કારણને લીધે ઉત્તરના રાજ્યાધિપતિ સાથે તેનો પત્રવ્યવહાર પણ શરૂ થયો છે. આપ નામદારે એના પ્રપંચી મિષ્ઠ ભાષણથી ભુલથાપ ખાધી છે એટલું જ નહિ પણ આપનું શિર વાઘના મુખમાં મૂક્યું છે. એનાં પાપિષ્ઠ કર્મ જોઇને નરક સુદ્ધાં થરથર કમ્પી ઉઠશે! મહારાજ, એક ગરીબ હિંદુ ગાયને—મ્હારાં પરમપૂજ્ય માતુશ્રીને—કે જેણે કાયા, વાચા અને મનવડે કદી પણ પાપકર્મ કર્યું નથી, જેને પતિવ્રત સિવાય જગતમાં અન્ય કશું વિશેષ ગૌરવશીલ જણાયું નથી તેના ઉપર વૈધવ્યાગ્નિનો વર્ષાદ એ દુષ્ટે જ વર્ષાવ્યો છે! પ્રભુ! આપ મ્હને એક ક્ષણ પર્યંત છુટો કરો. એ ચાંડાળનું શિર ઉડાવી દઇ તેના ગળાનો ટોટો પીસવા દો." એટલું કહી વિશ્વાસરાવે ક્રોધ ભરેલાં લાલ નેત્રો પૃથ્વી તરફ ફેરવ્યાં અને નીચું મસ્તક કરી ઉભો રહ્યો પરંતુ તેનું શરીર થરથર કમ્પતું હતું. હવે તેનાથી

એક શબ્દ પણ બોલાતો ન હતો. તેને અતિશય ક્રોધ ઉપજ્યો હતો. જાદવરાવ સિવાય તેની દ્રષ્ટિએ અન્ય કોઇ પણ જણાતું નહોતું.

જાદવરાવનું મુખ પણ ક્રોધાયમાન જણાતું હતું. તેના અંતઃકરણમાં પણ ખળભળાટ ચાલતો હતો. કદાચ પ્રપંચ ફુટી જશે તો પછી જગત્‌માં મ્હોં બતાવવાનું રહેશે નહિ. એટલું જ નહિ પણ મહારાજ શૂળી પર ચઢાવી દેશે, એવું તેના મનમાં નક્કી થઇ ચૂકયું હતું. તેના માથામાં અનેક વિચારની ઉથલપાથલ થતી હતી. તેણે આજ પર્યંત મનોરાજ્યમાં બાંધેલા ભાવિસુખનાં મહાલયો એક પછી એક ઢસળી પડવા લાગ્યાં! એક તરફ તેને ભયંકર યમરાજની સ્વારી જણાવા લાગી ! તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. સર્વ દરબાર તેને એક ભયંકર સ્મશાન જેવો શાંત જણાવા લાગ્યો. આ સમયે ત્યાં કોઈ એક પણ શબ્દોચ્ચાર કરતું નહતું. મહારાજના કપાળ ઉપર આશ્ચર્યથી કરચલીઓ વળેલી જણાતી હતી !

મહારાજે આશ્ચર્ય પામતાં જ કહ્યું: "વિશ્વાસરાવ, તું શું કહે છે તે હું સમજી શકતો નથી."

આ સમયે જાદવરાવના તાબાનો એક સરદાર સંભાજીરાવ સર્વ હકીગત કહેવા આતુર થઈ રહ્યો હતો. પરંતુ જ્યાં મ્હોટા મ્હોટા સરદારોએ મૌન્ય સ્વિકાર્યું હતું અને મ્હોમાં આંગળાં ઘાલ્યાં હતાં ત્યાં તેને કોણ પૂછે એમ છે ? વિશ્વાસરાવ તરફથી સાક્ષી પૂરીને તે નિરપરાધીને જાદવરાવની કપટ જાળમાંથી ક્યારે મુક્ત કરીશ? એવું તેના મનમાં થઇ રહ્યું. વિશ્વાસરાવને વગર અપરાધે અત્યારે ભયંકર ત્રાસ સહન કરવો પડતો હતો તે તેનાથી દેખી ખમાતું નહોતું. તેથી તે વારંવાર બોલવાની તૈયારી કરતો હતો પરંતુ વચમાં જ જાદવરાવ બોલવા ઉઠયો તેથી તે સ્વસ્થ બેઠો.

જાદવરાવે લથડતે અવાજે કહ્યું: "મહારાજ ! વિશ્વાસરાવના કહેવાનો અર્થ આપ શી રીતે સમજી શકો ! એના પ્રપંચી બોલવામાં ભૂલથાપ ખાઇ આપ નામદાર આપના પગ ઉપર કુહાડી મારી લેશો, અને આપની થોડી ભૂલને લીધે રણમાં રક્તની નદી વહેવડાવશો. રાજ્યમાં અંધેર પ્રવર્તશે. સર્વ ખંડીયા રાજાઓ સ્વતંત્ર થઇ બેસશે. જ્યાં ત્યાં "બળવાન

તે રાજા ” થઇ પડશે. પ્રજા એ રાજાને મનથી પુત્ર સમાન છે, આપ જો એ સર્પને દૂધ પાશો તો આપની પ્રજાનો–કહો કે–પુત્રનો વધ કરવા જેટલું આપને પાપ લાગશે. આપને અને આપના પુત્રપૌત્રને નરકવાસ ભોગવવો પડશે. એ અધમ, કુલકંટક, નીચ રાજદ્રોહીને આટલી બધી વખત સુધી બોલવા દેવું એ આપના જેવા શાંતિપ્રિય રાજાને શોભે નહિ ! આજ પર્યંત થયેલાં યુદ્ધ માટે અને અનંત પ્રજાજનોની પ્રાણાહુતિ માટે, તથા ઇશ્વિરે નિયમિત્ત કરેલા પ્રજાજનોનાં આયુષ્યનો ક્ષય કરવા માટે, ક્ષુદ્ર લાભ મેળવવાને ખાતર, એ જ દુષ્ટ નિમકહારામ, કુળકલંક રાજદ્રોહી વિશ્વાસરાવ કારણભૂત થયો છે. પોતાના ક્ષુદ્ર લાભને માટે એ દુષ્ટ ગમે તેવો જુઠો પુરાવો હાજર કરવા ચૂકશે નહિ. તે જે પત્ર બતાવે છે તે પણ ખોટો અને બનાવટી છે. શું મેં મ્હારા સરદારોને લુંટારાઓનો સ્વાંગ લેવડાવ્યો? રાજદ્રોહની નિશામાં જ તે એવું બોલતો જણાય છે. માનાજીરાવના કિલ્લા તરફ લુંટારાઓનો કેવો ત્રાસ વર્તી રહ્યો છે તે આપ નામદારને વિદિત જ છે. હું માનાજીરાવને મ્હારા કિલ્લામાં બોલાવું એ શકય છે ખરૂં ? મહારાજનું કંઇ કામ હોય તો, માનાજીરાવ મ્હારા કરતાં ઉચ્ચ દરજ્જાનો હોવાથી મ્હારે તેના કિલ્લાનાં પગથીયાં ચઢવાં પડતાં પરંતુ તે સમયે મ્હારે રાજ્યનું કોઇ પણ કામ કરવા ત્યાં જવું પડે એમ નહોતું. માનાજીરાવના ખુનના સમાચાર મ્હને મળ્યા તે સમયે ત્યાં દોડી જઈ ધર્માનુસાર અંત્યેષ્ટિ ક્રિયા કરાવવાની મ્હેં મ્હારી ફરજ સમજી હતી. અમુકનું ભાષણ સાંભળ્યું અને તેમણે અમુક કહ્યું વગેરે સર્વ હડહડતું જુઠું છે. તેમાં જરા પણ સત્ય નથી. ”

જાદવરાવનું ભાષણ સાંભળી મહારાજનું મન હવામાં હિંચકા ખાવા લાગ્યું ! વિશ્વાસરાવ કહે છે તે પ્રમાણે જાદવરાવે ઘોર પાપ કર્યું હોય એ તેમને અસંભવિત જણાયું. જાદવરાવના ભાષણ ઉપરથી રાજદ્રોહ થતાં કેટલું નુકસાન થાય તેની થોડી કલ્પના તેઓ કરી શકયા હતા. વળી મનુષ્યના શરીરમાં એક વખત રાજદ્રોહનો શયતાન ભરાયો કે પછી તે કોઇ પણ નીચ કર્મ કરવા આગળ પાછળ જોતો નથી એ તેઓ સારી પેઠે જાણતા હતા. આ સમયે મહારાજનો ક્રોધ અતિશય વૃદ્ધિ પામ્યો. હવે પછી

વિશ્વાસરાવને એક ક્ષણ પણ જગતમાં જીવતો રાખવો મહારાજને મહા પાપ જેવું લાગ્યું. તેમની સ્થિતિ અતિશય વિલક્ષણ થઇ પડી. શું કહેવું અને આ બાબતનું છેવટ પરિણામ કેવું લાવવું તે તેમનાથી સમજાયું નહિ. પરંતુ રાજદ્રોહનો વિચાર તેમના મનમાં ઉત્પન્ન થવાથી વિશ્વાસરાવનો એક ક્ષણમાં શિરચ્છેદ કરાવવાની ઇચ્છા તેમને ઉત્પન્ન થઇ. અંતે એ જ વિચારે તેમના મસ્તકમાં પ્રબળરૂપે નિવાસ કર્યો. તેમણે અતિશય ક્રોધમાં આવી જઇ કમ્પિત સ્વરે કહ્યું: "નીચ વિશ્વાસરાવ, ત્હારો મહાન્ અપરાધ થયો છે. ત્હારા ઘોર અને અત્યંત નીચ અપરાધનાં કારણો સાંભળવાં એ જ્ઞાન અને ડહાપણનો દુરૂપયોગ કરવા જેવું છે. પૃથ્વીમાતા ઉપર ત્હારો ભાર વ્યર્થ જેવો થઇ પડયો છે. ત્હારો શિરચ્છેદ કરાવ્યા શિવાય દેહશુદ્ધનું અન્ય સાધન જ નથી. વિણાજી! આજે દરબાર બરખાસ્ત થયા પછી તુરત જ એનું માથું ધડથી જુદું થવું જોઇએ."

એ સાંભળી વિશ્વાસરાવની કેવી સ્થિતિ થઈ હશે તેનું વર્ણન કરવાનું લેખકની લેખિનીમાં સામર્થ્ય નથી. આ જગતમાં અનીતિનું જ સામ્રાજ્ય પ્રવર્ત્તે છે એવું તેને જણાવવા લાગ્યું. "ચોર ન્હાસે છે અને સાધુ સપડાય છે." એ કહેવત તેને સત્ય જણાઇ. તે મનમાં ને મનમાં જ ઇશ્વરને તેના ન્યાયીપણા માટે દૂષણ દેવા લાગ્યો. તેણે એટલું જ કહ્યું: "ઇશ્વર ત્હારી ઇચ્છા વિરૂદ્ધ થવાની મનુષ્યોમાં હિમ્મત હોય ખરી?"

સંભાજી અદ્યાપિ પર્યંત તદ્દન સ્તબ્ધ બેઠો હતો. વિશ્વાસરાવને વિના અપરાધે શિરચ્છેદની શિક્ષા થયેલી જોઇ તેના અંતઃકરણમાં અતિશય સહાનુભૂતિ ઉત્પન્ન થઇ. કહો કે દયા ઉત્પન્ન થઈ. તેના દયાળુ અંતઃકરણથી મહારાજનો અન્યાય જોઈ શકાયો નહિ. મરાઠી રાજ્યમાં એક મહાન્ શૂરવીર અને સ્વામીભક્ત યોદ્ધો માત્ર પોતાના પાપી માલિકની કપટજાળમાં સપડાઇ પ્રાણ ત્યજે છે એ જોઈ તેનું અંતઃકરણ પીગળી ગયું. વિશ્વાસરાવનો પક્ષ લઇને બોલવા જતાં પોતાનાથી સ્વામીદ્રોહનું પાતક થાય છે એ જોઇ તેને બહુ દિલગીરી થઈ. પરંતુ સત્યને માટે, અને એક સત્યનિષ્ઠ પ્રાણીનો પ્રાણ બચાવવા માટે, એક ક્ષણ પર્યંત સ્વામી ભક્તિને વેગળી મુક-

વામાં શી હરકત છે ? એવો વિચાર કરી તેણે ભરદરબારમાં બોલવાની હિમ્મત કરી. તેણે કહ્યું: " મહારાજ ! વિશ્વાસરાવના પ્રાણ બચાવવા એ મ્હારા હાથમાં છે પરંતુ તેમ કરતાં મ્હારે સ્વામીદ્રોહ કરવો પડે છે. આપના રાજ્યના એક શૂરવીર, સ્વામીભક્ત તરૂણ અને નિરપરાધી પ્રાણીનો પ્રાણ બચાવવા માટે પેલા દુષ્ટ જાદવરાવ જેવા સ્વામીની સ્વામીભક્તિને વેગળી મૂકી દેવી પડશે તો તેની મ્હને શરમ લાગશે નહિ. એ સર્વ પ્રકારનાં પાપ-કર્મ કરનાર તે દુષ્ટ જાદવરાવ જ છે. માત્ર સત્તા અને માન મેળવવા માટે જ તેણે અઘોર પાપકર્મો કરી નરકને આમંત્રણ કર્યું છે. એ દુષ્ટ સત્તાને લોભે, બિચારાં નિરપરાધી પ્રાણીઓના રક્ત વડે, વધસ્તંભે કેટલી વખત સ્નાન કર્યું હશે તે કોણ જાણે છે ? પરંતુ હમણાં એક અપરાધી પ્રાણીના રક્તનું પાન કર્યા સિવાય તે શાંત થશે નહિ. "

એટલું કહી સંભાજીએ અથથી તે ઇતિ પર્યંત સર્વ હકીગત એવી ખુબીથી કહી સંભળાવી કે જે સાંભળતાં સર્વ સરદારો અને મહારાજનું હૃદય કમ્પાયમાન થઈ ઉઠયું. તેની વાત સાંભળતાં સર્વ સરદારો જાણે ચિત્ર-વત્ સ્તબ્ધ થઇ ગયા હતા ! અત્યાર સુધી જે સરદારને માટે તેમના મનમાં સહાનુભૂતિ અને માન ઉપજ્યું હતું તેને માટે તેમને ક્રોધ ચઢયો, અને તેનો શિરચ્છેદ જોવા તેમનાં નેત્ર તલ્પી રહ્યાં. સંભાજીરાવ જે સમયે બોલવા ઉઠયો તે સમયે જાદવરાવે હાથપગ પછાડયા ! હવે જાણે તે બોબડો હોય તેમ તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. તેને પોતાના શિરચ્છેદનો સમારંભ થતો હોય એવાં ચિત્રો જણાવા લાગ્યાં ! સ્પમત્વત્ સ્થિતિ જોઇ મહારાજને પણ અત્યંત આશ્ચર્ય લાગ્યું. દરબારમાંથી " જાદ-વરાવનો શિરચ્છેદ. " એવો જ ધ્વનિ સંભળાવા લાગ્યો.

મહારાજે વિશ્વાસરાવને બંધન મુક્ત કરી તુરત જ ઉચ્ચ આસન પર બેસા-ડવાનો હુકમ કર્યો, અને કહ્યું: " વિશ્વાસરાવ, ત્હારા જ તાબાના નોકરને મુખથી ત્હારાં સર્વ કાળાં કર્મોરૂપી પાપનો ઘડો ફુટયો છે. ત્હારો એ અપ-રાધ ક્ષમા કરવાથી પરમેશ્વરના નિયમનું ઉલ્લંઘન કરવા જેવું થાય. ત્હારા એ અપરાધનું પ્રાયશ્ચિત, શિરચ્છેદ સિવાય બીજાું નથી. વિણાજીરાવ ! કાલે

સૂર્યોદય થાય તે જ સમયે જાદવરાવનો શિરચ્છેદ થવો જોઇએ. તેનો પોષાક, આવતી કાલે દરબાર ભરીને વિશ્વાસરાવને અર્પણ કરીશું. શૂરવીર વિશ્વાસરાવ, વિના અપરાધે તને ત્રાસ ભોગવવો પડયો તે માટે ક્ષમા કરવી."

વિશ્વાસરાવે કહ્યું: "મહારાજ ! મ્હને આપે ક્ષમા આપવી. મ્હારે લીધે જ આપને બહુ ત્રાસ ભોગવવો પડયો છે તેથી તે માટે આપ દયાળુ મહારાજ મ્હને ક્ષમા આપશો એવી આશા છે. મ્હારે આપ નામદારને એક છેવટની વિનતિ કરવી છે. મ્હેં ઘેરથી નીકળતી વખતે મ્હારી માતા પાસે એવી પ્રતિજ્ઞા કરી છે કે: "ત્રણ દિવસની અંદર હું જાદવરાવનું માથુ ધડથી વેગળું કરીશ." પ્રતિજ્ઞા પૂર્ણ કરવી એ તરૂણ મરાઠાઓનું કર્તવ્ય જ છે. આપ નામદાર હુકમ કરશો."

મહારાજ: "તમારી પ્રતિજ્ઞાની વચમાં આવવાની મ્હારી ઇચ્છા નથી. પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે તમારી ઇચ્છા હોય તેમ કરો."

* * * * *

દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો. અંતે સત્યનો જ જય થયો. પ્રપંચજાળ પાથરનાર પોતે જ તે જાળમાં સપડાઇ પ્રાણ-મુક્ત થયો. બીજે દિવસે સૂર્યોદય થતાં જ જાદવરાવનું માથુ ધડથી વેગળું થયું ! પ્રતિજ્ઞાનું પાલન થયું.

**डाह्याभाई रामचंद्र म्हेता.**

---

## ૧૪ वीर-कन्य.

"સંકટ સમયે ધીરજ ધરવી, એ શાણાની રીત,
અનેક કરવા ઉપાય તરવા, તો જ થશે તમ હીત.—**રામદાસ.**



વેતરાજ સહ્યાદ્રિ પોતાનાં ગગનચુંબિત શિખરો વડે, સ્વતંત્ર રીતે આમતેમ વિચરનાર વાદળાંઓને એકત્ર કરી તેમનામાં ઐક્ય ઉત્પન્ન કરાવવાનો સતત પ્રયત્ન કરતો હતો. વર્ષા ઋતુ હમણાં જ વ્યતીત થઈ હતી. લીલાછંમ વૃક્ષોની વચમાં વચમાં, સેવાળથી ઢકા-

મલા લીલા રંગની ભેખડો ટેકરા સર્વત્ર દ્રષ્ટિયે પડતી હતી. દુટેલી ભયંકર ઉંચી ભેખડોની વચમાંથી એકાદ રૂપાના જાડા તારની પેઠે ચળકતો જળપ્રવાહ, ઘણી ઉંડી ખીણમાં એકદમ ભુસકો મારતો દષ્ટિયે પડતો હતો ! અતિ ઉચ્ચ શિખરોએ જાણે મુકુટ ધારણ કર્યા હોય તેમ રાયગઢ, પન્હાળા, સિંહગઢ વગેરે ઇતિહાસ પ્રસિદ્ધ કિલ્લાઓ પર્વતો ઉપર શોભતા હતા. અમે જે સ્થળનું વર્ણન કરીએ છીએ તે સ્થળે ઘોર અરણ્ય હતું. તે ઘોર અરણ્યમાં એક વિકટ પર્વતશિખર આકાશમાં ઉંચું ગયેલું જણાતું હતું. તેના ઉપર પવનગઢ બાંધ્યો હતો. એ કિલ્લાની ત્રણે બાજુએ કુદરતી રીતે પત્થરો હોવાથી તે દિશામાં દિવાલ બાંધવાની જરૂર જણાય તેમ નહોતું, છતાં પણ ત્યાં બેવડી દિવાલો અને મજબત બુરૂજો બાંધ્યા હતા. તે સમયે એ કિલ્લો અજય—નહિ જીતાય એવો—માનવામાં આવતો. તેના બુરૂજો એવા કૌશલ્યથી બાંધ્યા હતા કે જેથી ગઢ નીચેના ઘણા દૂર પર્યંતના સ્થાનમાં ઉભેલા દુશ્મનો ઉપર ઉત્તમ રીતે તોપનો મારો ચલાવી શકાય એમ હતું. તે સમયે એ ગઢનું મહત્વ પણ ઘણું હતું. કારણ કે એ કિલ્લેદારના તાબામાં સમુદ્ર પર્યંત પ્રસરેલી કોંકણપટ્ટી અને તે ઉપરના પ્રદેશનો મોટો ભાગ સોંપાયો હતો. પવનગઢ એ બિજાપુર સરકારના તાબાનું એક બળવાન નાકું હતું, અને તે રામદેવરાવ હનમંતરાવ મહાજન નામક કિલ્લેદારને સોંપવામાં આવ્યો હતો. મહારાષ્ટ્રીય વીર મહાન્ પ્રતાપી શિવાજી છત્રપિતએ એક પછી એક કિલ્લા સર કરવાનો સપાટો ચલાવ્યો હતો. અમુક કિલ્લેદારે પોતાની મેળે જ પોતાના તાબાનો કિલ્લો શિવાજી મહારાજને સોંપી દીધો, ત્યારે અમુક કિલ્લો શિવાજી મહારાજે છાપો મારીને સર કર્યો. વળી સરકારી વસુલાત બિજાપુર જતાં શિવાજી મહારાજે રસ્તામાં જ હલ્લો કરી સ્વાહા કરી લીધી ! એવી એવી બાતમીઓ ઘણુંખરૂં બિજાપુરના દરબારમાં આવી સર્વને ચિંતાગ્રસ્ત કરી દેતી ! એ સાંભળી બિજાપુરના બાદશાહ, તેમના પ્રધાન અને સરદારો ગભરાઇ ઉઠયા હતા. રાજ્યના સર્વ હિંદુ કિલ્લેદારો રાજ્યદ્રોહી થયા હશે એવી તેમના મનમાં શંકા ઉત્પન્ન થઇ. એ સમયે મોટા મોટા કિલ્લાઓ ઉપર જે સ્થળે મસઠા કિલ્લેદાર હતા ત્યાં તેના મદદગાર તરીકે એક એક

મુસલમાન કિલ્લેદાર મોકલવામાં આવતો. એ નીતિ પ્રમાણે ખાનસાહેબ યુસુફબેગ નામક એક મુસલમાન સરદારને પવનગઢ ઉપર મોકલવામાં આવ્યો હતો. ત્યાંનો કિલ્લેદાર રામદેવરાવ દઢ સ્વામિનિષ્ઠ હતો. પોતાના ઉપર રાજદ્રોહનો સંશય આવવાથી એક મુસલમાન સરદારને પોતાના ઉપર દેખરેખ રાખવા મોકલેલો જોઇ તે સ્વાભિમાની સરદારથી સહન થયું નહિ. "જેના રાજ્યમાં રાજભક્તિ–સ્વામિ–ભક્તિની કિંમત નથી તે ઠેકાણે રહેવું જ નહિ. બિજાપુરના બાદશાહ પાસે જઇ પોતાની તરવાર તેમના ચરણ આગળ મુકી દઈ તેમને છેવટના પ્રણામ કરવા અને નિશ્ચિંત જીવે ઇશ્વરની ભક્તિ કરવી." એવા વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. રામદેવરાવને સરસ્વતી નામક એક તરુણ કન્યા હતી. તેના ઉપર રામદેવરાવનો અતિશય પ્રેમ હતો. સરસ્વતીની માતા માત્ર બે વર્ષ થયાં દેવલોક પામી હતી. રામદેવરાવના મનમાં એવું હતું કે: "એકાદ કુલીન સદ્‌ગુણસંપન્ન જમાઇ શોધી કન્યા સાથે લગ્ન કરવાં અને જમાઇને બિજાપુરથી કિલ્લેદારનો પોષાક મેળવી આપવો." સરસ્વતી હંમેશાં પોતાના પિતાની પાસે ને પાસે જ રહેતી. યુસુફબેગે એક બે વખત સરસ્વતીના સુંદર રૂપનું દર્શન કર્યું હતું. તેનું અલૌકિક રૂપ લાવણ્ય જોઇને યુસુફબેગના મનમાં વિષયની વિષમય લાલસા ઉત્પન્ન થઈ. યુસુફબેગ છવીસ સત્તાવીશ વર્ષનો તરુણ હતો. હજી સુધી તેનું લગ્ન થયું ન હતું. આજે તે પોતાની ઓરડીમાં સરસ્વતીને પ્રાપ્ત કરવાની યુક્તિઓ શોધતો પલંગ પર પડયો હતો. "તે હિંદુ છે, હું મુસલમાન છું. એટલે હવે શું કરવું?" તેને કશું સુઝ્યું નહિ, અને સુંદર સરસ્વતીની મૂર્તિ મનમાંથી ખસતી ન હતી. અંતે તે માળ ઉપર ચઢયો અને ભંડારીયામાં મુકેલી એક બાટલીમાંથી થોડું લાલ પાણી પ્યાલામાં કાઢી ગટગટાવી ગયો. તે પાણી પેટમાં જતાં જ તેના શરીરમાં આસુરી શક્તિએ સંચાર કર્યો. તે બોલ્યોઃ "શું મ્હારા જેવા રાજવંશીનો તે તિરસ્કાર કરશે ? ના, ના. હું એક બે શબ્દ બોલીશ એટલે તે ખુશ થઇ જશે અને ઉલટી પોતાનો સ્વિકાર કરવા મ્હારા કાલાવાલા કરશે. એ ઇંદ્રસભાની પરીને અને આકાશની વિજળીને સરસ્વતી જેવું કઠોર નામ શોભતું નથી. તેને મુસલ-

માન ધર્મની દીક્ષા આપ્યા પછી હું તેનું મ્હારી પસંદગીનું ટુંકું નામ "ઝેબુન્નિસા" પાડીશ." સુસુફ પોતાના મન સાથે જ એમ બબડતો હતો. તેના મુખ ઉપર મધુર હાસ્ય ફરકતું જણાતું હતું. તેણે મનોરાજ્યમાં વિહાર કરતાં કરતાં પોતાનાં ઉત્તમ વસ્ત્રો ધારણ કર્યાં. "હમણાં તે સજ્જપરી તેના હંમેશના ઠેકાણે જ બેઠી હશે." એમ બોલતો પોતાની લાંબી મુછોને છેડે વળ દેતો સુસુફ, કિલ્લાની પશ્ચિમ દિશા તરફ ચાલવા લાગ્યો. આ સમયે સૂર્યનારાયણ ભગવાન પોતાનાં સુવર્ણમય કિરણો વડે ગઢને અને ગઢ નીચેની પૃથ્વી પર્યંત પ્રસરેલી ખીણો, ટેકરીઓ, અને પર્વતનાં શિખરોને, સોનેરી રંગે રંગી, સમસ્ત દિવસના પ્રવાસમાંથી વિશ્રાંતિ લેવા માટે પશ્ચિમ દિશા તરફ ધીમે ધીમે ઢળતા હતા. પશ્ચિમદિશારૂપી પ્રેમદા, પોતાના પ્રિયનાથને નજીક આવતા જોઈ લજ્જાથી અને પ્રેમથી રક્તવર્ણની થઇ ગઇ હતી. પક્ષિઓ, મંજુલ સ્વરે સંગીત ગાતાં ગાતાં, વિશ્રાંતિ લેવા માટે ત્વરિત ગતિએ પોતપોતાના માળા તરફ ઉડી જતાં હતાં. પશ્ચિમ-સુંદરીએ પોતાના પ્રાણનાથના આગમન પ્રિત્યર્થે પોતાનું મંદિર સોનેરી રૂપેરી ઝાલરો લટકાવેલી સુંદર ચિત્રવિચિત્ર રંગની ન્હાની મોટી મેઘમાલા વડે સુશોભિત કર્યું હતું. તરૂણી સરસ્વતી આ સમયે મનોહર પ્રકૃતિદેવીની લીલા અવલોકન કરતી, પોતાના એક ગાલ ઉપર હાથ ટેકવી કોણ જાણે શાએ વિચારોમાં નિમગ્ન થઇ હતી. સાયંકાળના શીતળ મંદ પવનની લહરીઓ આવતાં તેના કપાળ ઉપરના કાળા ભ્રમર જેવા ચળકતા વાળ આમતેમ ઉડતા હતા. તેને તે પોતાને ડાબે હાથે ઠીક કરતી હતી. પવનગઢની પાસેના સોનગઢને શિવાજી મહારાજે તાબે લીધાના સમાચાર આજે જ પવનપઢ પર આવ્યા હતા. મુસલમાન બાદશાહના તાબાનો કોઇ પણ મહારાષ્ટ્રીય ગમે તેટલો સ્વામિનિષ્ઠ હશે તો પણ શિવાજી જેવા એક તરૂણ યુવકે ડુંગરમાં રહેનારા અજ્ઞાન માવળાઓની સહાયતાથી આટલા બધા કિલ્લા મેળવ્યા તથા આટલો મોટો પ્રદેશ કબજે કર્યો એ જાણીને તેમને એક પ્રકારનું આશ્ચર્ય જ લાગતું !

વિશાળ આકાશમાં એક બિંદુ જેવો જણાતો સોનગઢનો કિલ્લો, ત્યાંના

પ્રબળ મુસલમાન કિલ્લેદારનો પરાજય કરી શિવાજી મહારાજે કેવી રીતે હસ્તગત કર્યો હશે તે સંબંધીના વિચાર આ સમયે સરસ્વતીના મનમાં ઉત્પન્ન થતા હતા. શિવાજી મહારાજ માટે તેના મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી. આ સમયે તેણે સૂર્યનારાયણને પશ્ચિમ-સુંદરીના સુંદર મંદિરમાં પ્રવેશ કરતો જોયો. તુરત તેણે ઉભાં થઈ અસ્ત પામતા સૂર્ય ભગવાનને નમસ્કાર કર્યો. તે જ ક્ષણે તેની પાછળથી કોઇએ "પ્યારી સરસ્વતી" કહીને બૂમ પાડી. સરસ્વતીએ એકદમ પાછું ફરીને જોયું. તો તેણે શું જોયું ? ખાનસાહેબ યુસુફબેગ પોતાના બે હાથ પહોળા કરી તેની પાછળ ઉભો હતો ! "ઓ ગુલિસ્તાનની પરી ! મ્હારી જીંદગી હવે ત્હારા જ હાથમાં છે. પ્યારી ! મ્હને સ્વર્ગનું સુખ આપવું કિંવા જહન્નમના દુઃખમાં નાંખવો એ પણ ત્હારા જ હાથમાં છે. હવે ત્હને મ્હારા બાહુપાશમાં લીધા સિવાય મ્હારા જીવનો ટળવળાટ, કદી પણ શાંત પડશે નહિ ! અહાહા હા ! સુંદરી ! આ સુવર્ણમય સૂર્યબિંબ, ત્હારા તેજસ્વી સુંદર મુખમંડલ ઉપરથી ઓવારી નાંખવું જોઇએ." એટલું કહી તે એક પગલું આગળ વધ્યો, એટલે આશ્ચર્યચકિત થયેલી હરણી જેવી સરસ્વતી પાછી ખસી ગઇ. ક્રોધને વશ થવાથી તેનું મુખ લાલચોળ થઈ ગયું. તેના ઓઠ થરથર કમ્પવા લાગ્યા. તેણે કમ્પતે સ્વરે કહ્યું: "મૂર્ખ ! તું ગાંડો તો નથી થયો ? દૂષ્ટ ! એવા શબ્દો બોલતાં ત્હારી જીભ કપાઇ કેમ પડતી નથી ? તું કોની સ્હામું બોલે છે ? અજ્ઞાન ! તને ભાન છે કે નહિ ? હું કોણ છું તે તું જાણે છે કે નહિ ? હું કિલ્લેદાર રામદેવરાવની કન્યા છું. ત્હારી ભૂલ માટે મ્હારી ક્ષમા માગ. હજી પણ હું તને ઉદાર ચિત્તે એક વખત ક્ષમા આપીશ." એ સાંભળી વિષયાંધ યુસુફે કહ્યું: "હે સુંદર રમણી ! ખરેખર, ત્હારૂં સુંદર રૂપ જોઈને હું ગાંડો જ બન્યો છું. અરે ! તેંજ મ્હને ગાંડો બનાવ્યો છે. ત્હારી ક્ષમા માગવા માટે હું તૈયાર જ છું, પરંતુ જ્યારે તું મ્હારી "પ્યારી" થશે ત્યારે હું કોણ છું તે તું કદાચ જાણતી નહિ હોય. મ્હારા કાકાની પુત્રી-મ્હારી બ્હેન-બાદશાહના જનાનખાનામાં હોવાથી હું બાદશાહનો ઘણો જ નજીકનો સગો છું. સમજી કે સુંદરી ? વળી ત્હને એક ખાનગી વાત પણ કહું છું કે:

ત્હારો પિતા વૃદ્ધ થયેલો હોવાથી તેની પછી આ કિલ્લાની કિલ્લેદારી મ્હને જ મળવાની છે અને તે સંબંધી બિજાપુરના બાદશાહની સનંદ પણ હું લેતો આવ્યો છું. જો ત્હારે કિલ્લેદારની પત્ની બનવાનું માન ભોગવવું હોય તો મ્હારી પ્રાર્થના સ્વિકાર. હું ત્હને મ્હારી મુખ્ય બેગમ બનાવીશ. ત્હારો પ્રત્યેક શબ્દ ઝીલવાને આ દાસ હમેશાં તૈયાર રહેશે. પ્યારી! મ્હારા સ્હામું માત્ર એક વખત પ્રેમભરેલી દ્રષ્ટિથી જો. તે સિવાય યુસુફખાન જીવી શકે એમ નથી."

"મૂર્ખ! મ્હોં સંભાળીને બોલ. ત્હારી બેગમ થવા કરતાં કિલ્લાની દિવાલ પરથી નીચે ભૂસકો મારી પ્રાણ આપીશ." એમ કહીને બુરૂજની દિવાલ પર એક પગ મૂકી સરસ્વતી ઉભી રહી.

એ જોઈ યુસુફ બે ડગલાં પાછો ખસ્યો અને બોલ્યોઃ "હાં, હાં! સરસ્વતી! તરૂણ વયમાં જ કંઈ સુખવિભવ નહિ ભોગવતાં, એવું સાહસ કરીને જીવ આપવો એ કેવી મૂર્ખતા? મ્હારા જેવો સુસ્વરૂપ તરૂણ રાજ-પુરૂપ, ત્હારો પ્રેમ સંપાદન કરવા માટે પ્રયત્ન કરે છે એ જોઇ ત્હારા જેવી તરૂણીને આનંદ જ થવો જોઇએ. તેને બદલે તુ મ્હારો તિરસ્કાર કરે છે એ મૂર્ખતાને શું કહેવું? તું ત્હારા મનમાં શું સમજે છે? આ યુસુફખાન મ્હારૂં કહેવું ત્હને કબૂલ કરાવશે જ! તું ખુશીથી કબૂલ નહિ થાય તો તેથી ત્હારે ભયંકર કષ્ટ સહન કરવું પડશે. હું એ રામાથી બિલકુલ બ્હીતો નથી." યુસુફના શરીરમાં આ વખતે સુરાદેવીનો પૂરેપૂરો નીશો ચડયો હતો. તે હવે છેક ગાંડો બની ગયો. તે પાછો એક એક ડગલું આગળ ભરવા લાગ્યો. એ જોઇ સરસ્વતી ગ-ભરાઇને કિલ્લાની ભીંત ઉપર ચઢવા લાગી, અને બોલીઃ "ઓ નર પિશાચ! હવે જો એક જ પગલું આગળ આવશે તો ત્હારા અપવિત્ર હાથનો મ્હારા દેહને સ્પર્શ થતા પહેલાં જ હું આ ઉંડી ખીણમાં કુદી પડી ત્હારા જેવા નીચ મનુષ્યના હાથમાંથી મ્હારો છુટકો કરી લઇશ." તેણે નિરાશ થઇને આમ તેમ જોયું. નજીકમાં કોઇ પશુ પક્ષી પણ જણાતું નહતું. એ સ્થળ તદ્દન એકાંત અને મહાલયથી ઘણું દૂર હતું. મ્હોટેથી બૂમો પાડવામાં કશું વળે તેમ નહતું. સરસ્વતી કુદી બહાર પડે તે પહેલાં તેને બે હાથે પકડી

લેવાના વિચારથી યુસુફે વાઘની પેઠે છલંગ મારી પરંતુ તે સરસ્વતી ઉપર પડવાને બદલે એક કાળો પોષાક ધારણ કરેલા ઉંચા મજબૂત મનુષ્ય ઉપર પડયો. તે મનુષ્યે યુસુફને એક ન્હાના બાળક પેઠે ઉંચકીને વેગળો ફેંકી દીધો. "હરામખોર ! આ સમયે જ ત્હારી ગરદન કાપી નાંખી હોત પણ નહિ. પુનઃ હું અને તું એકત્ર થઇશું તે વખતે થઇ રહેશે. પુનઃ એની પાછળ પડજે તો ખરો પછી ત્હને આ ખંજીસ જોઇ લેશે. ત્હારા ગળા પર બેસવાને હું દરેક સ્થળે તૈયાર જ છું, એ નક્કી સમજજે." એટલી બ્હીક બતાવીને તે મનુષ્ય અંધકારમાં કોણ જાણે કયાંએ અદ્રષ્ય થઇ ગયો. યુસુફખાં સ્તબ્ધ થઇ ગયો. તેણે "ભૂ–ત–ભૂ–ત" કહીને બૂમ પાડી અને બેશુદ્ધ થઇ પડયો. એ સમયનો લાગ જોઇને અને સંકટમાંથી મુકત થઇ જાણીને આનંદ પામતી સરસ્વતી ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ. કાળો પોષાક ધારણ કરેલો મનુષ્ય કયાંથી આવ્યો અને ક્યાં ગયો ? તે સંબંધી તેણે ઘણા વિચાર કર્યા, પરંતુ તે કંઇ નક્કી કરી શકી નહિ. કિલ્લાના બંદોબસ્ત માટે સંશય કરવાનું કારણ જ નહતું ત્યારે પછી તે મનુષ્ય આવ્યું ક્યાંથી ? તે મનુષ્યના કહેવા પ્રમાણે ખરેખર કદાચ તે ભૂત તો નહિ હોય ? એ વિચારથી તેનું મન જરા કચવાયું પરંતુ તે મનુષ્ય ભૂત હશે તો પણ તે આપણો શત્રુ નથી પણ મિત્ર જ છે એવું તેને લાગ્યું. યુસુફે કિલ્લેદારીની સનદ પોતાની સાથે આણી છે એ સાંભળી હવે ગઢ ઉપર રહેવું શ્રેયસ્કર નથી એવું તેને જણાયું ! અત્યારે બનેલો બનાવ પિતાજીને નિવેદન કરી તે સંબંધી વિચાર કરવાનો નિશ્ચય કરી સરસ્વતીએ પોતાના નિવાસમાં પ્રવેશ કર્યો.

## (૨)

આજે મહારાષ્ટ્રીય વીર પુરુષોનાં મુખકમળ પ્રફુલ્લિત જણાતાં હતાં. સોનગઢ ઉપર સર્વત્ર આનંદ–ઉત્સવ થઇ રહ્યો હતો. શિવાજી મહારાજે મણુપતરાવની સહાયતાથી એક પણ મનુષ્ય નહિ ગુમાવતાં, સોનગઢનો કિલ્લો કબ્જે કર્યો હતો. એ ગઢ હાથમાં આવતાં જ તેની આસપાસનો વિશાળ પ્રદેશ શિવાજી મહારાજના રાજ્યમાં જોડી દેવામાં આવ્યો. શિવાજી

મહારાજનો મીઠડો સ્વભાવ, ગુણ ગ્રાહકતા, અને બીજા ઉપર પોતાની છાપ બેસાડવાની શૈલી; એ સઘળાં વડે તેઓ એટલા બધા લોકપ્રિય થઇ ગયા હતા કે જેથી તેમના સોબતીઓ તેમને માટે પોતાના પ્રાણ અર્પણ કરવામાં આઘું પાછું જોતા નહોતા. શિવાજી મહારાજના તાબામાં હમણાં એટલો બધો વિશાળ પ્રદેશ હતો કે જેથી બિજાપુરના બાદશાહ તો શું પણ દિલ્હીના બાદશાહને શુદ્ધાં તેમની ભીતિ લાગતી હતી. આજે સોનગઢ ઉપર આનંદ—ઉત્સવ થતો હતો. શિવાજી મહારાજ એક ઉચ્ચ સિંહાસન ઉપર બિરાજ્યા છે. તેમના ડાબા અને જમણા હાથ તરફ મહારાષ્ટ્રીય રાજ્યના આધાર સ્તંભ જેવા શૂરવીર તાનાજી, યેસાજી, બાજી વગેરે ઉભા હતા. મહાલયની બહાર ચપળ, ખડતલ અને વિશ્વાસુ માવળા સિપાહીઓનું સૈન્ય હાથમાં ભાલા, પીઠ પર ઢાલ અને કાંમળ તથા કંમર તરવાર જેવાં હથિઆરો વડે સજ્જ થઈ ઉભું હતું. સર્વ આવી રહ્યા પછી શિવાજી મહારાજે આસપાસ અમૃતમય દ્રષ્ટિપાત કર્યો અને કહ્યું: "મ્હારા પ્રિય મિત્ર તાનાજી, યેસાજી અને શૂરા માવળા સિપાહીઓ ! મ્હેં તમારી સહાયતા વડે જ મહારાષ્ટ્રીય સ્વરાજ્યનો પાયો નાંખ્યો છે. તમારૂં શૌર્ય અને તમારૂં સાહસ વગેરે ગુણનું વર્ણન કરવાની જરૂર નથી, કેટલોક કાળપર્યંત લુપ્ત થયેલા તમારા સદ્‌ગુણ હવે જગત સમક્ષ દેદીપ્યમાન થવા આવ્યા છે. જો મ્હને નરવીર તાનાજી અને યેસાજી જેવા માવળા મિત્રો ના મળ્યા હોત તો હું ખાત્રીપૂર્વક કહું છું કે, મ્હારાથી સ્વરાજ્યનો પાયો રચાત નહિ. બંધુ તાનાજી ! મહારાષ્ટ્ર ઉપર મ્હારા કરતાં તમારા જ વિશેષ ઉપકાર થયા છે."

"મહારાજ ! મ્હારા જેવા આપના એક ગરીબ સેવકને આટલું બહુ મહત્વ આપવાની કશી અગત્ય નથી. આપના જેવા ઈશ્વરાંશ—અવતારી, રણધુરંધર, શૂરવીર નેતા જો અમને ના મળ્યા હોત તો મહારાષ્ટ્રને કદી પણ સ્વતંત્રતાનાં મધુર ફળો ચાખવાને મળત નહિ. આપ અમારા મહારાષ્ટ્રીય સ્વરાજ્યના મુખ્ય આધાર સ્તંભ છો. સર્વશક્તિમાન પરમાત્મા, અમને અમારૂં કર્તવ્ય કર્મ બજાવવાનું ધૈર્ય આપે. અમારી તરવાર આપની સેવામાં હમેશાં તત્પર જ રહેશે." એમ કહીને તાનાજીએ પોતાની તરવાર મ્યાનમાંથી કિંચિત ઉંચી કરી પુનઃ મ્યાનમાં ઘાલી દીધી.

"તમારૂં કહેવું તમારી નમ્રતા અને સજ્જનતા બતાવી આપે છે પણ તાનાજી, આ શૂરવીર ગણપતરાવને શું બક્ષિસ આપવી ? હું ધારૂં છું કે સોનગઢની કિલ્લેદારી જ એમને યોગ્ય થઇ પડશે." શિવાજી મહારાજે કહ્યું.

"મહારાજ ! આપનો સેવક એટલા મ્હોટા માનને યોગ્ય નથી. હજી મ્હારાથી આપની સેવા કિંચિદ્ અંશે પણ થઇ નથી. પવનગઢ આપને મેળવી આપવાની મ્હને મહત્વાકાંક્ષા છે. એ કામ આપ મ્હને એકલાને જ સોંપો. એ કાર્ય પરિપૂર્ણ થતાંજ એની મેળે જ મ્હને મ્હારી બક્ષિસ મળી જશે." મહારાજના ચરણના પ્રતાપે પવનગઢ એકલો જ નહિ પણ તેની નીચેના વજ્રગઢ, લોહગઢ, દેવગઢ વગેરે કિલ્લા પણ આપને પ્રાપ્ત કરી આપીશ. માત્ર આપની આજ્ઞા થતાં જ વાર છે." ગણપતરાવે બે હાથ જોડી નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી.

"ગણપતરાવ ! સોનગઢ અમને મેળવી આપતાં તમે તમારા પ્રાણની દરકાર રાખી નથી. હમણાનું કાર્ય હું બીજાને સોંપવાનો હતો પરંતુ તમારો ઉત્સાહ અને એ પ્રાંતની તમારી પૂર્ણ માહિતી જોઇને, તમે જ એ કામ પરિપૂર્ણ કરી શકશો એવું હું ધારૂં છું. તમે આવતી કાલે સવારે ચઢાઈ લઈ જાઓ. તાનાજીના શૂરવીર માવળા સિપાઇઓને તમારી સાથે લઇ જજો. એટલામાં: "**समर्थांचिया सेवकां वक्र पाहे । असा सर्व भू-मंडळीं कोण आहे ॥** એવો શબ્દોચ્ચાર દરવાજામાં થતો સંભળાયો. તે જ ક્ષણે સર્વ મનુષ્યો ઉઠીને ઉભાં થયાં. શિવાજી મહારાજે તુર્તજ આસન ઉપરથી ઉઠી પોતાના ગુરૂ શ્રી રામદાસ સ્વામીને સિંહાસન પર બેસાડયા, અને પોતે હાથ જોડી નમ્રતાથી બોલ્યા: "સ્વામીજી મહારાજ! આપે આટલે બધે વેગળે સુધી પધારવાની તસ્દી લીધી તેનું કારણ શું ?"

"અરે શિવબા ! આજે મ્હને સાધારણ રીતે જ ત્હારૂં સ્મરણ થયું. તેથી ત્હને મળવા માટે જ અહિં આવ્યો. તેં સોનગઢ જીત્યો અને આજે પવનગઢ લેવાની ત્હારી ઇચ્છા જાણીને મ્હને ઘણો આનંદ થાય છે. પવનગઢ લેવા માટે તેં જે મનુષ્યની નિમણુક કરી છે તે તેજ કાર્યને માટે બરાબર લાયક છે."

એટલું કહી સ્વામીજી મહારાજ સમર્થ રામદાસે સર્વના સ્હામું સ્મિત-હાસ્ય કરી જોયું. અને કહ્યું: "શૂરા મરાઠી વીર પુરૂષો! તમારાં અંતઃકરણો બંધુ પ્રેમની રજ્જુ વડે બદ્ધ થવા દેજો. પરસ્પર દ્વેષબુદ્ધિને લીધે જ આપણી–આર્ય જાતિને અતિશય નુકશાન થયું છે. શિવબા! ત્હને વિશેષ શું કહું? "**मराठा तितुका मिळावा । आपुला महाराष्ट्र धर्म वाढावा ।**" (મરાઠા માત્રે એકત્ર થવું, અને મહારાષ્ટ્રના ધર્મની વૃદ્ધિ કરવી.) હું એકાએક અંતર્ધાન થયેલો હોવાથી, મ્હારા શિષ્યો, પર્વતમાં ચિંતાતુર થયા છે, તેથી હું જાઉં છું."

એમ કહી સ્વામીજી મહારાજ જવા તત્પર થયા. શિવાજી મહારાજે તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અન્ય સર્વ મરાઠી વીરોએ પણ તેમને નમસ્કાર કર્યા. પરંતુ ગડબડ થતાં જ સ્વામીજી ક્યાંક ગુમ થઈ ગયા. સ્વામીજીના અમૃતમય ઉપદેશ વડે સર્વના હૃદયમાં આનંદની લહરો ઉછળતી હતી.

શિવાજી મહારાજે કહ્યું: "સદ્‌ગુરૂ શ્રી રામદાસ સ્વામી જેવા મહાન ગુરૂ મ્હને મળ્યા ન હોત તો હું મ્હારી પ્રિય માતૃભૂમિ–જન્મભૂમિની થોડી ઘણી સેવા કરવાને પણ શક્તિવાન થાત કે નહિ તે કહી શકાતું નથી. પરમ ભગવદ્ ભક્ત તુકારામ મહારાજને મ્હેં જે સંપત્તિ મોકલી હતી તે પાછી ઠેલતાં મ્હને કહાવ્યું હતું કે: "**सद्गुरु श्री-रामदासाचें भाषण। तेथें घाली मन चळों न को.**" (સદ્‌ગુરૂ શ્રી રામદાસ સ્વામીનો ઉપદેશ એ જ છે કે: મનને (લક્ષ્મીમાં) ચળાયમાન કરવું નહિ.) એ અભંગનું મધુર કડવું મ્હને યાદ છે. પાંડુરંગના ભક્ત તુકારામ અને રામદાસ સ્વામીના અભંગ ખરેખર અમૃતમય ઉપદેશથી ભરેલાં છે. મહારાષ્ટ્રના સદ્‌ભાગ્ય કે જેથી તેમને એવા મહાત્માઓ પ્રાપ્ત થયા." ત્યાર પછી ગદ્‌ગદ્ કણ્ઠે તેમણે કહ્યું: "ગણપતરાવ! તમે આવતી કાલે જ તમારા કાર્ય ઉપર ચાલ્યા જાઓ. આપણા કાર્યને સ્વામીજીનો આશીર્વાદ હોવાથી અપયશ મળવાની ધાસ્તી નથી. તેમ છતાં પણ જે કરો તે બરાબર વિચાર કરીને કરજો. તમને વિશેષ સહાયતાની જરૂર હોય તો હું આ સ્થળે જ છું."

"સ્વામીના કાર્ય માટે મ્હને મ્હારા પ્રાણની દરકાર જ નથી. જેનું

લૂણ ખાવું તેનું હરામ કરવું એ જ નરકમાં જવાની નિશાની હું સમજું છું." ગણપતરાવે જુસ્સામાં જ કહ્યું. ત્યાર પછી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો. ગણપતરાવ પોતાના માવળા સૈન્ય સાથે ગઢ પરથી નીચે ઉતર્યો.

*   *   *   *

યુસુફખાનને હવે શુદ્ધિ આવી હતી. ભૂતે કરેલા ચમત્કારથી ઘણો ખરો દારૂનો નિશો ઉતરી ગયો હતો. કોઇએ તેને ઘણા જોરથી વેગળે ફેંકી દીધેલો હોવાથી તેનું શરીર સખ્ત રીતે પછડાયું હતું. એવું આસુરી સામર્થ્ય મનુષ્યના શરીરમાં હોવું તેને અશક્ય જણાયું. ગમે તેમ પણ એ કોઇ ભૂત જ હોવું જોઇએ એવી તેણે કલ્પના કરી. એ લાગ જોઇ સ્વર્ગની સુંદરી સરસ્વતી તેના હાથમાંથી છટકી ગઈ હતી તેથી તેને ઘણી જ દિલગીરી થઇ. ભૂતે કહેલા "પુનઃ એની પાછળ પડજે તો ખરો બચ્ચાજી." એ શબ્દો તેના કાનમાં બણબણવા લાગ્યા. તે ધીમે ધીમે ચાલવા લાગ્યો. હજી સુધી તેની છાતી ભયથી ધડકતી હતી. "કિલ્લાની સનદ સંબંધી ગુપ્ત વાત બહાર પડી ગઇ, સરસ્વતી એ વાત તેના પિતાને કહ્યા સિવાય રહેશે નહિ, હવે ભવિષ્યમાં શું કરવું ?" એ સંબંધીના વિચારો મનમાં કરવા લાગ્યો. તે પોતાના મહાલ તરફ જવા નીકળ્યો એટલામાં પાછલી બાજુએથી કંઇક ખખડાટ થતો સંભળાયો. તે દિશા તરફ ફરીને જોવાનું તેનામાં ધૈર્ય નહોતું. અંતે ધૈર્ય રાખી બ્હીતાં બ્હીતાં તેણે પાછું ફરીને જોયું તો પ્રથમની પેલી કાળી મૂર્તિ, કિલ્લાની પાછળથી ઉંચું ડોકું કરી તેના સ્હામું જોતી હોય એવું જણાયું. એ જોતાં જ શૂરવીર યુસુફખાંનાં હાડકાં ગળી ગયાં ! તુરત જ તેણે ત્યાંથી ઉતાવળે પગલે ઘરનો રસ્તો લીધો. પોતાનાં મનુષ્યોમાં જઇ પહોંચ્યાથી યુસુફનું ભયથી ધડકતું હૃદય કંઇક શાંત થયું. તેણે તુરત જ પોતાના સિપાઇઓ વગેરેને એકત્ર કરી કિલ્લેદારના મહાલયને ઘેરો ઘાલ્યો. રામદેવરાવનાં મનુષ્યોએ એવું અકલ્પિત કૃત્ય જોઈ તેમણે પણ તેની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી. પરંતુ યુસુફખાંને તેમને પોતાની પાસેથી બાદશાહની સનદ બતાવી એટલે તે બધા શાંત પડ્યા, અને યુસુફખાંને વગર અડચણે પોતાનાં

મનુષ્યો સહિત મહાલયમાં પ્રવેશ કર્યો. શુસુદ્દ સમસ્ત મહાલય શોધી વળ્યો, પરંતુ રામદેવરાવનો કિંવા સરસ્વતીનો પત્તો લાગ્યો નહિ. જેને માટે આટલી બધી ખટપટ કરી અને રામદેવરાવ શિવાજી મહારાજ જોડે મળી જઇ બળવાખોર થયો છે એવું સમજાવી બાદશાહના મનમાં જેના વિરૂદ્ધ ભંભેરણી કરી જેની કિલ્લેદારી મેળવી તેની સુંદર કન્યા ખાનની પ્રપંચ જાળમાંથી સટકી ગયેલી જોઈ ખાન સાહેબ ઓઠ તળે દાંત કચડવા લાગ્યા! સરસ્વતીનું સુંદર રૂપ જોઇ તેને એટલો બધો મોહ ઉત્પન્ન થયો હતો કે જેથી તેને હવે બિલકુલ ચેન પડતું નહોતું. આટલો બધો સખ્ત બંદોબસ્ત હોવા છતાં સરસ્વતી અને રામદેવરાવ એકાએક ગુમ થઇ ગયાં એ જોઇ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે તુરતજ તેમની શોધ કરવા માટે સર્વત્ર પોતાનાં મનુષ્યો મોકલ્યાં.

## ( ૩ )

ઘોર અરણ્ય. ગિરિરાજ સહ્યાદ્રિ પર્વતનાં શિખરો ઉપર અને ઉતરવાનાં સ્થળોએ ઘનઘોર જંગલ વ્યાપી રહ્યું હતું. કોઇક કોઇક સ્થળનો વનપ્રદેશ તો એવો નિબિડ હતો કે ત્યાં સૂર્યનારાયણનાં કિરણો ખરે મધ્યાહ્ને પણ વૃક્ષપલ્લવમાં થઇને પૃથ્વી પર્યંત પહોંચતાં નહિ! એ વનપ્રદેશ ક્રૂર જંગલી પશુઓ વડે હમેશાં ગાજી રહેતો. સિંહ વાઘની ભયંકર ગર્જના સિવાય ત્યાં બીજા કશાનો અવાજ સંભળાતો ન હતો. રામદેવરાવ, સરસ્વતી સહિત ગુપ્ત ભોંયરાને માર્ગે થઇને તે અરણ્યમાં આવી પહોંચ્યો હતો. તે એકલો જ એ માર્ગ જાણતો હોવાથી અત્યાર સુધી કશું વિઘ્ન આવ્યું નથી. સરસ્વતીએ આ સમયે પુરૂષનો સ્વાંગ ધારણ કર્યો હતો. તેણે શરીરે લાંબો અંગરખો, માથે મંડિલ, કંમરે તરવાર અને હાથમાં ભાલો ધારણ કર્યો હતો. આ સ્વાંગથી તેનું નાજુક શરીર ઘણું જ સુંદર દેખાતું હતું. રામદેવના ઘોડા પાછળ તે પોતાનો ઘોડો ચલાવતી હતી. રામદેવના હૃદય સમુદ્રમાં આ સમયે અનેક વિચારતરંગોએ તોફાન મચાવી મૂક્યું હતું. શિવાજી મહારાજે પવનગઢ તેમને તાબે સોંપવાનું કહાવ્યું ત્યારે તેણે તેમનો તિરસ્કાર કરી અપમાન કર્યું હતું પણ મુસલમાનોની રાજભક્ત સેવા બજાવતાં અત્યારે તેને જે ફળ મળ્યું

હતું તેનો વિચાર કરતાં તેના હૃદયમાં અત્યંત ખેદ અને દુઃખ થવા લાગ્યું ! હવે ભવિષ્યમાં શું કરવું ? તેનો વિચાર કરતો કરતો તે ગહન અરણ્યમાંથી પોતાનો ઘોડો લઈ જતો હતો. આખો દિવસ ચાલેલો હોવાથી ઘોડાના શરીરમાંથી પરસેવાની ધારાઓ છુટતી હતી. રજનીનાથ ચંદ્રદેવે એક મ્હોટાં કાળાં વાદળાંમાંથી હમણાં જ પોતાનું મુખ બહાર કાઢી પૃથ્વીતલ પર અમૃતમય કિરણો ફેંકવા માંડયાં હતાં. અરણ્ય પુરૂં થયા પછી સપાટ પ્રદેશ આવ્યો. ત્યાંથી સોનગઢ ઉપરના દીપકો લપ્ લપ્ કરતા જણાતા હતા. આશરે અર્ધા કલાકના પ્રવાસ પછી તો રામદેવ અને સરસ્વતી બાદશાહની હદ ઓળંગી શિવાજી મહારાજે નવીન મેળવેલા પ્રદેશની હદમાં પ્રવેશ કરી શકયાં હોત પરંતુ એટલામાં પાછળથી અસંખ્ય ઘોડાનાં ટપ્ ટપ્ કરતાં પગલાં વડે સમસ્ત પ્રદેશ કમ્પાયમાન થઇ ઉઠયો. એકની પાછળ એક લઠ્ઠ જેવા, બળવાન મોગલ ઘોડેસ્વાર દોડતે ઘોડે ચાલ્યા જતા હતા. એ જોઈ ચપળતાથી રામદેવે અને સરસ્વતીએ પોતાના ઘોડા, નજીકની એક ઘીચ ઝાડીમાં સંતાડી દીધા. એક ઘોડેસ્વારના ત્રુટક બોલ સંભળાતા હતા કેઃ "સોનગઢ" "શિવાજીની શી બિશાદ ?" "એક ચપટીમાં—" વગેરે શબ્દો સાંભળતાં જ તેઓ સોનગઢ ઉપર પુનઃ છાપો મારવા જતા હોય એવું રામદેવે અનુમાન કર્યું. મુસલમાન બાદશાહ અને તેના સરદારો માટે હવે તેને તિરસ્કાર ઉત્પન્ન થયો હતો, ત્યારે તેના કરતાં સોગણું માન શિવાજી મહારાજને માટે તેને ઉપજ્યું હતું. "મોગલોનો સોનગઢ ઉપર ઘેરો પડે તે પહેલાંજ શિવાજી મહારાજને તેમની ઇચ્છા જણાવી દેવી જોઇએ. શિવાજી મહારાજ મોગલોના હાથમાં પકડાઇ જશે તો મહાન અનર્થ થશે. અને મરાઠાઓએ બાંધેલી સ્વરાજ્યની ઉચ્ચ આશાનો મહેલ અધવચમાંજ રસાતાળ જશે. હવે શું કરવું ?"

તેજ ક્ષણે સરસ્વતીએ કહ્યુંઃ "પિતાજી ! તમે એ કાર્ય મ્હને સોંપો. તમે ઘણા થાકી ગયા છો. હું એ કાર્ય કરી તુરતજ પાછી આવીશ. તમારા ઘોડા કરતાં મ્હારી "રોહિણી" ઘણી થાકી નથી. અજવાળું થતાં પહેલાંજ જ શત્રુઓ નજીક આવી પહોંચ્યાની ખબર હું મરાઠાઓને કહી

શકીશ." સરસ્વતીએ પોતાની ઘોડીની ડોક થાબડી. એટલે તે સ્વામીનિષ્ઠ પ્રાણીએ ફુરૂરૂર કરીને પોતાની સંમતિ દર્શાવી.

વૃદ્ધ વય થવાને લીધે રામદેવરાવ ઘણા થાકી ગયા હતા. તેઓ પુત્રીને "હા" કે "ના" કાંઇ કહી શકયા નહિ! શત્રુઓ નજીક આવી પહોંચ્યાની ખબર ગઢ ઉપર યોગ્ય સમયે પહોંચાડયા શિવાય છુટકો જ ન હતો. તેમણે ઘણી દિલગીરી સાથે પુત્રીને જવાની રજા આપી, પણ સીધે રસ્તે જવાના કરતાં ગુપ્ત માર્ગે અને મોગલો જોઇ શકે નહિ તેવી ખુબીથી ગઢ ઉપર જવાની રજા આપી; એટલું જ નહિ પણ તેના પાછા આવતાં સુધી તે એજ સ્થળે થોભી તેની વાટ જોશે એમ પણ કહ્યું. સરસ્વતી ભાલો મારવામાં અને તરવાર ચલાવવામાં ઘણી જ કુશળ હતી. એ શિક્ષણ તેને રામદેવે બાલ્યાવસ્થામાં જ આપ્યું હતું એટલું જ નહિ પણ તે તેના પિતા સાથે કોઇકિ કોઇક વખત શિકાર રમવા પણ જતી અને ત્યાં શિકાર કરવામાં કસાયલા શિકારીઓને ચકિત કરી નાંખે એવું પરાક્રમ કરી બતાવતી. પિતાની આજ્ઞા મળતાં જ "રોહિણી! મ્હારો સર્વ આધાર હવે ફક્ત ત્હારા ઉપર જ છે" એમ કહી તેને એડી મારી, એટલે તે ચતુર પ્રાણી ઝાડીમાંથી કુદી વેગળે પડયું અને પવનવેગે આડા અવળા માર્ગ કાપવા લાગ્યું. ચંદ્ર કયારનો અસ્ત પામી ગયો હતો. શુક્રના તારાનું ઝાંખુ તેજ પડતું હતું. તેમ છતાં સરસ્વતી પોતાની ઘોડી આસરે આસરે ગઢ તરફ ચલાવી જતી હતી. વૃક્ષની નીચે મોગલ સૈન્યનાં ટોળેટોળાં ઉભાં હતાં. તેમની ધારણા હતી કેઃ "ગઢને ઘેરો ઘાલી મરાઠાઓને ઠેકાણે લાવવા." સરસ્વતી તેમનાથી વેગળે ગાઢ ઝાડીમાં થઇને ગુપ્ત રીતે ચાલી જતી હતી. ઉષાદેવી પૂર્વ આકાશમાં આરૂઢ થઈ. સરસ્વતી એ ક્ષણે ગઢના પગથીઆં આગળ આવી પહોંચી હતી. ચઢવાનો અગવડ ભરેલો માર્ગ હજી આગળ હતો. તે થોડી આગળ ચઢી એટલામાં ઘોડાના પગલાંનો અવાજ તેણે સાંભળ્યો. તુર્ત જ તે એક મ્હોટા ખડકની પાંખમાં જઇ ભરાઈ ગઇ. એક મોગલ સૈન્ય ત્રણ મરાઠા સરદારોની પાછળ પડયું હતું. દશ મોગલો હતા; ગઢ ઉપર ચઢતાં તે પકડયા સિવાય રહેશે નહિ એવું જાણીને ત્રણે મરાઠાઓએ પોતાના ઘોડા પાછા ફેરવ્યા.

ક્ષણુ વારમાં તો મોગલ સ્વારો પેલા ત્રણે મરાઠાઓ ઉપર તૂટી પડયા. મરાઠા વીરો ત્રણ જ હતા પરંતુ તેમણે તરવારના પટા ફેરવવા માંડયા એટલે હશે મોગલો ત્યાં ને ત્યાં જ સ્તબ્ધ થઇ ઉભા. એક પગલું આગળ ભરવાનું તેમનામાં ધૈર્ય રહ્યું નહિ. મરાઠાઓ તરવારના પટા પવનવેગે ચક્રાકાર ફેરવતા હતા. પરંતુ મોગલોની ટોળીના નાયકે કહ્યું: "અરે ગધેડાઓ ! આમ ટગર ટગર જોયા શું કરો છો? જેને પકડવા માટે આપણે આટલો બધો પ્રયત્ન કરીએ છીએ તે જ બળવાખોર, લુંટારો શિવો તમારી સ્હામું છે." એ સાંભળતાં જ દીપક ઉપર જેમ પતંગીઉં ઝીંપલાઈ પડે તે જ પ્રમાણે તેઓ શિવાજી મહારાજના શરીર ઉપર ધસી ગયા. શિવાજી મહારાજની યશસ્વી ભવાની તરવાર તેમનું સ્વાગત કરવા તૈયાર જ હતી. તેણે એક પછી એક બે ત્રણ મનુષ્યનો ભોગ લીધો. તાનાજી અને યેસાજીએ બે ત્રણને ઠાર કર્યા. બાકી રહેલા ૭ સિપાહીઓએ ન્હાસી જવાને બદલે એકસંપ કરી મરાઠાઓ ઉપર તૂટી પડી ત્રણેને એકદમ જમીનદોસ્ત કરવા કિંવા ઘાયલ કરી કેદી બનાવી વિજાપુર લઇ જઇ શિવાજી મહારાજને જીવતા પકડવા માટે મ્હોટી જાગીર મેળવવાનો વિચાર કરી તેઓ પોતપોતાની તરવાર હવામાં ફેરવતાં ત્રણે મરાઠાઓ ઉપર ધસી ગયા. આ સમયે ઘણો બારિક પ્રસંગ હતો. ત્રણ મરાઠાઓ ઉપર ૭ મોગલોને ધસી આવતા જોઈ વીરબાળા સરસ્વતીએ પોતાની ઘોડી ખડકની આડમાંથી એકદમ બહાર કાઢી અને મોગલો તથા મરાઠા વીરોની વચમાં પ્રવેશ કર્યો, અને ક્ષણુ વારમાં તો પોતાની તરવારથી બે મોગલોને પૃથ્વી પર પાડયા અને ત્રીજાને ઘાયલ કર્યો! વચમાં આવી ઉભેલા સ્વારને જોતાં જ બાકી રહેલા મોગલ સ્વારો અતિશય ક્રોધે ભરાયા. તેમણે શિવાજી મહારાજને છોડી દઈ પેલા સ્વાર ઉપર હલ્લો કર્યો. સરસ્વતી મુસાફરીના શ્રમથી ઘણી થાકી ગઇ હતી. તો પણ ઘણી ચપળતાથી તેણે મોગલ સ્વારોની તરવારના ઘા ચુકવવા માંડયા. ક્ષણુ વારમાં શિવાજી મહારાજ, તાનાજી અને યેસાજી તેની મદદે ધાયા, અને બચેલા મોગલ સ્વારોને યમસદનમાં પહોંચાડયા. પરંતુ સરસ્વતીના હાથ ઉપર એક છરતો ઘા વાગ્યો તેથી તેમાંથી ધડ્ધડ લોહી વહેવા માંડયું. એ જોઇ

તાનાજીએ તુરત જ એક વનસ્પતીનાં પાંદડાં લાવી છુંદી ઘા ઉપર મૂક્યાં. શિવાજી મહારાજે તુર્ત જ પોતાનું શેલું ફાડી પાટો બાંધ્યો. એ અજાણ્યા ઘોડેસ્વારનું મનોહર રૂપલાવણ્ય અને અદ્ભૂત શૌર્ય જોઈ શિવાજી મહારાજને અતિ આશ્ચર્ય થયું. તેમને ક્ષણપર્યંત કંઇક સંશય પણ થયો. "આવું અ-લૌકિક શૌર્ય સ્ત્રીઓમાં કવચિદ્ જ હોય છે." એવું ધારી શિવાજી મહા-રાજે પ્રશ્ન કર્યો: "તરૂણ! તમારૂં નામ શું? તમે ક્યાં જાઓ છો? તમે આજે અણીને પ્રસંગે અમને મદદ કરીને અમારા પ્રાણ બચાવ્યા છે. તમારો ઉપકાર આ મહા—"

સરસ્વતી વચમાં જ બોલી: "ના, ના, મહારાજ! તે જગત્પાલક મહા પ્રભુએ મહારાષ્ટ્રને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવી આપવાના કાર્યમાં પોતાના પ્રાણની દરકાર નહિ કરનાર મહાન વિભૂતિને ઉપયોગી થઈ પડવાની મ્હને સંધિ આપી તે માટે મ્હને અતિશય આનંદ જ થાય છે હમણાં મ્હને વિશેષ વાતચિત કરવાનો સમય નથી. મહારાજ! નીચેનું સર્વ અરણ્ય મોગલ સેનાથી ભરાઈ ગયું છે. ગઢ ઉપર અચાનક છાપો મારવાનો તેમનો ઉદ્દેશ છે. વખતસર સાવધ કરવા માટે જ હું આપને ચેતવણી આપું છું. મ્હારા પિતા થોડે વેગળે ઉભા રહી મ્હારી વાટ જુવે છે. આપ સાવધ થઇ ભવિષ્યનો વિચાર કરશો. આ મોગલો પણ તેમાંના જ હશે એમ ધારૂં છું."

"આ શબ્દો પુરૂષના ન હોય! છેવટના શબ્દોથી તો ખાત્રી જ થાય છે કે એ પુરૂષ નથી પણ સ્ત્રી જ છે." શિવાજી મહારાજ મનમાં જ વિચાર કરતા હતા એટલામાં સરસ્વતીએ કહ્યું: "મ્હારૂં કામ પુરૂં થયું. મ્હારા પિતા થોડે છેટે મ્હારી વાટ જોતા ઉભા છે." એમ કહી પોતાની ઘોડી પવન વેગે પાછી ફેરવી. એટલામાં શિવાજી મહારાજે કહ્યું: "અરે તાનાજી! બોલાવ એને. તેનું નામ પણ જાણ્યું નહિ! તે સુરક્ષિત પાછી જઇ શકશે નહિ. આપણા ઉપર ઉપકાર કરનારનું નામ તો જાણવું જ જોઇએ. અરે! ઓ દીન મહારાષ્ટ્ર! ત્હારો ઉપકાર કરવા માટે અમારા દેશનાં યુવતિ રત્નોએ સુદ્ધાં કમ્મર કસી છે! તે ઉપરથી જણાય છે કે હવે ત્હારો ઉદય સત્વર થશે."

સરસ્વતી આ સમયે ઘણે વેગળે પહોંચી ગઈ હતી. તાનાજીની બૂમ સાંભળવાને તે શક્તિમાન નહોતી. શિવાજી મહારાજ કઠણ હૃદયે કિલ્લા તરફ પાછા ફર્યા. કિલ્લામાં આવતાં જ મહારાજે ત્રણ તોપો ફોડાવી. એ નિશાની રાંગણાના કિલ્લા ઉપરના મરાઠાઓએ સાંભળી તેજ ક્ષણે તેઓ કિલ્લા ઉપરથી નીચે ઉતરી સોનગઢ તરફ આવવા લાગ્યા. શિવાજી મહારાજ પણ પોતાના માવળી લશ્કરને લઈ ગઢથી નીચે ઉતર્યા. એ બન્ને સૈન્યની વચમાં વિજાપુરનું મોગલ સૈન્ય સપડાઇ ગયું. તેમનો ઇરાદો પાર પડયો નહિ. ઉલટું બન્ને સૈન્યોએ તેમની રેવડી દાણાદાણ કરી મૂકી ! તે ઉપરથી "શિવાજી મહારાજ, એ કોઇ સાધારણ પુરૂષ નથી પણ તેમનામાં કંઇ દૈવી શક્તિ છે" એવી મોગલોની ખાત્રી થઈ.

(૪)

સરસ્વવતીના હાથ પર પડેલા ઘામાંથી પુષ્કળ રક્ત વહી ગયું હોવાથી તેને અશક્તિ જણાતી હતી. તેની ઘોડી પણ હવે અતિશય થાકી હતી. તેને ઘણી જ તૃષા લાગી હતી. નજીકમાં જ કોઈ વહેળાનો ખળખળ નાદ સાંભળતાં જ પોતાની થાકેલી ઘોડીને થોડુંક પાણી પાવાની અને પોતે પણ થોડુંક જળ પીવાની ઇચ્છા કરી. તેણે વહેળા તરફ ઘોડીની લગામ ફેરવી. તેણે કહ્યું: "રોહિણી, તું ઘણું જ ઉત્તમ પ્રાણી છે હો ! ત્હારા જીવને આજે મ્હેં ઘણો ત્રાસ આપ્યો છે. મહારાષ્ટ્ર ભૂમિને મોગલ શૂન્ય કરવા માટે સંન્યાસી થયેલા મહાન પુરૂષના થોડા ઘણા ઉપયોગમાં હું આવી તેથી ત્હને અને મ્હને-બન્નેને અભિમાન થવું જોઇએ. આપણને ઘણો જ શ્રમ થયો છે. ચાલ, રોહિણી, આપણે પેલા ઠંડા વહેળામાંથી જળપાન કરી પુનઃ તાજાં થઇએ."

રોહિણીએ જાણે પોતાની શેઠાણીનું કહેવું સાંભળ્યું છે તે બતાવવાને કાન ઉંચા કર્યા, અને ઉતાવળે પગલે ચાલવા લાગી. વહેળાને કિનારે આવતાં જ સરસ્વતી પોતાની ઘોડી ઉપરથી નીચે ઉતરી. શરીર ઉપરથી લાંબો અંગરખો અને મંડિલ બાજુમાં પડેલા એક પત્થર ઉપર મૂક્યું. કાચની પેઠે ચળકતાં નિર્મળ ઠંડા જળનું પાન કર્યાં પછી તેમાંથી થોડું લઈ પોતાના

લાંબા ભાલા પર છાંટયું. હવે તેનામાં થોડીક હોંશિઆરી આવી. ઘોડીને જળપાન કરાવી છુટી ચરવા મુકી દીધી અને વહેળાને કિનારે વિશ્રાંતિ લેવા માટે લીલા દર્ભના મનોહર ગાલિચા ઉપર શરીર ઢાળી દીધું. શ્રમથી થાકી ગયેલી હોવાથી તેનાં નેત્રો તુરત જ મીંચાઇ ગયાં. અલ્પ વિશ્રાંતિ લેતાં પણ તેને ક્વચિદ્ મોગલોનાં સ્વપ્ન આવતાં હતાં. પોતાને પકડવા યુસુફખાન દોડતો આવે છે એવો તેને સ્વપ્નમાં ભાસ થયો. તુરત જ તે જાગૃત થઇ પોતાની તરવાર તરફ જોવા લાગી. એટલામાં તેણે પોતાની નજીક ક્રૂર ચ્હેરાના વટેમાર્ગુ મોગલ સ્વારને ઉભેલા જોયા. એ પણ સ્વપ્ન જ હશે એવું તેને પ્રથમ જણાયું પરંતુ આંખો ચોળીને પુનઃ તેમના તરફ જોતાં તે સ્વપ્ન નહિ પણ સત્ય છે એમ જણાયું. તે ગભરાઈ ગઈ. તેની તરવાર, મંદિલ અને ઘોડી એ ત્રણે વસ્તુ મોગલોના તાબામાં ગઈ હતી. હવે શું કરવું? તે પોતે પણ મોગલોના તાબામાં ગયેલી હોવાથી તેને વિશેષ ચિંતા થઇ. પોતાના પ્રિય પિતાનાં હવે પુનઃ દર્શન થશે કે નહિ? એ વિચારથી તેનાં બન્ને મનોહર નયનમાંથી મોતીના દાણા પેઠે બે આંસુનાં બિંદુ સરી પડયાં. તેણે પોતાનું ગભરાયલું મન સ્થિર કરી વસ્ત્રના છેડા વડે આંખો લુછી નાંખી. ક્ષણ વારમાં તેના મુખનો રંગ ફરી ગયો. હવે તે ક્રૂર વાઘણ જેવી જણાવા લાગી. તેણે ધીમે રહીને કહ્યું: "મ્હારા જેવી ગરીબ વટેમાર્ગુને પકડવાથી તમને શું મળશે? પૈસાના લોભે જો તમે મ્હને સતાવતા હો તો મ્હારી પાસે એક કોડી પણ નથી. મ્હને મ્હારે રસ્તે જવા દો."

મોગલોમાંથી હાસ્ય ધ્વનિ સંભળાયો. એકે કહ્યું: "પ્યારી સરસ્વતી! મ્હારે પૈસાની શી ખોટ છે? તે નિર્જીવ સોનાના કટકા કરતાં ત્હારો આ મુખચંદ્ર મ્હને અત્યંત પ્રિય લાગે છે. હું હવે પવનગઢનો કિલ્લેદાર થયો છું. લક્ષ્મી તો મ્હારા પગ આગળ ઠેલાય છે. એક વખત તો તું મ્હારા હાથમાંથી ન્હાસી છુટી પણ હવે ન્હાસી જવું અશક્ય જ છે. આ ગુલામને સ્વીકાર. ત્હને હું મ્હારી મુખ્ય બેગમ બનાવીશ. યા અલ્લાહ! આ રમણીય રત્ન, ખરેખર વિધાતાએ મ્હારે માટે જ નિર્માણ કર્યું છે. હવે

મ્હારા જેવો ભાગ્યશાળી બીજો કોણ છે? સુંદરી! ત્હારા આ ગુલાબી ગાલ ઉપર જણાતો લાલ રંગ જ ત્હારો મ્હારા ઉપરનો પ્રેમ સ્પષ્ટ બતાવી આપે છે. પ્યારી! ત્હને મ્હારા આ સોબતીઓની શરમ લાગતી હોય એમ જણાય છે. લે, ત્યારે, હું તેમને એક બાજુએ જવાનું કહું છું. પછી કાંઇ? આવ, કંઈ પણ ભય વગર આવ, અને મ્હારા ઘોડા પર સ્વાર થા. આપણે બન્ને પવનગઢ ઉપર જઈએ. ત્યાં તું સુખ અને વિભવમાં આળોટજે."

એમ કહીને યુસુફ પોતાના ઘોડા પરથી નીચે ઉતર્યો, અને સરસ્વતીની સ્હામુ ઉભો રહ્યો. તેનું નિર્લજ્જ ભાષણ સાંભળી વીરબાળા સરસ્વતીથી સહન થયું નહિ. તેને અતિશય ક્રોધ ચઢયો. તરવાર વગર તેનો હાથ ચળવળવા લાગ્યો. યુસુફ નીચે ઉતર્યો તેજ વખતે તેણે તેને જોરથી એક એવો તમાચો માર્યો કે જેથી તે "બાપરે, બાપરે," કહેતો ગાલ ચોળવા લાગ્યો. તેની આંખો આગળ લાલ, પીળાં, કાળાં કુંડાળાં જણાવા લાગ્યાં. તેના માથા પરની પાઘડી ગબડતી ગબડતી વહેળામાં જઈ પડી અને પોતાના માલિકની મશ્કરી કરતી જળતરંગ સાથે વહેવા લાગી! યુસુફે કહ્યું: "મ્હારૂં આટલું બધું અપમાન? હું એનું વ્યાજ સાથે વેર ન લઉં તો મ્હારૂં નામ યુસુફ નહિ! ઉભી રહે છોકરી, હમણાં જ ત્હને મ્હારૂં પરાક્રમ બતાવું છું." એમ કહી યુસુફ તેના શરીર ઉપર ધસી ગયો. તેજ ક્ષણે "મરાઠા" "મરાઠા" એવી યુસુફના સોબતીઓએ પાડેલી બૂમ યુસુફે સાંભળી. થોડી વારમાં મરાઠાઓએ તેમાંના કેટલાક મોગલોને લાંબા કરી દીધા! તે મરાઠામાંનો એક સ્વાર યુસુફની દ્રષ્ટિએ પડતાં જ તેનો જીવ ઉડી ગયો! તેની જીભ ખેંચાઈ ગઇ! અને "ભૂત આયા! ભૂત આયા! ભાગો! ભૂ—ત—" કહેતો પોતાના ઘોડા પર સ્વાર થઇ ત્યાંથી ઝટ ન્હાસી ગયો. તેના સોબતીઓએ પણ તેની પેઠે જ કર્યું. અતિશય થાકેલી સરસ્વતીને આ પ્રસંગ અસહ્ય થઇ પડયો. તેને પ્રબળ મૂર્છા આવી. તે કદળી સ્તંભ પ્રમાણે પૃથ્વી પર પડી. એ જોઇ મરાઠા સ્વારે ઘોડા પરથી નીચે ઉતરી પોતાના ખોળામાં સરસ્વતીનું માથું લીધું અને પોતાના શેલાના છેડા વડે તેને પવન નાંખવા લાગ્યો. એક મનુષ્યે ઉતાવળે વહેળાનું

પાણી લાવી તેના માથા પર છાંટયું. સ્વારે તેના તરફ જોતાં જ આશ્ચર્ય પામી કહ્યું: "કોણ સરસ્વતી! અહિં ક્યાંથી?"

પોતાના નામોચ્ચાર સાંભળી સરસ્વતીએ કમળ જેવાં સુંદર નેત્રો ઉઘાડી પેલા સ્વારના સ્હામુ જોયું, અને તેને ક્યાંક જોયો છે એવું તેને લાગ્યું. થોડી વારમાં તે સાવધ થઈ અને બેઠી થઈ. પોતાને ખરે અણીને પ્રસંગે મદદ કરવા માટે સરસ્વતીએ ઘોડેસ્વારનો ઉપકાર માન્યો. સ્વારે જાણી લીધું કે: "એને ભૂખ લાગેલી હોવાથી એનું મુખ ઉતરી ગયું છે." તેણે પોતાની સાથેના એક ઘોડેસ્વારના કાનમાં કંઈ ગુસપુસ કર્યું. એટલે તે નજીકની ઝાડીમાં જઇ થોડાંક મધુર ફળો લઈ આવ્યો. અને તે ફળો સરસ્વતીની પાસે મૂકી તેને ખાવાનો ઘણો આગ્રહ કરવા લાગ્યો. સરસ્વતીએ થોડાંક ફળો ખાધાં અને ઉપર જળપાન કર્યું, ત્યારે તેને વિશેષ હોંશિઆરી આવી. તેની હકીગત સાંભળવાને ઘોડેસ્વાર આતુર થઈ રહ્યા હતા. તેમણે તેને હાથે બાંધેલા શેલાનો પાટો જોયો એટલે પૂછ્યું: "આ હાથે શું થયું છે વારૂં?" સરસ્વતીએ સોનગઢ પર બનેલી સર્વે હકીગત કહી સંભળાવી. એ સાંભળતાં જ ઘોડેસ્વાર આશ્ચર્યચકિત થયો અને તેના મુખ સ્હામું જોવા લાગ્યો. શિવાજી મહારાજને મદદ કરવા માટે તે સરસ્વતીને અનેક ધન્યવાદ આપવા લાગ્યો. તે તેને પ્રથમ કરતાં અતિશય સુંદર જણાવા લાગી, એટલું જ નહિ પણ તેને તે વીરબાળા ઉપર અતિશય માન ઉત્પન્ન થયું. સરસ્વતીએ કહ્યું: "મ્હારા પિતા પેલી બાજુના અરણ્યમાં મ્હારી વાટ જુવે છે. મ્હને પાછા જતાં ઘણી વાર લાગવાથી તેમને ચિંતા થતી હશે. બનતી ત્વરાએ જઈ મ્હારે તેમને મળવું જોઇએ. મોગલોએ મ્હારી તરવાર, ઝભ્ભો અને મંડિલ ચોરી લીધું, પણ મ્હારી પ્રિય રોહિણી લઇ ગયા નહિ એ બહુ સારૂં થયું." માથાના વિખરાયલા વાળ ઉંચા ચઢાવતાં "તેણે રોહિણી, રોહિણી." કરીને બૂમ પાડી. એટલે તુરત જ તે ચરતી હતી ત્યાંથી દોડતી તેની પાસે આવી ઉભી. સરસ્વતી તેના પર સ્વાર થઇ. તેની સાથે ઘોડેસ્વારે પોતાનો ઘોડો ચલાવ્યો. તેણે કહ્યું: "મ્હેં તમને ક્યાંય પણ જોયાં હોય એવું યાદ છે, તમે ક્યાં જાઓ

છો અને તમારૂં નામ શું? તે કહેશો તો મ્હને અતિ આનંદ થશે. " સરસ્વતીએ લજ્જા પામી પૂછ્યું.

" મ્હને ગણુપતરાવ કહે છે. હું શંકરરાવ દેશપાંડેનો પુત્ર છું. હું તમારા પિતાની સમક્ષ આવી શકીશ નહિ. કારણુ તમે ધારી લીધું જ હશે. આપણી માતૃભૂમિ ઉપર મોગલો જે અત્યાચાર કરે છે તે મ્હારાથી સહન થયા નહિ તેથી હું પુણ્યશ્લોક શિવાજી મહારાજને જઇ મળ્યો. એ જ કારણુને લીધે ત્હારા પિતાએ ત્હારી સાથે મ્હારો વિવાહ કરવાની માગણીનો તિરસ્કાર કર્યો. એ સમયથી મ્હારા હૃદયમાં ત્હારી મૂર્ત્તિ ભુસાઈ જવાને બદલે વિશેષ દૃઢ થઈ. કદાચ તું મ્હને ભૂલી હશે પણુ હું ત્હને ભૂલ્યો નથી. નિરંતર ત્હારૂં જ ધ્યાન, ધારણુા અને ઉપાસના ચાલી રહી છે. દેવી સરસ્વતી! મ્હારા હૃદયના જે સ્થળમાં મ્હેં ત્હને પધરાવી છે તે શી રીતે બતાવું? જો બતાવાતું હોત તો અવશ્ય બતાવત. આ હૃદયમાં મ્હેં એક પ્રેમ મંદિર બનાવ્યું છે અને તેમાં મ્હેં મ્હારી પ્રિય સરસ્વતીની મૂર્ત્તિ પધરાવી છે. એ દેવીની રોજ માનસિક પૂજા કરૂં છું. પ્રિયે! મ્હેં નિશ્ચય જ કર્યો છે કે લગ્ન કરવાં તો ત્હારી જ સાથે, નહિ તો જીવનપર્યંત અવિવાહિત રહીને મ્હારી પ્રિય જન્મભૂમિના અને પ્રિય દેશબંધુના પવિત્ર કાર્ય માટે જીવન સમર્પણુ કરીશ. સરસ્વતી! ત્હારા સૌંદર્ય ઉપર અને ત્હારા સદ્‌ગુણુ ઉપર હું ખરેખર મોહ પામ્યો હતો. પરંતુ આજે તો ત્હારૂં અપૂર્વ ધૈર્ય જોઈ હું ત્હારો દાસ બન્યો છું. હું આજે શિવાજી મહારાજ પાસે પ્રતિજ્ઞા કરીને ત્હારા પિતાના તાબાનો પવનગઢ કિલ્લો જીતવા જાઉં છું. એ સાંભળી તું કદાચ મ્હારો તિરસ્કાર જ કરશે પરંતુ સ્વામી સેવા આગળ મ્હારો અન્ય ઉપાય જ નથી. તે દિવસે સંધ્યા સમયે યુસુફખાનને ઉંચકી વેગળો ફેંકી દીધો હતો તે હું જ. " એટલું કહી ગણુપતરાવે સરસ્વતીના કમળ સમાન મનોહર મુખ સ્હામું જોયું. એકાગ્ર દૃષ્ટિ વડે સરસ્વતી આશ્ચર્યચકિત થઈ. તેના મુખ ઉપર આશ્ચર્ય, પ્રેમ વગેરે વિકારો એક પછી એક દેખાવા લાગ્યા. તેણે સહજ નીચું માથું કરી વિનયપૂર્વક કહ્યું: " તમારે માટે મ્હારા હૃદયમાં તિરસ્કારને બદલે કેવી લાગણી છે તે હું તમને શી રીતે બતાવી શકું?

પરમેશ્વરે હૃદયને દ્વાર બનાવ્યાં હોત તો ઝટ તે ઉઘાડી બતાવી શકાત, નિર્દય પરમેશ્વરે આખા શરીરમાં ઘણે ઠેકાણે બારીબારણાં મૂક્યાં છે પરંતુ તેણે એક જ ઠેકાણે ભૂલ કરી છે ! ગણુપતરાવ ! તમે તો બુદ્ધિમાન છો. આપણો બાલ્યાવ્યસ્થાનો પ્રેમ કંઇ ભૂલાય છે ! કદી નહિ. પેલા દુષ્ટ મોગલોના હાથમાંથી મ્હને મુક્ત કરી તે દિવસથી જ આ દેહ આપના ચરણુમાં અર્પણુ કર્યો છે. હમણાં અમે પવનગઢના કિલ્લેદાર નથી. યુસુફે અમારી કિલ્લેદારી છીનવી લીધી છે. શિવાજી મહારાજ માટે મ્હારા પિતાના વિચારો પણુ હવે ઉત્તમ પ્રકારના થયા છે. વારૂં પણુ તમે પવનગઢ પર તે દિવસે એકાએક ક્યાંથી આવી પહોંચ્યા હતા ? ”

“ તું જાણે છે કે હું આ પ્રદેશનો સારી પેઠે ભોમિયો છું. પવનગઢ ઉપર ચઢવાના ચારે રસ્તાઓની હું ઘણા દિવસથી શોધ કરતો હતો. અંતે એક માવળાની સહાયતાથી ઘણે પ્રયાસે એક ચોર રસ્તો જડયો અને તે જ રસ્તેથી મ્હને તે દિવસે ખરી અણીને પ્રસંગે ઉપર લાવવામાં આવ્યો. ગઢ તાબે કરવાનું ઘણું વિકટ જ છે પણુ વીર રમણીનું મન આકર્ષવું એ તેથી પણુ વિકટ છે. ” ગણુપતરાવે જરા હાસ્ય કરીને કહ્યું.

“ એવું શું બોલો છો વારૂં ? જ્યાં કુદરતી રીતે જ મન ખેંચાતું હોય ત્યાં પછી મનનું આકર્ષણુ કરવાનો પ્રયાસ શા માટે ? ” સરસ્વતીએ તેના સ્હામું એક નેત્ર કટાક્ષ ફેંકી તુરત નીચું જોઈ કહ્યું.

આ સમયે ગણુપતરાવના હૃદયમાં આનંદ સમાતો નહતો. તેણે પણુ સરસ્વતીના સુંદર મુખ કમળ તરફ જોઈ માત્ર સ્મિત હાસ્યમાં ઉત્તર દીધો. બન્ને વગર બોલે રસ્તો કાપતાં હતાં. પરંતુ એકબીજાના સ્હામું આડી નજરે જોઈ સ્મિત હાસ્ય કરતાં હતાં. તેમના મધુર હાસ્યમાં અને તિરછાં નયન કટાક્ષમાં કેટલો બધો અર્થ ભર્યો હતો ? તે અર્થ પવિત્ર પ્રેમીઓ સિવાય બીજું કોણુ જાણે ?

## ( ૫ )

ઝાડી નજીક આવતાં જ સરસ્વતીએ બૂમ પાડી: “પિતાજી ! પિતાજી !” પણુ કોઇએ ઉત્તર દીધો નહિ: તેણે પુનઃ બૂમ પાડી તો પણુ ઉત્તર મળ્યો

નહિ. તેનું કોમળ હૃદય ભયથી કમ્પવા લાગ્યું. "શું આ તે ઝાડી નહિ હોય ?" એમ ધારી સરસ્વતી આમતેમ જોવા લાગી. "ના, ના, આ તેજ વૃક્ષ અને તેજ ઝુંપડાં છે." પિતાને મોગલો પકડી લઇ ગયા હશે એવો તેને સંશય ઉત્પન્ન થયો. તેના નેત્રમાંથી ડબક્ ડબક્ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તે રૂદન કરવા લાગી. આ જગતમાં તેનું કોઇ પણ હોય તો તે તેના પિતા જ હતા. તેને મોગલો પકડી લઈ ગયા હોય એવું તેણે ધાર્યું.

"સરસ્વતી, આ પ્રમાણે શોક કરવો એ ત્હારા જેવી વીરબાલિકાને શોભે નહિ. મોગમો રામદેવરાવને પકડી વિજાપુર લઇ ગયા હશે તો ત્યાંથી પણ હું તેમને છોડાવી લાવીશ." ગણુપતરાવે ધૈર્ય આપતાં કહ્યું.

"પિતાજીને તે દુષ્ટ યુસુફ કેદ કરી લઇ ગયો હશે. તમે પવનગઢ જીતવા જાઓ છો ને ? ત્યારે ચાલો. મ્હારી પાછળ પાછળ આવો. કિંચિદ્ પણ પ્રયાસ નહિ પડતાં કિલ્લો તમારે હાથ આવે, એવી કુંચી હું તમને બતાવીશ. પ્રત્યેક ક્ષણ લાખ લાખ રૂપિયાની જાય છે. તે નિર્દય રાક્ષસ યુસુફ, પિતાજીને વિનાકારણ ઘણું કષ્ટ આપી વિજાપુર મોકલશે."

એમ કહી સરસ્વતીએ પોતાની ઘોડીને પૂરપાટ દોડાવી મૂકી. તેણે જે કહ્યું તે ગણુપતરાવથી બરાબર સમજાયું નહિ, તેમ છતાં તે અને તેના બાવળા સિપાહીઓ સરસ્વતીની પાછળ દોડતે ઘોડે અરણ્ય માર્ગ કાપતા ચાલ્યા. અંતે તેઓ એક ભેખડની નીચે આવી ઉભા. સરસ્વતીએ ગણુપતરાવને કહ્યું: "હવે તમારે સાવધ રહેવું જોઇએ. યુસુફ સાથે આપણી સત્વર મુલાકાત થશે. હું તે બ્હીકણુ યુસુફથી જરા પણ બ્હીતી નથી. પરંતુ હવે શું કરવું ? આવો, મ્હારી પાછળ." એમ કહી સરસ્વતીએ ઘોડી ઉપરથી છલંગ મારી અને નીચે ઉતરી. ગણુપતરાવે અને તેની સાથેના બીજા સ્વારોએ પણ ઘોડા પરથી છલંગ મારી નીચે ઉતર્યા, અને ઘોડાની લગામ ઝાલી ગુપચુપ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. સરસ્વતીએ એક ગુહામાં પ્રવેશ કર્યો. ગુહાનું મુખ ઝાડ વેલાથી આચ્છાદન થઈ રહ્યું હતું. ગુહાનું મુખ માહિતગાર મનુષ્ય સિવાય અન્યને જડે એવું નહોતું. તેનું મુખ સાંકડું હતું પરંતુ અંદરનું સ્થાન ઘણું વિશાળ હતું. એ સ્થળે સર્વેએ પોતપોતાના ઘોડા

બાંધી દીધા, અને સરસ્વતી લઈ જાય તે સ્થળે જવા માટે તેની પાછળ પાછળ ચાલવા માંડયું. એ માર્ગ ઈંટો વડે બાંધેલો હતો. કવચિત્ માથુ અથડાય નહિ તે માટે તેમને ખુંધા વળીને ભીષણ અંધકારમાંથી પોતાનો માર્ગ કાપવો પડયો. એ કંટાળા ભરેલો માર્ગ ક્યારે પૂરો થશે તે સંબંધી તેમને વારંવાર વિચાર થતો. અંતે સરસ્વતી ઉભી રહી અને બોલીઃ "મ્હેં તમને ગઢ ઉપરના એક ખાસ મહાલયના એક ઓરડા આગળ લાવી મૂકયા છે. હમણાં જ તમને ઓરડામાં ઉભા કરીશ. ઉઘાડું બારણું ?"

"જરા થોભો. મ્હારા શૂરવીર સિપાહીઓને હું તેમનાં કામ સોંપી દઉં." એમ કહી ગણપતરાવે પ્રત્યેક નાયકે શું શું કરવું તે નીમી આપ્યું. સર્વેએ મ્યાનમાંથી તરવારો કાઢી હાથમાં ધારણ કરી, અને "હર હર મહાદેવ"નો ઉચ્ચાર કર્યો. સરસ્વતીએ એક કળને સ્પર્શ કર્યો એટલે એક પત્થર વેગળો ખસી ગયો અને ઉપર ચઢવાનાં ચણેલાં પગથીઆં જણાયાં. તે ઉપર ચઢી ગયા પછી પુનઃ એક દરવાજો જણાયો. સરસ્વતીએ તેની કળ ફેરવી એટલે ઝટ દઇને બે લોખંડી દરવાજા ઉઘડી ગયા. એ દરવાજા ભીંતમાં એવી ખુબીથી ચણ્યા હતા અને તેને એવો રંગ દીધો હતો કે તે તે ઠેકાણે છે કે નહિ તે જ કોઈ જાણી શકતું નહિ. એક પછી એક સર્વ મરાઠા વીરો ઉપર ચઢયા. સરસ્વતીએ બીજો દરવાજો ઉઘાડી તેમને બહાર જવાનો માર્ગ બતાવ્યો. તેઓ ટોળાંબંધ થઇને ગાઢ અંધારામાં ગુમ થઇ ગયા. આ કામ કંઈ તેમનું પહેલું નહોતું. તેમણે આગળ એવા કેટલાએ ગઢ જીતી લીધા હતા.

"ચાલો, પ્રથમ નીચ યુસુફને હાંકી કાઢી પિતાજીને બંધનમુક્ત કરીએ." એમ કહી સરસ્વતી તે મહાલના પ્રત્યેક ઓરડા શોધવા લાગી. તેને ત્યાંનો પરિચય જ હતો. રામદેવરાવ પ્રથમ જે ઓરડામાં નિદ્રા લેતા હતા તે જ ઓરડામાં કદાચ નિદ્રા લેતા હશે, એવું અનુમાન કરી તે સ્થળ તરફ વળી. ગણપતરાવ અને ચુંટી કાઢેલા વિશ માવળા બહાદુરો ચોર પગલે તેની પાછળ આવી પહોંચ્યા હતા. તેણે ધીમેથી બારણાં ઉઘાડયાં, તો જણાયું કેઃ યુસુફખાં, સોનગઢ પાછો જીતી લેવા ગયેલા મોગલ સેનાને મદદ કરવા ગયો

હતો. ત્યાંના યુદ્ધમાં તે અતિશય થાકેલો હોવાથી મોટેથી નસ્કોરાં બોલાવતો રામદેવરાવના પલંગ પર નિદ્રાવશ થયો છે. તેના ઓસિકા પાસે પડેલી ચાંદીની સામદાનીમાંની મીણબત્તી અર્ધી બળી ગઇ હતી. ગણપતરાવે ઉચ્ચ સ્વરે કહ્યું: " બેવકુફ ! ઉંઘે છે શું ? ઉઠ, બેઠો થા. ત્હારો કાળનજીક આવી પહોંચ્યો છે."

એ સાંભળતાં જ યુસુફ નિદ્રામાંથી જાગી ઉઠયો. જાણે પોતે સ્વપ્ન જોતો હોય તેમ તેને જણાયું. તે પોતાની આંખો ચોળવા લાગ્યો. ગણપતરાવ તેની દ્રષ્ટિયે પડતાં જ તે એકદમ બોલી ઉઠયો: " તોબાહ ! તોબાહ ! યા અલ્લા ! યા ખુદા ! આ ખવ્વીશ પાછો ક્યાંથી આવ્યો ? હવે શું કરૂં ? " તે ભયથી થર થર કમ્પવા લાગ્યો, અને આમતેમ લાગ જોઇ ન્હાસવાની વાટ જોવા લાગ્યો. એ જોઈ ગણપતરાવે તેનો વિચાર જાણી લીધો.

" હું ત્હારે શરણે છું. ત્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તે માટે મ્હને એક વખત ક્ષમા કર. હું પુનઃ આ ભૂતખાના જેવા ગઢ ઉપર પગ મૂકીશ નહિ. મ્હને એક વખત જવા દે. " ગણપતરાવને ભૂત સમજી યુસુફે તેની પ્રાર્થના કરી. સરસ્વતીએ આગળ આવી કહ્યું: " શયતાન ! પિતાજી ક્યાં છે તે ઝટ બતાવ. "

સરસ્વતીનો કણ્ઠ સ્વર તેના કાનમાં પેસતાંજ તેણે તેને ઓળખી, અને ટગર ટગર તેના સ્હામુ જોવા લાગ્યો. પણ તેની પાછળ ઉભેલા માવળા સિપાહીઓને જોઇ તેનાં મોતિયાં મરી ગયાં ! આ બધું શું છે ? તેની તેને હવે જ કલ્પના ઉત્પન્ન થઇ. તેજ વખતે તેણે પોતાના પહેરેગીરોનાં મ્હોટેથી નામ દઇ બૂમો પાડી, પણ ગણપતરાવે તરવાર ઉંચકી ધમકી આપતાં કહ્યું: " બસ, ચુપ રહે. બૂમ પાડશે તો આ તરવાર ત્હારા ગળામાં પેઠી જ સમજજે. ત્હારા પહેરેગીરોમાંના કેટલાક અલ્લાને ઘેર વિદાય થયા છે અને કેટલાક અમે કેદ પકડયા છે. તું પણ અમારો કેદી જ છે. વધારે ગડબડ નહિ કરતાં રામદેવરાવ ક્યાં છે તે સત્વર બતાવી દે. "

એ લોકો પોતાને છોડશે નહિ એમ જાણી યુસુફે કહ્યું: " હું જુઠું શા માટે કહું ? મ્હારા મનુષ્યોએ રામદેવરાવના પ્રાણ લીધા છે. " તેણે વિકટ હાસ્ય કરી સરસ્વતીના મુખ સ્હામુ જોયું.

વિષ જેવા ઝેરી શબ્દ સાંભળતાં જ સરસ્વતી ભ્રમિત થઇ મોટી ચીસ પાડી બોલી: " પિતાજી ! મ્હને એકલી મૂકી શા માટે ચાલ્યા ગયા ?" એમ કહી તે બેશુદ્ધ થઈ પૃથ્વી પર પડી ગઈ. ગણુપતરાવ વગેરે સર્વે તેની પાસે ગયા અને તેને પવન નાંખી સાવધ કરવા લાગ્યા એટલામાં એક મરાઠાએ તેને ખોળામાં લઇ પવન નાંખવા માંડયો. આ નવીન આવેલો મરાઠો શત્રુ છે કે મિત્ર તે માટે ગણુપતરાવ ક્ષણુ પર્યંત વિચાર કરવા લાગ્યો. તેણે એકદમ આશ્ચર્યચકિત થઈ કહ્યું: " કોણુ મહારાજ ? આપ અહિં ક્યાંથી ?"

"આ બહાદુર સરસ્વતીએ અમને સોનગઢની નીચે અણીને પ્રસંગે મદદ કરી હતી. તું આવ્યો તે જ માર્ગે એણે પ્રવાસ કર્યો હતો, પણુ એ કોણુ અને ક્યાંથી આવી હતી તે અમને જણાયું નહિ. આ પ્રાંતમાં મોગલોનો ભય અને પ્રપંચનું પૂછવું જ શું ? ત્યાં મોગલોનો પરાજય કર્યા પછી હું અને મ્હારા સ્વાર, સરસ્વતી જે માર્ગે ગઇ હતી તે જ માર્ગે ગયા. માર્ગમાં તેની શોધ કરતાં રામદેવરાવ અમને મળ્યા. તેમને અમારા પર ચુસુફનો સંશય આવ્યો હતો. અંતે તેમની સહાયતાથી અમે આ સ્થળે આવી પહોંચ્યા, પરંતુ **અહો ! આવી શૂરવીર સ્ત્રીઓ મહારાષ્ટ્ર–ભૂમિમાં ઉત્પન્ન થાય છે એ આપણા આર્યોનું સદ્‌ભાગ્ય જ સમજવું."** એમ કહી શિવાજી મહારાજ આશ્ચર્ય પામતા સરસ્વતીના મુખ સ્હામુ જોવા લાગ્યા. સરસ્વતીને પણુ ચૈતન્ય આવ્યું હતું. તે હમણાં તેના પિતાની છાતી ઉપર માથું ટેકવી આંસુ સારતી બેઠી હતી, એ આંસુ આ વખતે આનંદનાં હતાં. રામદેવરાવે કહ્યું: " ગણુપતરાવ ! તે વખતે મ્હેં તમારી માંગણીનો તિરસ્કાર કર્યો હતો પરંતુ તમારૂં અપમાન કરવા માટે મ્હને આજે ક્ષમા કરશો. આ સમયે હું અતિ આનંદ પામીને મ્હારી એકની એક લાડકી પુત્રીનો હાથ તમારા હાથમાં સોંપું છું તેનો સ્વિકાર કરશો."

આ સમયે ગણુપતરાવનો આનંદ તેના મનમાં સમાતો ન હતો. સરસ્વતીનો નાજુક ગૌર હાથ પોતાના પુષ્ટ હાથમાં લઈ, જરાક દબાવી તેના તરફ સ્મિત વદને જોતો ગણુપતરાવ બોલ્યો: " આપની આજ્ઞા શિરોમાન્ય કરૂં છું."

આ સમયે સરસ્વતીના મુખ ઉપર સ્મિત હાસ્ય ફરકતું હતું છતાં લજ્જાને લીધે માથું નીચું રાખી ઉભી હતી. તેના હૃદયમાં આનંદ સાગર ઉછળી રહ્યો હતો. તેણે પોતાનો હાથ છોડવી લીધો. રામદેવે કહ્યું: " મહારાજ ! મ્હારી કન્યા, આપના શૂરા સેના નાયકને યોગ્ય છે કે નહિ ?"

" મ્હારા શૂરવીર ગણુપતરાવ કરતાં તમારી કન્યા કંઇક વિશેષ શૂરવીર જણાય છે. અબળા જણાતી તમારી સરસ્વતીનું તેજ મ્હેં સોનગઢ નીચે થયેલા યુદ્ધ સમયે બરાબર જોયું છે. એનો મ્હારા પર ઉપકાર જ—" શિવાજી મહારાજ બોલતા હતા એટલામાં સરસ્વતીએ વચમાં જ કહ્યું: " મહારાજ ! એક અબળાને આટલું બધું મહત્વ આપવું ઉચિત નથી. સૂર્ય જો ઉદય ન પામ્યો હોત તો કમલિનીનું મધુર હાસ્ય કોણ જાણે ક્યાંએ અસ્ત પામી ગયું હોત." એમ કહી તેણે ગણુપતરાવ તરફ વાંકી નજરે જોઇ એક નેત્રકટાક્ષ ફેંક્યું.

" જુવો ગણુપતરાવ, તમારી પ્રશંસા મ્હેં નહિ કરી તેથી સરસ્વતીને ખોટું લાગ્યું." શિવાજી મહારાજે કહ્યું.

" મહારાજ ! બહાર શી ગડબડ ચાલે છે તે જોઇને હું સત્વર આવું છું." વિષયાંતર કરવાની ઇચ્છાથી ગણુપતરાવે કહ્યું.

શૂરવીર માવળા સિપાહીઓએ અચાનક હુમલો કરેલો હોવાથી બેભાન રહેલા મોગલ સૈન્યને હથિઆરો ધારણ કરવાનો સમય મળ્યો નહોતો. ઘણો જુલમ નહિ કરતાં તેમણે સર્વને કેદ પકડયા, અને પવનગઢ ઉપર **" ભગવો ઝુંડો "** ઉરાડયો. આર્યોના પૂજ્ય સવિતા નારાયણ આકાશ પટ ઉપર આવ્યા તે સમયે મહારાષ્ટ્રનો ભગવો ઝુંડો પવનગઢ ઉપર ફરતો જોઈ તેમને પણ જાણે હર્ષ થયો હોય તેમ તેઓ પોતાના કોમળ સોનેરી કિરણો વડે ગઢને સુવર્ણનો અભિષેક કરવા લાગ્યા. ગઢ નીચેના પ્રદેશના લોકોએ ગઢ ઉપર ભગવો ઝુંડો જોઇ આનંદ પામતાં કહ્યું કે: " અમે હવે મોગલોના ત્રાસમાંથી મુક્ત થયા છીએ." તેઓ આનંદ ઉત્સવ કરતા ગઢ ઉપર ગયા, અને શિવાજી મહારાજનાં દર્શન કરી ત્યાંજ આનંદ ઉત્સવ કર્યો. બીજે દિવસે દરબાર ભરી સર્વ સૈનિકોને ઇનામો આપ્યાં.

શિવાજી મહારાજે પોતાના નિત્ય નિયમ પ્રમાણે જેની જેવી યોગ્યતા હતી તેવાં તેને ઇનામો આપ્યાં. કેટલાકોની પદવી વધારી. કેટલાકને રોકડ રૂપિયા અને જમીન તથા ગામો આપ્યાં. મોગલ શત્રુઓમાંથી કેટલાકને કેદમાં નાંખ્યા તો કેટલાકને હદ પાર કર્યા, અને તેમને સખ્ત ધમકી આપી. યુસુફને હદ પાર કર્યો.

* * * * *

ત્રિજે દિવસે મ્હોટા ઠાઠમાઠથી ગણુપતરાવ અને સરસ્વતીનાં લગ્નનો સમારંભ કર્યો. એ સમયે પરમ પૂજ્ય ગુરૂ શ્રી રામદાસ સ્વામીએ પોતાનાં પવિત્ર પગલાં વડે લગ્નમંડપ શોભાવ્યો હતો. તેમણે તે સમયે પુનઃ એક અભંગનો ઉપદેશ કર્યો કે: "સર્વ મરાઠાઓએ એકત્ર થવું." તે સમયે સર્વ મહારાષ્ટ્રમાં ઐક્યની વૃદ્ધિ થવા માટે ધર્મ સુધારક પુણ્ય શ્લોક શ્રી રામદાસ સ્વામીનો એ શ્લોક કારણભૂત થયો હતો એમ કહેવાય છે.

**डाह्याभाई रामचन्द्र म्हेता.**

## ૧૯–प्रेममाहिमा.



મદેવની ભાણેજ માયાદેવી આસરે નવ વર્ષની હતી પરંતુ રામદેવ તેને પ્રાણથી વ્હાલી પુત્રિ સમાન ગણતો હતો, કારણ કે રામદેવની બ્હેન યશોદાદેવી પોતાના પતિ પાછળ સતિ થતી વખતે તેને સોંપતી વેળા કહેતી ગઈ હતી કે: "ભાઇ! એનો પિતા તમારી સાથે રણસંગ્રામ કરતાં મૃત્યુ પામ્યો છે. તેને વૈકુંઠની પ્રાપ્તિ થઈ છે. હવે હું પણ તેના ચરણનું શરણ ગ્રહણ કરી–સહગમન કરી–હું પણ તે અચળ પદ પ્રાપ્ત કરીશ. તમારાં બાળકો છે તેની સાથે જ આ બાળકીને પણ રાખજો. તેની સંભાળ, તેનું લાલનપાલન સર્વ તમારા હાથમાં છે. આટલી આ પુત્રિ તમારા ખોળામાં મુકું છું. સંભાળજો."

તેના આ શબ્દો સાંભળી લોકોએ કહ્યું: "ધન્ય છે દેવી! ધન્ય છે માતા! તું બીજી સુલોચના જ છે!" લોકોના જયનાદ વચ્ચે થઇને તેણે

ધૈર્ય ચિત્તે ચિતા પ્રવેશ કર્યો. ચારે તરફ જ્વાળાગ્રહી પદાર્થોને પ્રતાપે એકદમ અગ્નિ સળગી ઉઠયો ! જોતજોતામાં જ તે બળી ભસ્મ થઇ ! પતિ સાથે સહગમન કરી કૃતાર્થ થઇ !

તે જ દિવસથી રામદેવરાવ, બ્હેનની એકની એક છોકરી ઉપર પેટના પુત્ર પ્રમાણે પ્યાર રાખવા લાગ્યો. તેને નાના પ્રકારનાં લાડ લડાવવા મંડયો. માયાદેવી પણ રૂપે ગુણે સુંદર થતી ચાલી, તેમ તેમ તેના ઉપર અધિક પ્રેમ ઉત્પન્ન થતો ગયો. એક દિવસ માયાદેવીએ દેવગિરિ નીચેના રમ્ય મનોહર પ્રદેશમાં ઉતરી રમવાની હઠ લીધી. દાસ દાસીઓને સાથે લઈ તે નીચે ઉતરી, જુદા જુદા પ્રકારનાં ફળ, ફુલ, વનસ્પતિ, વલ્લિકાઓ સાથે રમવા લાગી. રમતાં રમતાં થોડેક વેગળે એક વૃક્ષ નીચે બેઠેલા એક છોકરા તરફ તેની દ્રષ્ટિ ગઈ. આ છોકરો તદન ગરિબ સ્થિતિનો હતો. તેના ગાલ ઉપર અશ્રુના ઓઘરાળા પડેલા જણાતા હતા. હજુ પણ તે રડતો હતો. તેનું વય સુમારે બાર તેર વર્ષનું હતું. માયાદેવી તેનાથી સહજ ન્હાની હતી, તો પણ તે છોકરાને જોતાં જ તેના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ. તે એકદમ તે છોકરા તરફ દોડી ગઇ. કોણ જાણે તેને શું થયું ? કોણ જાણે શાથી તેનું હૃદય તેના તરફ ખેંચાયું ! કોણ જાણે તેના હૃદયમાં શા ભાવો ઉત્પન્ન થયા ? મનુષ્યના હૃદયના ભાવો કોણ જાણી શકે છે ? તે છોકરીને દ્રઢ નિશ્ચયી કહો કે દુરાગ્રહી કહો, કાં તો બાલ્યાવસ્થાથી જ રામદેવરાવ તેને આનંદ આપવા માટે તેની ઇચ્છાનુસાર વર્તતો તેથી તે સ્વેચ્છાચારિણી થઇ ગઈ હોય તેથી કહો કે લાડમાં ઘેલી, ઉન્મત્ત થયેલી કહો પણ તેના મનમાં એકાદ તરંગ અથડાયો કે પછી તે કર્યા સિવાય રહેતી નહિ. તેના મનમાં આવેલું કામ તે કરતી જ હતી. તેના મનમાં માત્ર આવવું જોઇએ, પછી તે કોઇનું કાંઈ સાંભળતી જ નહિ. તેના સ્વભાવ પ્રમાણે તે એકદમ વૃક્ષ તરફ દોડી ગઇ. વૃક્ષ નીચે બેઠેલા છોકરાના ખભા ઉપર હાથ મુકી દયાળુ ચ્હેરે તેણે પૂછયું: "છોકરા, તારૂં નામ શું ? શા માટે અહીં બેસી રડે છે ? તને શું જોઇએ છે ?"

આપણી દુઃખી સ્થિતિમાં, આપણી સમાન વયનાં મનુષ્યે દયા બતાવી, પ્રેમયુક્ત સંભાષણ કરી કાંઇ પૂછયું હોય તો તેથી જે આનંદ થાય છે તે

ખરેખર વર્ણન કરવા યોગ્ય નથી. તે આનંદ મેળવવા અશ્રુઓનો પ્રવાહ અધિકાધિક વધતો જાય છે, તે વખતે હૃદય ભરાઇ આવે છે, અને પ્રેમને ખાલી કરવાને આનંદાશ્રુ વહે છે, તે વખતે ધૈર્ય અને શાંતિ સ્હામે ઉભી રહે છે. માત્ર દુઃખ જ નજર આગળ આવી તર્યાં કરે છે, ગળું રૂંધાઈ જાય છે, અને માથું વિશેષ ધુમે છે. ચિત્ત વિશેષ ભ્રમિત થાય છે, શું કહેવું ? તેના વિચારો થાય છે. તે જ પ્રમાણે તે છોકરાની સ્થિતિ થઇ. રામદેવરાવ સરખા રાજાની પુત્રી આપણી ખાંધ ઉપર હાથ મુકી, દયાભાવથી કહો કે પ્રેમભાવથી આપણી દુઃખી સ્થિતિની પુછપરછ કરે છે તે જોઈ પહેલાં કરતાં તેને અધિક અશ્રુ વહેવા લાગ્યાં. પુનઃ તે છોકરીએ પૂછ્યું: "છોકરા ! ત્હારૂં નામ શું ? શા માટે બોલતો નથી ?"

"મ્હારૂં નામ કૃષ્ણદેવ. સંસારમાં મ્હારે કોઈ નથી. ઉંચે આકાશ, નીચે પૃથ્વી ! રામદેવરાવ પાસે નોકર રહેવા આવ્યો હતો પણ મ્હારા ગરિબની સિફારસ કોણ કરે ? જ્યાં ગયો ત્યાંથી ધક્કા મારી બહાર કાઢ્યો." છોકરાએ દયામણે ચ્હેરે, રડતે નેત્રે જવાબ આપ્યો.

"જો, ત્યારે મેં તને જોયો તે ઠીક થયું ને ? ચાલ, મ્હારી સાથે, હું ત્હને રાજાને મેળવી આપું. તું મ્હને બહુ ગમે છે. ત્હારા ઉપર મ્હને બહુ દયા આવે છે. અરેરે ! બિચારો ગરિબ છોકરો ! મ્હારી પેઠે એને મા બાપ નથી. ચાલ, ઉઠ મ્હારી સાથે." માયાદેવી મીઠી નજરે તેના સ્હામું જોતી, તેનો હાથ ઝાલી સાથે લઇ ગઇ. માયાદેવીનાં દાસદાસીઓ તે જોતાં જ ચકિત થયાં. તેની મુખ્ય દાસી દોડતી આવી માયાદેવીને કહેવા લાગી: "બાઇ સાહેબ ! આ શું ? આપણે કોણ ! એ ભિખારી કોણ ! જુવો તેનાં કપડાં ? વાહ ! એના ઉપર દયા લાવી, એનો હાથ ઝાલવો એ શું ? ચાલો, ચાલો, છોડી દો એનો હાથ ! જા, મુવા ભિખારી ! ક્યાંથી આવ્યો છે ! તને અહીં આવવાનું કોણે કહ્યું હતું ? જાય છે કે નહિ ? નહિ તો હમણાં ધક્કો મારી ફેંકી દઇશ." દાસીએ ગુસ્સામાં કહ્યું. બસ ! થઇ ચૂક્યું ! માયાદેવીને એટલું જ જોઇતું હતું. તેને કોઇએ તેની મરજીથી વિરૂદ્ધ ના કહેવી જોઇએ કે પછી બસ ! તેની પહેલાં કરતાં દશગણી હઠ વધેલી જ સમજવી. મુખ્ય દાસીએ છોકરાને ગાળો દીધી અને તેની સાથે નહિ બોલવાનું કહ્યું;

એ જ તેની હઠને જાગૃત કરવાનું સબળ કારણ મળ્યું ! માયાદેવીએ તે નહિ સાંભળતાં વધારે દયા બતાવી અને તેના સ્હામું જોવા લાગી. તેના ખભા ઉપર પોતાનું માથું ટેકવ્યું. તેના હાથમાં હાથ ભેરવી, તેના શરીર સાથે શરીર અડકાડવા લાગી. બન્નેમાં નિર્દોષતા ભરેલી હતી. તેને માત્ર તે ગરીબ ભિખારી છોકરા ઉપર દયા જ આવી હતી. દાસીનો અટકાવ બાજુ ઉપર રહ્યો. ઉલટી તે રોષ કરી દાસીને જ મોટેથી ગાળો દેવા લાગી. બધી દાસીઓ ત્યાં એકઠી થઇ. માયાદેવીને સમજાવવા લાગી, અને તેને પોતાની પાસે લઇ ભિખારી છોકરાને કહાડી મૂકવાની ખટપટ કરી. એક દાસીએ માયાદેવીને બાથમાં ઘાલી, ભિખારી છોકરાનો હાથ છોડવી લીધો. બીજી દાસીએ તે છોકરાને બે ત્રણ થપ્પડો મારી હાંકી કાઢયો. છોકરો રડતો રડતો ચાલ્યો, તે જોતાં જ માયાદેવીના હૃદયમાં ઉથલપાથલ થઇ. તેનો આક્રોશ અને આર્તતાપણું વિશેષ વધ્યું. દાસીની બાથમાં પણ હાથ પગ પછાડી રડવા લાગી. દાસીને હાથે પગે બચકાં ભરી કરડવા લાગી. મ્હોટાંનાં છોકરાંને કેમ મનાવવાં અને તેમને કેમ સમજાવવાં તેનું ભાન નોકરોને હોતું નથી. દાસીઓએ પણ માયાદેવીના હૃદયના રોષને શાંત નહિ પાડતાં તેને ઉંચકી ચાલવા માંડયું. દેવીનું વય નહાનું હોવાથી તેનું જોર ચાલ્યું નહિ. તેના ક્રોધ પ્રમાણે તેનું શરીર હોત તો અત્યારે નોકર ચાકરોની કેવી મઝા આવત તે કોણ કહી શકે એમ છે ? તેનો બીજો ઉપાય નહિ હોવાથી તે જ્યાં લઇ ગઇ ત્યાં જવું પડયું. તો પણ રસ્તામાં હાથ પગ પછાડી બન્યું તેટલું તો તેણે તોફાન મચાવ્યું.

કર્મ ધર્મ સંયોગે, રામદેવરાવ તેજ સ્થળે આવી પહોંચ્યો. માયાદેવીના રડવાનો અવાજ એ તેને ખરેખર દુઃખ ઉત્પન્ન કરવા જેવું થઇ પડયું હતું, તેથી રાવના દેખતાં કોઇ પણ ઉપાયે તેને રડવાને કારણ આપવું એ પોતાની નોકરી ઉપર તો શું પણ જીવ ઉપર જલાંજલી આપવા જેવું નોકરોને જણાતું, અને તેથી તેઓ ઘણી કાળજી રાખતા પરંતુ આજે તેમ બન્યું નહિ. માયાને રડતી જોતાં જ રાવ પોતાની શાંતતા ભૂલી ગયો. " કોણ છે રે ! કોણ દેવીને રડાવે છે ? શા માટે રડાવે છે ? તેને શું થયું ?" એટલું બોલી પાસે ગયો, અને માયાને પેટ સાથે દાબતાં કહ્યું: " બ્હેન !

ત્હને શું થયું ? કોણે તને રડાવી ? કહે જોઇએ. ”

આ જોતાં જ દાસ દાસીઓના પેટમાં ધ્રાસકો પડ્યો. “ બસ, થઇ ચુક્યું ? હવે આપણાં સોએ વર્ષ પુરાં થયાં. માયાદેવીને રડાવવા કરતાં બીજો કોઇ પણ અપરાધ ભયંકર નહોતો. તે સઘળા બિચારા થરથર કમ્પતા ઉભા. માયા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. કેમે કરતાં તે છાની રહી બોલતી નહોતી. માયા આંખો ચોળતી, આંસુ પાડતી, મામાના શરીરને લપટાઇ ઉભી હતી. મામાએ ઘણું ઘણું સમજાવ્યું, ત્યારે તેણે કહ્યું: “મામા—અં—અં ! મામા ! તે છોકરો કાંઈ ગંદો નથી. તે ઘણો ગરિબ છે. અં—અં ! તે સ્વચ્છ છે ! બહુ ભલો છે ! મામા ! તેજ છોકરાને બોલાવો ! મ્હારે તે જોઇએ છે ! તેને મા-બાપ નથી ! તે બિચારો ગરિબ છે ! હમણાં ને હમણાં જ તેને લાવી આપો ! ”

તેણે હુસકાં ભરતાં ભરતાં કહ્યું. પછી એક દાસી સ્હામું આંગલી દેખાડતાં કહ્યું: “મામા, તે ગરિબ છોકરાને આણે માર્યો. તમે એને મારો ! ” માયાએ હુસકાં ભરતાં ભરતાં એકે એક વાત રામદેવને કહી દીધી.

માયાદેવીનું રડવું, રામદેવરાવને વજ્રાઘાત જેવું થઇ પડ્યું. માબાપ વિનાની, લાડમાં ઉછરેલી છોકરી, તેને શા માટે રડાવવી જોઇએ ? રામદેવ-રાવ લાલ પીળો થઇ ગયો. તેનો ક્રોધાગ્નિ ભભુકવા લાગ્યો. તેણે દાસી-ઓને પૂછ્યું: “ આ છોકરી શું કહે છે ? કયો છોકરો ? તે ક્યાં છે ? ”

તેને લાલ પીળો જોઇ દાસ દાસીઓ ગભરાઇ ગયાં. તોપણ બચાવ કરવો જ જોઇએ, નહિ તો હમણાં બાર વાગી જશે એવી ધાસ્તીથી મુખ્ય દાસીએ કહ્યું: “ મહારાજ, એક ભિખારીનો છોકરો—”

પરંતુ માયાદેવી તેને ક્યાં આગળ બોલવા દે તેવી હતી ? તે રડતાં રડતાં જ બોલી ઉઠી: “નહિ, નહિ મામા, તે ભિખારી નહોતો. તેતો ઘણો સુંદર છોકરો હતો. મ્હને તે લાવી આપો. એણે જ તેને માર્યો. બિચારાને હમણાં જ બોલાવી મંગાવો.”

રામદેવરાવ દેવગિરિનો રાજા હતો. હજુ પણ દેવગિરિ રામરાજ્ય માટે પ્રસિદ્ધ છે. દેવગિરિની આજુબાજુ સો બસો માઇલ સુધી રામદેવની રાજ્ય-હદ હતી. તે સઘળા રાજ્ય ઉપર અમલ બજાવતો હતો પણ માયાદેવી વળી તેના મન ઉપર અમલ બજાવતી હતી, એમ કહેવું અયોગ્ય નથી. તે

તુરત જ બોલ્યો: "જા, જા, તે ગમે તેનો છોકરો હોય, તોપણ તેને લઇ આવ. એકદમ જા." તુરત જ દાસ દાસી તે છોકરાને બોલાવવા ગયાં. પોતે માયાદેવીને સમજાવવા લાગ્યો. પોતાના કહેવા પ્રમાણે મામાએ છોકરાને બોલાવવા મોકલ્યું અને તે હમણાં જ આવશે એમ જાણી તેને અતિશય આનંદ થયો. રામદેવરાવે તેને પોતાની સાથે લઈ પર્વત ઉપર ચઢતાં ચઢતાં કહ્યું: "તે છોકરો આવે એટલે મેહેલમાં લઈ આવજો."

માયાદેવીને સાથે લઇ પોતે મેહેલ તરફ ગયો. માયાદેવીના મૃદુ, મધુર સ્વરનું ભાષણ સાંભળી આનંદ પામતો, તેને લાડ લડાવતો બેઠો. તો પણ માયાદેવીનું સઘળું લક્ષ્ય પેલા છોકરા તરફ લાગ્યું હતું. તે છોકરો ક્યારે આવશે ? તેને ક્યારે જોઇશ ? તેને અહીં રાખવાની ક્યારે ગોઠવણ કરીશ ? એવા વિચારો કરતી હતી. લાડ લડાવેલાં અને મ્હોડે ચઢાવેલાં છોકરાંઓનો જેને અનુભવ હશે તેઓને આ વાતથી લગાર પણ આશ્ચર્ય લાગશે નહિ ! મામા સાથે રસ્તામાં જતાં જતાં અને વાતો કરતાં કરતાં પચીશ વખત તેણે પૂછ્યું હશે કે "તે છોકરો કેમ આવ્યો નહિ ?"

બીજી તરફ દાસ દાસીઓ પેલા છોકરાને શોધવા ગયાં હતાં તેને ઘણો વખત થયો, તો પણ તેમને જડયો નહિ. તેમને શોધી લાવવાની ઉત્કંઠા પણ નહોતી, પરંતુ રામદેવનો સ્વભાવ કેટલો કડક હતો અને તે છોકરાને શોધી લઈ ગયા વગર જવું એ પોતાના જીવ ઉપર સંકટ ખેડવા બરાબર હતું તે પ્રત્યેક જાણતાં હતાં. વળી મોઢે ચઢાવેલી છોકરીની હઠનું એ કામ ! પછી શું પુછવું ? કેટલા બધા પ્રયત્ને પણ તેમણે તે છોકરાને શોધી કાઢ્યો, અને "ત્હારે માટે અમને કેટલો બધો ત્રાસ વેઠવો પડ્યો ?" એમ કહી તેને ધક્કા મુક્કી મારતાં મારતાં ગઢ ઉપર લઈ ગયા. છોકરો બિચારો ન્હાનો, તેને આજે બે દિવસ થયાં પેટ પુરતું ખાવાનું અન્ન પણ મળ્યું નહોતું. તેમાં દાસ દાસીઓની આવી ત્રાસદાયક વર્તણુક પછી તેની કેવી સ્થિતિ થાય ? દેવગિરિ-દૌલતાબાદના કિલ્લાનો રસ્તો કેવો વિકટ ? જેના પેટમાં બે દિવસથી અન્ન નથી તે છોકરો ગઢ ઉપર શી રીતે ચઢે ? પરંતુ ચાકરોને તેની શી પંચાત ? ભિખારીને પણ કેટલું માન મળે છે તે તો જુવો ? એમ બોલતાં બોલતાં, તેનો હાથ ઝાલી ખેંચતાં, અને ધક્કા મારતાં આગળ

કર્યો. મેહેલ આગળ જઈ પહોંચતાં જમાદારે તે છોકરાને રામદેવરાવ સન્મુખ ઉભો કરી દંડવત્ કરવા કહ્યું. મોટાના નોકરો પૈસાવાળા કરતાં પણ વિશેષ રોફવાળા હોય છે. સ્વામીના કરતાં પણ પોતે જાણે મ્હોટા શ્રીમંત હોય તેટલો મિજાજ રાખતા જણાય છે. કોઇ ગરીબ ગુરબાંની દાદ ત્યાં લાગવા દેતા નથી. શેઠના કરતાં તેઓ જ વધારે શેઠ બની જાય છે! ભિખારી છોકરાને જોવા છતાં રામદેવરાવ એક અક્ષર પણ બોલ્યો નહિ. પરંતુ નમસ્કાર કેમ કરવા? કોને કરવા? એ માહિતી નહિ હોવાથી છોકરો ચુપચુપ ઉભો રહ્યો. પાછળ ઉભેલા જમાદારે તેને જરા ધમકાવવા માંડયો અને પોતાની સાહેબી બતાવવા માંડી.

પેલા છોકરાને જોતાં જ માયાદેવી એકદમ ખડખડાટ હસવા લાગી અને તાળીઓ વગાડવા લાગી. તે એકદમ બોલી: "જુવો, જુવો, મામા! શું તે નઠારો છે? ગરીબ તેથી શું થયું? તમે જ જુવો. મામા, કેની, મામા! મારી સાથે રમવાને એક છોકરો જોઇએ. તમે તેને અહિં રાખો."

"તું કોણ છેરે? કોનો છોકરો? અહિં શા માટે આવ્યો હતો?" રામદેવરાવે આ સઘળા પ્રશ્નો સૌમ્યપણે પૂછ્યા. પરંતુ તે છોકરો ગઢ ઉપર ચઢવાના શ્રમથી, દાસદાસીઓના ધમકાવવાથી, અને કોણ જાણે રામદેવરાવ તેને શું કરશે તે વિચારોથી ઘણો ગભરાઇ ગયો હતો. તો પણ તેણે ધૈર્ય રાખી ઉત્તર આપ્યો: "આપને ત્યાં કાંઈ નોકરી મળશે એવી ઇચ્છાથી હું આપને ત્યાં આવ્યો હતો. પણ બે દિવસ સુધી કોઇએ—" એટલું બળાત્કારે તે બોલી શક્યો. બોલતાં બોલતાં જ તેને મૂર્છા આવી બેશુદ્ધ થઈ એકદમ પૃથ્વી ઉપર પડયો. તેને ગ્લાનિ આવી ગઈ. રામદેવરાવે ઉઠી ઝટ તેને ઉંચકી લીધો. તેનો ચ્હેરો જોતાં જ અને તેણે જે ચાર શબ્દો કહ્યા હતા તે ઉપરથી તેને કાંઇક ચમત્કાર લાગ્યો હતો. તેને શું થતું હતું ત તે પોતે જ સમજતો હતો. તેણે છોકરાને ઉંચકી લીધા પછી તેનો આદર વધવા લાગ્યો. રાજાએ પોતે જ છોકરાને ઉંચક્યો પછી નોકર ચાકરોની ધમાલનું શું પૂછવું? કોઈ વૈદરાજને તેડવા, અને કોઈ પાણી લાવવા દોડયું. કેટલાક રામદેવરાવની આસપાસ વિંટલાઈ ગયા. કેટલાંક તે છોકરાને પંખો નાંખવા મંડી પડયાં. કેટલાંક તેનું શરીર દબાવવા મંડી પડયાં! આવી ધમચકડ થઇ રહી. રામ-

દેવરાવે તે છોકરાને પોતાને હાથે બાજુમાં પડેલા પલંગ ઉપર સુવાડી તેની આંખો પર પાણી છાંટયું. છોકરો થોડી વારે સાવધ થયો. પરંતુ તેના પેટમાં કાંઈ નહિ હોવાથી "ભુખ લાગી છે" એવા શબ્દો તેણે ચારપાંચ વખત ઉચ્ચાર્યા. રાજગૃહમાં અન્નની શી ખોટ હતી ? ત્યાં રસોઈની શું તંગી હતી ? આજ્ઞા થતાં જ અન્ન આવી પડયું. તેને જમાડીને એક સ્વચ્છ જગ્યામાં નિંદ્રા લેવડાવવાની ગોઠવણ કરી. રામદેવરાવ અંતર્ગ્રહમાં ચાલ્યો. રામદેવરાવના જતાં પહેલાં, માયાદેવીએ પોતાના નવા મિત્રને ત્યાં જ રાખવાનું વચન લીધું. તે રાત્રિએ કૃષ્ણદેવે સુખેથી નિદ્રા લીધી. તેને કેટલાંક સુખનાં સ્વપ્નાં આવ્યાં, તે જ પ્રમાણે રામદેવરાવના મનમાં પણ તે છોકરા માટે અનેક વાત્સલ્ય ઉત્પન્ન થયું. તેનું મુગ્ધ સુંદર પરંતુ દુઃખથી વ્યાપ્ત થયેલું મુખ તેની નજર આગળ રમવા લાગ્યું. તે છોકરાનું જ મોઢું એકલું નજર આગળ આવવા લાગ્યું એટલું જ નહિ પણ એને કોઈ બીજું સુંદર મુખ પણ તે છોકરાના મોઢાં સાથે જ નજર આગળ આવ્યું. "એમ કેમ ! એ છોકરાંને અને તે બીજા મુખને શું સંબંધ હશે ? હવે પછી શું સંબંધ થશે ? આજે મ્હને આ બન્ને સુંદર મુખનું સ્મરણ વારંવાર કેમ થાય છે ? અને જે કાંઈ થાય છે તે માત્ર આ એક ભિખારી છોકરાને માટે કેમ થાય છે ?" રામદેવરાવને આ પ્રશ્નો વારંવાર સતાવવા લાગ્યા. પોતાના મન સાથે વિચારવા લાગ્યો. પરંતુ તે સઘળું વ્યર્થ ! તેને કાંઈ સમજણ પડી નહિ.

રાત્રિના બાર વાગી ગયા હતા. કૃષ્ણદેવને કેટલાક દિવસ થયાં નિદ્રા આવતી નહોતી. આજે તેને ગાઢ નિદ્રા આવી ગઇ. નિદ્રામાં સુખ સ્વપ્ન જોવા લાગ્યો, અને તેથી તેના મુખ ઉપર હસવું ફરકતું હતું. બીજી તરફ રામદેવરાવને પણ નિદ્રા આવી નહિ ! નવા છોકરા સંબંધી કેટલાક વિચારો ઉત્પન્ન થતા હતા, તે તેનો વિચાર કરતો પથારીમાં પડયો હતો. આવી જ સ્થિતિમાં બાર વાગી ગયા. તેનાં નેત્રોમાં સહજ ઉંઘની લેહેકી આવી. એટલામાં જ એકદમ રાણીવાસમાંથી કોઇએ "ધાઓ" "ધાઓ" એવી બુમ પાડવાનો પડઘો સંભળાયો. રામદેવરાવ ડાબે પાસે સુઈ ઉંઘતો હતો. આવી સ્થિતિમાં તેણે જે સાંભળ્યું તે ખરૂં કે ખોટું તે બદલ શંકા

ઉત્પન્ન થઇ, અને ઉઠીને બીજી ખુરસી પર પડયો. ત્યાં સુવાથી નિદ્રા વિશેષ આવી ગઈ. ત્યાં પણ બીજો ચમત્કાર થયો. સ્વપ્નામાં તેની બ્હેન યશોદાદેવી સતી થવાનો નિશ્ચય કરી પોતાની આગળ ઉભી છે. પ્રચંડ ચિતા રચી છે. તે ઉપર કાષ્ટમંચ ગોઠવ્યો છે. આસપાસ જ્વાળાગ્રહી પદાર્થો ગોઠવ્યા છે. એક હાથમાં પૂજાનો સરસામાન લઇ પુરોહિતજી ઉભા છે. કેટલાંક માણુસ વાજીંત્રો વગાડે છે. કેટલાંક દેવીને પગે લાગે છે. કેટલાંક આક્રોશ કરતાં ઉભાં છે. કપાળમાં પિયેળ કાઢી ઉભેલી યશોદાદેવી છોકરી માયાદેવીની સંભાળ રાખવા કહે છે. તેનું મુખારવિંદ તેજઃપુંજથી પ્રકાશ મારી રહ્યું છે. ચિતા ઉપર યશોદાદેવીના પતિનું શબ ગોઠવ્યું છે. તે શબ સ્હામું જોઇ હસતી હસતી યશોદાદેવી ઉભી છે. તેના મુખ ઉપર શોકની કિંચિત્ છાયા દેખાતી નથી. તે રાવને પોતાની પાસે બોલાવે છે, અને તે કાંઇક પાર્થના કરે છે. પ્રાર્થના કરી હમણાં ચિતામાં પ્રવેશ કરશે. જોતજોતામાં તે ચિતામાં જઈ બેઠી. આસપાસ અગ્નિના ભડકા થવા લાગ્યા. ત્યાં ઉભેલાં સઘળાં માણસો મ્હોટેથી રડવા લાગ્યાં. કોલાહલ થઇ રહ્યો. આટલું થતાં જ તે સ્વપ્નામાંથી એકદમ જાગી ઉઠયો, અને જુવે છે તો ખરેખર રાણીવાસના એક ભાગમાં આગ લાગી ભડકા થતા હતા. જે ભાગમાં આગ લાગી હતી, તે જ ભાગમાં માયાદેવીનું નિદ્રાસ્થાન હતું. તેની બીજી બાજુના ઓરડામાં કૃષ્ણદેવનો પલંગ હતો. રામદેવરાવ આ સઘળું જોતાં જ ઉઠીને એકદમ આગવાળી જગ્યા તરફ ગયો.

રામદેવરાવ જતાં પહેલાં જ થયેલા ગડબડાટથી કૃષ્ણદેવ જાગ્યો હતો. તેને જણાયું કે કોઇક ઠેકાણે આગ લાગી છે. ત્યાંથી ઉઠી આગ લાગેલી જગ્યાએ પહોંચ્યો. તેને ખબર પડી કે માયાદેવીના ઓરડામાં જ આગ લાગી છે. આગનું નામ સાંભળતાં જ માયાદેવીને પડી રહેવા દઇ દાસદાસીઓ ન્હાસી ગયાં છે. માયા કયાં સુતી હતી તે કૃષ્ણદેવને ખબર હતી. તેણે આગમાં પેસવાની ઇચ્છા કરી. બાજુએ ઉભેલાં માણસોએ તેને ઘણું સમજાવ્યો પણ કોઇનું કહ્યું નહિ માનતાં તેણે કચ્છોટો માર્યો. અગ્નિના કયા ભાગમાંથી પ્રવેશ કરવો તે તપાસવા લાગ્યો. કયે રસ્તે જવાથી માયાદેવીની પાસે જઈ તેને બચાવી શકાય તે વિચારો તેના મનમાં ઉઠયા હતા. એટ-

લામાં માયાદેવી મ્હોટા અવાજે ચીસો પાડતી અને કોઇને બોલાવતી હોય તેમ એક બારણા પાછળ ઉભેલી જણાઇ. કૃષ્ણદેવની ઉમ્મર કેટલી ? તેનું શરીર કેટલું ! તોપણ માયાદેવીની ચીસ સાંભળતાં જ તેણે અગ્નિમાં તેના તરફ કુદકો માર્યો. તે વેળા તેના મનમાં એવું કરવાની હિમ્મત કેમ આવી ? ગઇ કાલે માયાદેવીએ તેના ઉપર દયા કરી તેને એવી સ્થિતિમાં મુકવાથી તેના મનમાં કૃતજ્ઞતા ઉત્પન્ન થઈ, કિંવા તે સ્વભાવનો જ સાહસી અને પરોપકાર પ્રિય છોકરો હતો તે કહેવું કઠિન છે. માયાદેવીને અગ્નિના ભડકા વચમાં જોતાં જ, કાંઇ પણ વિચાર ન કરતાં તે એકદમ કુદી તેની પાસે જઇ ઉભો. તે છોકરાને નાના પ્રકારની વિદ્યા શિખવવાને કે તેના મનમાં સાહસ, પરોપકાર અને ધૈર્ય ઉત્પન્ન કરવાને માટે શિક્ષકો રાખવામાં આવ્યા નહોતા ! તે અત્યંત દરિદ્રાવસ્થામાં ઉછરેલો, અને દરિદ્રી પણ સજ્જન, કુલિન હતો. માતાપિતાએ તેને પોતાની યોગ્યતા અને સંપત્તિ પ્રમાણે શિક્ષણ આપ્યું હતું. એ શિવાય તેને શિક્ષણ આપનાર એક બીજો મોટો ગુરૂ હતો. તે ગુરૂ માત્ર અનુભવ હતો. અતિશય એકાંત એવી ખેડુતોની ભૂમિમાં તે ઉછર્યો હતો પરંતુ આજ પર્યંતના તેના આયુઃક્રમમાં એટલાં બધાં પરિવર્તન થયાં હતાં અને તે સઘળાંનો એટલો બધો અનુભવ થયો હતો તથા એટલું બધું શિક્ષણ મળ્યું હતું કે તેવું શિક્ષણ અને તેવો અનુભવ રામદેવરાવ સરખા રાજાના ગૃહમાં જો તે ઉછર્યો હોત તો તેને એ સઘળું મળત કે નહિ તેની જ શંકા હતી ! અસ્તુ. તે સાહસપ્રિય છોકરાએ પ્રાણની દરકાર નહિ કરતાં અગ્નિમાં પ્રવેશ કર્યો અને માયાદેવીની પાસે જઈ ઉભો. તેની શરીર પ્રકૃતિ સુદ્રઢ હતી, અને શરીર પ્રકૃતિ કરતાં તેનું અંતઃકરણ એટલું દ્રઢ હતું કે જેથી તેણે પોતાના શરીરની બિલકુલ દરકાર રાખી નહિ. માયાદેવીવાળા ઓરડામાં એક બાજુએ પાણીનું ભરેલું એક તપેલું માલમ પડયું. તે જોતાં જ તેના મનમાં એક વિચાર ઉત્પન્ન થયો. હજુ ઓરડાના એક ભાગ ઉપર આગ લાગી નહોતી. તેથી માંયાદેવીને બહાર કાઢવાનું શકય હતું. માત્ર તે ગભરાઈ ગયેલી હોવાથી તે બાજુએથી નિકળવાનું તેને સુઝયું નહિ. કૃષ્ણદેવે એક બે લુગડાં પાણીના તપેલામાં પલાળ્યાં અને એક પોતાના તથા બીજું માયાદેવીના શરીરે વિંટાળ્યું. તે માયાદેવીને ઉંચકી બહાર નિકળવાનો

લાગ જોવા લાગ્યો. તેના શરીર અને વયના પ્રમાણમાં આટલું મ્હોટું સાહસ કરવું મ્હોટું આશ્ચર્યકારક હતું. તો પણ આ સમયે તેણે અટલ, અચલ ધૈર્યપૂર્વક આ સાહસ કર્યું.

કૃષ્ણદેવ આ પ્રમાણે અગ્નિમાં કારભાર કરતો હતો. તેજ સમયે રામદેવરાવ બહાર આવી ઉભો. તેને આવતો જોઇને જ નોકર ચાકરો પણ દોડી આવ્યા, અને અગ્નિ ઓલવવા પ્રયત્ન કરવા લાગ્યા. જો કાંઈ નવું જુનું થયું તો આપણો જીવ બચશે નહિ. અત્યાર સુધી હાથ પગ જોડી બેસી રહ્યા એ વાત રામદેવરાવના જાણવામાં આવતાં તે દેહાંત પ્રાયશ્ચિત્ત આપ્યા શિવાય રહેશે નહિ. તે તેમના મનમાં પક્કી ખાત્રી હતી. પોતે રાજ્યના નોકરો થઈ, અગ્નિમાં પ્રવેશ કરી માયાદેવીને કેમ બચાવી નહિ ? એવો પ્રશ્ન પુછશે. એ વિચાર કરી કેટલાક અગ્નિમાં પેઠા, રામદેવરાવ ત્યાં ઉભો હતો તે વેળા કેટલાક નોકર ચાકરોએ અગ્નિમાં પ્રવેશ કરવાની ગડબડ મચાવી મુકી ! કૃષ્ણદેવ પોતાના પ્રાણની દરકાર નહિ કરતાં માયાદેવીને બચાવવા અગ્નિમાં પેઠો છે એ વાત કોઇએ રાવને કહી નહિ. કહે પણ કોણ ? સંસારમાં સૌ યશના ભૂખ્યા છે ! પોતાને યશ મળતો હોય તો પક્ષપાત, વિશ્વાસઘાત કે નિમકહરામપણું કરવામાં કોણ ચુકે એમ છે ! જેઓને સંસારમાં જાણે કાળના કાળ કાઢવા હોય ! માયા, મમતા, સંપત્તિને સાથે લઈ જવી હોય તેઓ શા માટે એવું કરવા ચૂકે ? ગમે તેનું ગમે તેમ થાય તેની એવા વિશ્વાસઘાતીઓને થોડી દરકાર છે ? એક દમડીના નોકરથી પાંચ હજાર રૂપિયા સુધીના નોકરોના હૃદયમાં યશ લેવાનો સંકલ્પ જાગૃત હોય છે, અને તે મેળવવા માટે જો તેમનાથી બની શકે તો તેઓ આખા સંસારનું પરિવર્તન કરવા ચુકે એમ નથી. એકના લાભ માટે બીજાનું ગળું રહેંસાય કે એકના લાભ માટે બીજો નિરાશ થાય તો પણ ગમે તેટલા પક્ષપાતથી યશ મેળવવાનો લાગ કોણ ગુમાવે એમ છે ? રાજાથી રંક પર્યંત આ સ્થિતિ ચાલી આવે છે ત્યાં પછી રામદેવરાવના નોકર ચાકર શું બિસાતમાં ? કોઇએ કૃષ્ણદેવની વાત કહી નહિ. રામદેવ અગ્નિસ્થાનની આસપાસ ફરતો તે જોતો હતો કે તેમાં પ્રવેશ કરવાની કોઈ જગ્યા છે કે નહિ. એટલામાં જ એકાએક તેના પગ આગળ ધબ્બ લઇને કાંઇ આવી

પડયું. આગના ગભરાટમાં તેને પ્રથમ કાંઈ સમજાયું નહિ, પણ બરાબર જોતાં જણાયું કે માયાદેવી અને કૃષ્ણદેવ બન્ને બેશુદ્ધ પડયાં છે. માયાદેવીને જોતાં જ તેનો આનંદ વિશેષ વધ્યો. એ છોકરાએ જ માયાદેવીને સુરક્ષિતપણે બહાર કાઢી જીવ બચાવ્યો એવું તેને જણાયું. તેથી તે છોકરા ઉપર તેને અતિશય પ્રેમ ઉત્પન્ન થયો. તુરત જ તે બન્નેને ઉંચકી મહેલમાં લઈ જઈ તેણે શુદ્ધિમાં લાવવાના ઉપાયો યોજ્યા. માયાદેવીના પ્રાણ બચવાથી તેને જે અતિશય હર્ષ ઉત્પન્ન થયો તે હર્ષના ઉમળકામાં, નોકર ચાકરોને પૂછપરછ કરવાનું પણ તે ભૂલી ગયો. જો માયાદેવી અગ્નિમાં બળી ભસ્મ થઇ હોત તો સઘળા નોકર ચાકરોનું શું થાત તે કાંઈ નિશ્ચય નહોતું. થોડી વારે માયાદેવી શુદ્ધિમાં આવી. જરા જરા બોલવા લાગી. તો પણ શરીરે દાઝેલી હોવાથી તે ચીસો પાડતી હતી. તેથી તેને સમજાવવાને અને તેની ભીતિ દૂર કરવાને રામદેવરાવનું મન અને સમય બન્ને કામે લાગ્યાં. માયાદેવીને પૂર્વ સ્થિતિએ લાવવા ઉપચારો ચાલ્યા. તે સાથે કૃષ્ણદેવને પણ ઉપચારો થતા હતા એ કહેવાની જરૂર નથી. તેને પણ સત્વર આરામ થયો અને રામદેવરાવનો અત્યંત પ્રેમાધિકારી થયો. તેજ દિવસથી માયાદેવી તેને પોતાનો ભાઈ કહેવા લાગી. તેના સિવાય તેને ચેન પડતું નહિ. તે તેને જરા પણ વેગળે જવા દેતી નહિ.

કૃષ્ણદેવ ભિખારી, તે કયાંથી આવ્યો તે કોઈ જાણતું નથી. તે કોનો છોકરો તેનો પણ કાંઇ પત્તો નથી. તેમ છતાં તેને આટલું બધું માન મળ્યું એ તેના નોકર ચાકરોથી દેખી ખમાયું નહિ. સઘળા નોકરો કૃષ્ણદેવનો દ્વેષ કરવા લાગ્યા. દિવસે દિવસે રામદેવરાવનો પ્રેમ વૃદ્ધિંગત થવા લાગ્યો. એ છોકરામાં સાહસાદિ સદ્દગુણ હોવાનું કાંઈ પણ કારણ હોવું જોઇએ એવું પણ તેને લાગ્યું. કૃષ્ણદેવ કોનો પુત્ર, એ બાબત તેણે તેને પૂછી ઘણી ચોકસી કરી પરંતુ "પૈઠણ નજીક એક દરિદ્રી ખેડુત હતો તેનો પુત્ર, માબાપ બન્ને વૃદ્ધ હતાં. તે એક દિવસ મૃત્યુ પામ્યાં. તે સમયે આપની પાસે આવી કાંઇક ભાગ્યોદય થાય તો યત્ન કરવો એવા ઉદ્દેશથી આવ્યો હતો." એટલું જ તેણે કહ્યું. એ કહેવાથી રામદેવરાવે માણસો મોકલ્યા અને ખબર કઢાવી. તેમાં જણાયું કે તે ગામમાં બે વૃદ્ધ રહેતા હતા

તે વાત ખરી. તેમને એક પુત્ર હતો તે પણ ખરૂં, પરંતુ કાંઇક એવો ચમત્કાર થયો કે એક દિવસે એકી ઘડીએ જ તે બન્ને વૃદ્ધો મૃત્યુ પામ્યાં. છોકરો ક્યાં નીકળી ગયો તેનો કોઇને પત્તો લાગ્યો નહિ. ત્યાર પછી રામદેવરાવે અધિક શોધ કરી નહિ. તેના અંતઃકરણમાં જે પ્રેમ ઉત્પન્ન થયો તે બદલ જ માત્ર તેને આશ્ચર્ય લાગતું હતું.

એક દિવસ કૃષ્ણદેવ ગાઢ નિદ્રામાં હતો, તે વેળા રામદેવરાવ તેની પાસે જઇ ઉભો. તેના ચ્હેરા સ્હામુ જોવા લાગ્યો. કૃષ્ણદેવ પ્રથમ આવ્યો ત્યારે તેના પેટમાં પુરતું અન્ન નહિ હોવાથી તે શરીરે કૃશ હતો. પરંતુ હમણાં તે રાજગૃહમાં ઉત્તમ પ્રકારનું ભોજન લે છે. ઉત્તમ પ્રકારની સર્વ વ્યવસ્થા થાય છે. તેથી તેની શરીર પ્રકૃતિ ઘણી સારી રહે છે. તેનો ચ્હેરો અનુપમ સૌંદર્યપૂર્ણ હતો. આ સમયે તેને કાંઇકિ સુંદર સ્વપ્નું આવ્યું હતું. તેથી તે હસતો હોવાથી તે વિશેષ તેજસ્વી જણાતો હતો. તે જોતાં જોતાં રામદેવરાવને કાંઇક હૃદયમાં થઈ આવ્યું. તેના નેત્રો સમક્ષ જાણે કાંઇ બે મૂર્તિઓ ઉભી હોય એવું દેખાયું. બે ત્રણ વખત તે મૂર્તિ સ્હામું જોયા પછી પાછો કૃષ્ણદેવના ચ્હેરા સ્હામું જોવા લાગ્યો. એકાએક તેણે ઓઢેલી ચાદર કાઢી નાંખી તેનું શરીર જોવા લાગ્યો. પછી તેના મુખ સ્હામું જોવા લાગ્યો. એકદમ તે બબડયોઃ "ઘણું કરીને તેજ છે. પણ ખાત્રી કેમ થાય?" વિચાર કરતાં કરતાં આમ તેમ ફેરા–આંટા મારવા લાગ્યો. તેણે પોતાના મન સાથે ઘણો વિચાર કર્યો. જેમ જેમ અધિક અધિક વિચાર કરવા લાગ્યો તેમ તેમ ઘણા દિવસની તેના મનની શંકા બદલ ખાત્રી થવા માંડી. તે પુનઃ બોલ્યોઃ "જો તેમ ન હોત તો આપણને આટલો બધો પ્રેમ ઉત્પન્ન થાત જ નહિ" પરંતુ કેવળ મનઃ પ્રવૃત્તિ ઉપર અવલંબન કરી કોણ રહ્યું છે? તેના મનમાં પહેલાં કરતાં વધારે ગડબડાટ થયો, તેની વિશેષ શોધ કરવાને રાજાએ બીજી વખત માણસો મોકલ્યાં.

કેટલાક દિવસો ગયા પછી એક ચમત્કાર થયો. કૃષ્ણદેવ અને માયાદેવી એક બીજા સાથે રમતાં હતાં. માયાદેવીએ તેને કહ્યું: "જોની, તું તો મ્હારો ભાઈ થાય! ખરેખરૂં કહું છું. જો, તું મ્હારો ભાઇ. આપણી મંજુલાબાઈ છે કેની તે મ્હને કહેતાં હતાં કે મ્હારો એક વડીલ ભાઈ હતો.

એક વખત મોગલોની સ્વારી ચઢી આવી. તે વેળા મ્હારા માતા પિતા ઉપર ન્હાસી જવાનો પ્રસંગ આવ્યો. તે વેળા તેઓ ક્યાં ન્હાસી ગયાં તેની કોઇને ખબર પડી નહિ. મંજુલાબાઇએ જ્યારે મ્હને મ્હારા ભાઇની વાત કહી ત્યારથી જ હું વિચારતી હતી કે તે ક્યાં હશે? કેવો હશે? તેને કોણ લઈ ગયું હશે! ત્હને જ્યારથી જોયો ત્યારથી મ્હને એમ જ થાય છે કે તું જ મ્હારો ભાઇ છે! વારૂ ભાઇ! તેં જ મ્હને આગમાંથી બચાવી કેની? જોની ભાઇ, ભાઈ હોય તે જ બ્હેનને આગમાંથી બચાવે કેની? ભલે, તું ભાઈ નહિ હોય તો શું થયું? તું તો ભાઇ કરતાં પણ મ્હને વધારે વહાલો છે."

માયાદેવીનું આ બોલવું સાંભળી કૃષ્ણદેવ તેના સ્હામું ચમત્કારિકપણે જોવા લાગ્યો. તેને એકાએક કંઇક સ્મરણ થયું હોય તેવું જણાયું. તે નિઃશ્વાસ નાખી માયાદેવીને કહેવા લાગ્યોઃ 'માયાદેવી, તું કહે છે તેવું મ્હારૂં નશીબ ક્યાંથી હોય? પણ મારાં માબાપે અંતે મ્હને એવું કહ્યું હતું કે અમે ત્હારાં ખરાં માબાપ નથી. તું અમને એક ઝાડ નીચેથી મળી આવ્યો હતો. માયાદેવી, તેમણે મને એક જણસ આપી છે, અને તે મેં ઘણી કાળજીપૂર્વક સાચવી રાખી છે. હું કોનો છોકરો છું તે મ્હારા સ્વપ્નમાં પણ આવ્યું નથી. લે, જો, ત્હારે જોઇએ તો તે લે, અને જો.' એટલું બોલી તેણે પોતાની ઓરડીમાં જઇ એક ડબ્બી લાવી આપી. ડબ્બી ઉઘાડતાં એક હીરાનું પીપળાના પાંદડા જેવું જવાહીર મળ્યું. તે પીપળાનું પાંદડું બન્ને જણા એકચિત્તે જોતાં હતાં. ત્યાં તેમની ઓરડીમાં કોણ આવ્યું છે તેની પણ ખબર રહી નહિ. રામદેવરાવ ક્યારનોએ તે ઓરડીમાં ઉભો રહી તે જવાહીર જોતો હતો. તેની દ્રષ્ટિ તે પીપળાનાં પાંદડાં ઉપર પડતાં જ તેના મનની ખાત્રી થઇ. કૃષ્ણદેવ અને માયાદેવીના ચ્હેરા ઉપરનું સૌમ્યપણું સ્પષ્ટ રીતે જણાવા લાગ્યું. તેના મનમાં આજે નિશ્ચય થઇ ગયો. તે વારંવાર પીપળાના પાંદડ સ્હામું અને તે બન્ને બાળકો સ્હામું જોવા લાગ્યો. તે જ પ્રમાણે તે બાળકોનું નૈસર્ગિક સુમધુર ભાષણ સાંભળ્યું. કૃષ્ણદેવ બોલી ઉઠયોઃ "તું મ્હારી બ્હેન છે એવું બોલ નહિ. હું એક ભિખારીનો છોકરો, આ પીપળાનું પાંદડું તુ ત્હારા ચોટલાનો અલંકાર જાણી વેણીમાં પહેર. ઘણા દિવસથી કાળજીપૂર્વક તેને સાચવી રાખ્યું છે. આજે સહજ વાત નિકળી ત્યારે એ ત્હારા માથાન

શોભા થઈ પડશે એમ જાણી મેં તને આપ્યું. લે, અને આવ ત્હારી વેણી-માં હું જ પહેરાવી આપું. એનાથી ત્હારી વેણીમાં ચળકાટ આવશે. તથા ત્હારૂં માથું પણ ઘણું સારૂં દેખાશે. હું ત્હારે ચોટલે બાંધી આપીશ." તનો આ વિચાર માયાદેવીને પસંદ પડયો. તુરત જ તે પોતાની વેણી લેવા દોડી, પણ ઉંચે જોતાં રામદેવને જોયો. તેને જોતાં જ માયાદેવી મામાને વળગી પડી. તે બોલીઃ "મામા, મામા, જુવો તો ખરા, કૃષ્ણદેવે મ્હારી વેણીને માટે કેવી મઝાની વસ્તુ આપી છે?" એટલું બોલી કૃષ્ણદેવના હાથમાંનું પીપળાનું પાન રામદેવના હાથમાં આપ્યું. તે રામદેવરાવના હાથમાં આવતાં જ અધિકાધિક ખાત્રી થઈ કે આ પીપળપાન, આપણી બ્હેન પ્રથમ ગર્ભિણી થઈ બાળક આવ્યું તે વખતે જ તેને આપ્યું હતું. તે જ આ છે. યશોદાદેવીનો જ આ છોકરો છે એવી ખાત્રી થઇ. રામદેવરાવે તે પીપળપાન રાણીવાસમાં લઈ જઈ બધાંને બતાવ્યું. રામદેવની પત્નિએ પણ ઓળખ્યું. કૃષ્ણદેવ એજ, અને એ જ આપણો ભાણેજ એ બાબતની પણ સંપૂર્ણ ખાત્રી થઇ. એ ખાત્રી વધારે દ્રઢ કરવાને કૃષ્ણદેવ જ્યાં મ્હોટો થયો હતો તે જગ્યાએ જઇ દરેક તરેહની ચોકસી કરી. ત્યાં પણ તેને એમ જ જણાયું કે કૃષ્ણદેવ ગરિબ ખેડુતનો છોકરો નહોતો પણ તે તેને એક ઝાડ નીચેથી નિદ્રાવસ્થ મળી આવ્યો હતો અને તે બન્ને વૃક્ષોએ ઉછેરી મોટો કર્યો હતો. અલ્લાઉદ્દીન બાદશાહે રામદેવરાવના રાજ્ય ઉપર એક બે વખત સ્વારી કરી હતી અને તેમાં કૃષ્ણદેવનો પિતા મૃત્યુ પામ્યો. લડાઈમાં સિપાહીઓ તેને છોડી ગયા હોવાથી તેનું મૃત્યુ થયું; નહિ તો તે એવો વીર પુરૂષ હતો કે જેથી તે અલ્લાઉદ્દીન જેવા હજારો યવનોનો સંહાર કરવા શક્તિવાન હતો. લડાઈમાં એક ઝાડ નીચે છાવણી કરી હતી, અને એકાએક હુમલો આવતાં લશ્કર સ્હામે લડવું પડયું તેથી તેની માતા અને પુત્ર ત્યાં જ રહ્યાં. માતા પણ મુસલમાનોના હાથમાં સપડાઇ ભ્રષ્ટ થવાના ભયથી ન્હાસી ગઈ, અને છોકરો ત્યાં પડેલો હોવાથી કોઇ ખેડુત ઉપાડી ગયો. કૃષ્ણદેવના પિતાના મૃત્યુ પછી તેની માતા સતી થઇ. પુત્રે ખેડુતને હાથ જઈ દુઃખમાં પણ ઘણા પ્રકારનો અનુભવ મેળવ્યો અને અંતે "પુરૂષનું નશીબ પાંદડાં નીચે" એ કહેવત પ્રમાણે એક દિવસ તેનાં પ્રારબ્ધે જોર કર્યું. તેને ગમે તેટલું દુઃખ પડયું

છતાં ધૈર્ય તજ્યું નથી, અસત્ય બોલ્યો નથી અને પોતે એક ભિખારીના છોકરા જેવો જણાવા છતાં રામદેવરાવ જેવા રાજાને મળવાની ઇચ્છા કરી. તેમાં નિષ્ફળ થયો, નોકરોએ ધક્કા મુક્કી કરી તોપણ આરંભેલું કામ સફળ કર્યા વિના ગયો નહિ. આટલું ધૈર્ય, આટલી સત્યતા અને આટલી દ્રઢતા બીજા દુઃખી પુરૂષોમાં ભાગ્યે જ જોવામાં આવે છે આવેલા દુઃખથી બ્હી નહિ જતાં પરમાત્મા પર આસ્થા રાખવી, તે જ પરમાત્મા સ્હાય થશે, તે જ સફળ મનોરથ સિદ્ધ કરશે, તેણે જ દુઃખ આપ્યું છે, તે જ સુખ આપશે, એવી આસ્થા શ્રદ્ધા રાખી દુઃખને વિખેરવાની તજવીજ કરવી. પુરૂષાર્થ કરવો તો જ તે પરમાત્મા સુખ આપે છે. દુઃખને અંતે સુખ અને સુખને અંતે દુઃખ. સૃષ્ટિના પ્રત્યેક પદાર્થમાં પરિવર્તનનો નિયમ છે. એ ખાત્રીથી જાણવું.

માયાદેવીએ એકાએક તે છોકરા ઉપર પ્રેમ લાવી બોલાવવાનો આગ્રહ કરવો એ શું બતાવે છે? એણે તેને પોતાનો ભાઈ જાણીને જ બોલાવ્યો નહોતો, પરંતુ બિચારા દુઃખી કૃષ્ણદેવની વિનંતિ સાંભળી પરમાત્માએ જ માયાદેવીના હૃદયમાં પ્રેરણા કરી તેને પ્રેમભાવ બતાવ્યો, નહિ તો એવા હજારો ભિખારીઓ અથડાતા હતા તેના ઉપર કેમ પ્રેમભાવ ઉત્પન્ન થયો નહિ? કોઇકનો શબ્દ સાંભળીને અથવા કોઇ મનુષ્યને જોવાથી મનુષ્યનું મન તે તરફ આકર્ષાય છે તેનું કારણ પરસ્પરનો પૂર્વનો સંબંધ અપરોક્ષપણે મનમાં ઉત્પન્ન થાય છે તે જ છે.

* * * * *

કૃષ્ણદેવને રાજ્ય કારભારની સઘળી તાલીમ આપવામાં આવી, અને થોડા દિવસમાં જ રાજ્યમાં સૈન્યપતિ થઇ એક રાજા સમાન થઇ પડયો. માયાદેવી પણ તેને "ભાઇ, તમે તો ભિખારી હતા ને? તે બધું કયાં ગયું?" એમ કહી રોજરોજ ખીજવવા લાગી.

**"પ્રારબ્ધ કરતાં પુરૂષાર્થ કરવો એ જ દુઃખને ખસેડવાનું સાધન છે."**

**डाह्याभाई रामचंद्र म्हेता.**

---

પ્રાય મળેલા છે. આ વિષયનું હેન્ડબીલ મંગાવવાથી મોકલવામાં આવશે. પુસ્તકનું સાઇઝ સારા સફેદ ઉંચા ગ્લેઝ કાગળ, સુપરરૈયલ બાર પેજી પૃષ્ઠ ૪૨૦ કિંમત રૂા. બે. પોષ્ટ સહિત.

ઠે. સારંગપુર ઘાસીરામની પોળ—અમદાવાદ. } **ચુનીલાલ નરભેરામ દેશાઈ.**

---

# વેપાર અને ઉદ્યોગ.

હાલના જમાનામાં વેપાર અને ઉદ્યોગ એજ જીંદગીનાં મૂળ
ાધનો છે જો તમારે એ બાબત કંઇ જાણવું હોય તો લખો




કે જેની અંદર દરેક જાતની ઉપયોગી વેપારી બાતમી, જુદા
ુદા દેશના કોન્સલો તરફથી તથા નામદાર સરકાર તરફથી આપ-
ામાં આવે છે તથા વેપારી વિષયો અને આંકડાથી ભરપુર છે.

એકલુંજ ગુજરાતી વેપારી માસિક

જાહેર ખબર માટે સર્વોત્તમ સાધન.

ષિક લવાજમ ફક્ત રૂ. ૩-૬-૦, નમુનાના અંકની કિ. રૂ. ૦-૫-૦

લખોઃ—

**ધી સેક્રેટરી,**

**ઈન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો.**

૭૭-૭૯ એપોલો સ્ટ્રીટ, ફોર્ટ-મુંબાઇ.

*** "સસ્તી વાર્તામાળા"નાં પ્રથમ વર્ષનાં પુસ્તકો સીલીકમાં નથી માટે કોઇએ મંગાવવા તસ્દી લેવી નહિ.**